શ્રીભક્તામરસ્તોત્રની પાદ-પૂર્તિરૂપ

# કાવ્ય-સંગ્રહનો દ્વિતીય વિભાગ.

## શ્રીધર્મસિંહસૂરિકૃત સરસ્વતી-ભક્તામર

( સ્વોપજ્ઞ ટીકા સહિત )

તથા

## શ્રીલક્ષ્મીવિમલ મુનિવર્યકૃત શાન્તિ-ભક્તામર

તેમજ

## શ્રીવિનયલાભગણિકૃત પાર્શ્વ-ભક્તામર

( આઠ પરિશિષ્ટો સહિત )


સંશોધન, ભાષાન્તર તથા વિવેચન કરનાર

પ્રો૦ હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.,

ન્યાયકુસુમાંજલિ, સ્તુતિ-ચતુર્વિંશતિકા વગેરેના અનુવાદક.



પ્રસિદ્ધ કર્તા—

શ્રીઆગમોદયસમિતિ તરફથી

જીવણચંદ સાકરચંદ જવેરી, મુંબાઇ.

પ્રથમ આવૃત્તિ—પ્રતિ ૧૨૫૦

વિક્રમ સંવત્ ૧૯૮૩ વીર સંવત્ ૨૪૫૩

મૂલ્ય રૂ૦ ૩–૮–૦

## प्रवर्तक श्रीकांतिविजयजी.



जन्म वि. सं. १९०७ कारतक शुक्ल ३, वडोदरा.
दीक्षा वि. सं. १९३६ माघ ,, ११, अम्बाला.
प्रवर्तकपद वि. सं. १९५७ माघ ,, १५, पाटण.

Lakshmi Art, Bombay. 8.

## સમર્પણ-પત્રિકા

પૂજ્યપાદ પ્રવર્તક શ્રીમાન્ ૧૦૮

# કાંતિવિજયજી

લીંબડી.

આપશ્રી પોતાના સંગ્રહ કરેલા અપૂર્વ પુસ્તકભંડારમાંથી

હસ્તલિખિત ગ્રન્થોની અમૂલ્ય પ્રતિઓ વખતોવખત

અમોને પુસ્તકસંશોધન નિમિત્તે મોકલાવી

પુસ્તકપ્રકાશન કાર્યમાં જે મદદ આપો છો

તેના સ્મરણ-ચિહ્ન તરીકે આ

ગ્રન્થ-રત્ન આપની સમ્મતિ વિના

આપશ્રીના કરકમળમાં સમર્પી

અંશતઃ કૃતાર્થ થવાની

અભિલાષા રાખીયે

છિયે.

મુંબાઈ.
તા. ૯-૧૧-૨૭
બુધવાર, કાર્તિકી પૂર્ણિમા
વિક્રમ સંવત્ ૧૯૮૪.

જીવણચંદ સાકરચંદ જવેરી
તથા
શ્રીઆગમોદયસમિતિના અન્ય માનદ મન્ત્રીઓ.

## समर्पण-पत्रिका

पूज्यपादाः प्रवर्तकाः श्रीमन्तः

# कान्तिविजयाः !

श्रीमन्तो भवन्तः स्वसंगृहीतादपूर्वपुस्तकभाण्डागाराद्
हस्तलिखितानां ग्रन्थानाममूल्याः प्रतीः प्रति-
समयमस्मभ्यं पुस्तकसंशोधनार्थं संप्रेष्य
पुस्तकप्रकाशनकर्मणि यत् साहाय्यं प्रय-
च्छन्ति तत्स्मरणचिह्नरूपमेतद् ग्रन्थ-
रत्नं भवदनुज्ञामन्तरेणापि श्रीमतां
भवतां करकमलेषु समर्प्य
अंशतः कृतार्थीभवितुं
अभिलषामहे—

विक्रमाब्दः १९८४
कार्तिकस्य शुक्ला पूर्णिमा बुधवासरः
ता. ९–११–२७
मोहमय्याम् ।

भवदीयाः
झवेरी-साकरचन्द्रात्मज-जीवनचन्द्रः
अन्ये च श्रीआगमोदयसमिते-
र्मानदमन्त्रिणः ।

શ્રીમદ્વિજયાનન્દસૂરીશ્વરના પટ્ધર શ્રીમદ્વિજયકમલસૂરિરાજના
પ્રથમ પટ્ધર જ્યોતિઃશાસ્ત્રવિશારદ શ્રીવિજયદાનસૂરિનો

# અભિપ્રાય.

શ્રીવીરભક્તામર તથા શ્રીનેમિભક્તામરનાં ગંભીર કાવ્યોના ભાષાંતરકાર શ્રીમાન્ પ્રોફેસર **હીરાલાલ રસીકદાસે** પોતાના પ્રસ્તુત શ્રમ માટે અમારા અભિપ્રાયની ઇચ્છા દર્શાવી છે.

પૂર્વનાં કાવ્યોની માફક આ શ્રી**સરસ્વતી**ભક્તામર, શ્રી**શાંતિ**ભક્તામર તથા શ્રી**પાર્શ્વ**ભક્તામર કાવ્યોના ભાષાંતરમાં પણ તેમણે સારામાં સારી સફળતા પ્રાપ્ત કરી છે એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય. અત્રે સૂત્રો તથા મતાંતરોની બાબતમાં કેટલીક વખત સ્મરણમાં રહેવા જોઇતા વિવેકની આવશ્યકતા બાબત સામાન્ય ઇસારો કરવો અસ્થાને નહિ ગણાય. તે એ છે કે આ ગ્રન્થમાં સ્પષ્ટીકરણમાં અનુવાદકે સૂત્રોના ઉલ્લેખ કરેલા હોવાથી સૂત્રો વાંચવાની ગૃહસ્થોને છૂટ છે એમ સમજવાનું નથી તેમજ મતાંતરની બાબતમાં દિગંબર મતનો જે આ ગ્રંથમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ઉપરથી તે પણ ખાસ એક વજન આપવા લાયક મૌલિક સિદ્ધાન્ત છે એમ સમજવાની ભૂલ થવી ન જોઈએ.

ગુજરાતી વાંચનારાઓ, મૂળ સંસ્કૃત કૃતિઓના રસાસ્વાદથી જે વંચિત રહેત, તેઓ આ ભાષાંતરથી એના ભોક્તા બની આત્મશ્રેય માટે ઘણીજ સહેલાઇ યાને સરળતાથી લાભ ઉઠાવી શકશે એમાં શંકા નથી.

પુસ્તક પ્રકાશનમાં સંસ્થાએ કાગળ તથા છપાઇ વિગેરે ઉંચા પ્રકારનાં વાપર્યાં છે. તે જોતાં કીંમત ઓછી ગણાય. આથી સામાન્ય જનસમાજને ઉપકાર કરવામાં તે વધુ શક્તિમાન નીવડશે એમ મનાય છે.

ખંભાત.
વિક્રમ સંવત્ ૧૯૮૩
આષાઢ કૃષ્ણ એકાદશી.

વિજયદાનસૂરિ



# વિષયાનુક્રમણિકા.



વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરીના જૈન પણ્ડિતવર્ય ઇતિહાસજ્ઞ
શ્રીયુત લાલચન્દ્ર ભગવાનદાસ ગાંધીનો

# અભિપ્રાય



ભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહનો દ્વિતીય વિભાગ.

સંશોધન, ભાષાંતર તથા વિવેચન કરનાર પ્રો. **હીરાલાલ રસિકદાસ કાપડિયા** એમ. એ.
પ્રસિદ્ધકર્તા આગમોદયસમિતિ તરફથી શ્રીયુત **જીવણચંદ સાકરચંદ ઝવેરી**, મુંબાઇ.

જૈન કવિ **માનતુંગસૂરિ**નું 'ભક્તામર' નામથી પ્રખ્યાત સ્તોત્રકાવ્ય, કવિ **કાલિદાસ**ના મેઘદૂતની જેમ વિદ્વાનોમાં અતિપ્રિય થયેલું જોવાય છે. મંત્રગર્ભિત એ ચમત્કારિક સ્તોત્રને 'બૃહજ્જ્યોતિષાર્ણવ' જેવા જૈનેતર વિદ્વાનના ગ્રંથમાં પણ આમ્નાય તથા યંત્રમંડલ સાથે સ્થાન મળ્યું છે. અનેક વિદ્વાનોએ આ સ્તોત્ર પર ટીકા, અવચૂરિ, બાલાવબોધ, ટબા અને અનુવાદો રચ્યા છે. અનેક કવિઓએ એ કાવ્યપર મુગ્ધ થઇ એનાં ચરણો સ્વીકારી એની અનુકૃતિરૂપે અભીષ્ટ વિષયોમાં સમસ્યાપૂર્તિ–પાદપૂર્તિરૂપ કાવ્યો રચ્યાં છે; જેમાંના વીરભક્તામર અને **નેમિભક્તામર**, આજ સંસ્થા તરફથી પ્રકાશિત થયેલા કાવ્યસંગ્રહના પ્રથમ વિભાગમાં પ્રસિદ્ધ થઇ ગયેલ છે.

આ દ્વિતીય વિભાગમાં **ધર્મસિંહસૂરિ**નું સ્વોપજ્ઞ ટીકા સાથે **સરસ્વતી-ભક્તામર**, **લક્ષ્મીવિમલમુનિ**નું **શાંતિભક્તામર** અને **વિનયલાભગણિ**નું **પાર્શ્વભક્તામર**; પ્રો. **હીરાલાલ કાપડિયા**ના કુશલતાભર્યાં સંશોધન, ભાષાંતર તથા વિવેચન સાથે દૃષ્ટિગોચર થાય છે.

અભ્યાસીઓને સરલતાથી ઉપયોગી થઈ શકે તે દૃષ્ટિએ અન્વય, શબ્દાર્થ, પદ્યાર્થ અને સ્પષ્ટીકરણાદિ પ્રશંસનીય પદ્ધતિથી ભાષાંતરનું કાર્ય થયું છે. પ્રસ્તાવના, પરિશિષ્ટો, કિંચિદ્વક્તવ્ય, આમુખ દ્વારા આ ગ્રંથને આકર્ષક બનાવવા બહુ પરિશ્રમ લીધો છે એમ સહજ ખ્યાલમાં આવી શકે તેમ છે.

સ્પષ્ટીકરણમાં ગ્રહવિચાર, નક્ષત્રવિચાર, કંદર્પવિચાર, યોનિવિચાર, પ્રલયવિચાર, નિગોદવિચાર, વ્યાકરણ–પ્રયોગવિચાર, અઢાર લિપિઓ, કોઢના અઢાર પ્રકાર, ધર્મના દશ પ્રકાર, અનંગદુર્જયાષ્ટક, દેવદિગ્દર્શન, મહાદેવની મુખ્યતા, લોકાંતિક દેવો, ઈશ્વરના ગુણોની ગણના, સરસ્વતીનાં નામો, મૂર્છના, દીપકદર્શન, રાગ–દ્વેષની સત્તા, પ્રાતિહાર્ય–પર્યાલોચન, પારણક–પરામર્શ, કવિસમય, કવીશ્વરો એ વિગેરે વિષયોને અન્યાન્ય સાધનોથી પુષ્ટ કરી ભાષાંતરકારે અમુક અંશે ભાષ્ય જેવું કાર્ય બજાવી ગ્રંથનું ગૌરવ વધાર્યું છે.

સ્પષ્ટીકરણમાં ક્વચિત્ સ્ખલના નજરે ચડે છે. જેમકે—પૃ. ૧૫માં 'કવીશ્વરો' સંબંધી જણાવતાં "શ્રીપદ્મસાગરગણિકૃત હીરસૌભાગ્ય, શ્રીવલ્લભગણિકૃત વિજયપ્રશસ્તિ" એવો ઉલ્લેખ કર્યો છે; તે, જૈનગ્રંથાવલી (જૈન શ્વે. કૉ. ઑ. મુંબઇથી પ્રકાશિત)માં થયેલી ભૂલની નકલરૂપે ઉતરી આવેલ જણાય છે. વાસ્તવિક રીતે તપાસ કરતાં જાણી શકાય તેમ છે કે—શ્રીહર્ષના

નૈષધીયચરિત મહાકાવ્ય સાથે સ્પર્ધા કરતું હીરસૌભાગ્ય મહાકાવ્ય, પં. દેવવિમલગણિએ સ્વોપજ્ઞ ટીકા સાથે રચેલું છે, જે નિર્ણયસાગર પ્રેસ દ્વારા વર્ષો થયાં સુપ્રસિદ્ધ છે. અને કવિ કાલિદાસના રઘુવંશ કાવ્ય સાથે સ્પર્ધા કરતું વિજયપ્રશસ્તિ કાવ્ય, પં. હેમવિજયગણિએ સોળ સર્ગ સુધી અને અપૂર્ણ રહેલું (૧૭ થી ૨૧ સર્ગ પર્યંત) ટીકાકાર ગુણવિજયગણિએ પૂર્ણ કર્યું હતું. એ કાવ્ય પણ યશોવિજય જૈનગ્રંથમાળા દ્વારા વર્ષોથી પ્રસિદ્ધ છે. પદ્મસાગરગણિકૃત જગદ્ગુરુકાવ્ય છે, તે પણ એ સંસ્થા તરફથી પ્રકટ થયેલ છે અને શ્રીવલ્લભઉપાધ્યાયે રચેલું વિજયદેવમાહાત્મ્ય જાણવામાં આવેલ છે. જૈનેતર પંચમહાકાવ્યો સાથે સ્પર્ધા કરતાં બીજાં કાવ્યોનાં નામો પણ સૂચવી શકાય. જેમકે—જયશેખરસૂરિનું જૈનકુમારસંભવ, મહામાત્ય વસ્તુપાલનું નરનારાયણાનંદ, બાલચંદ્રસૂરિનું વસંતવિલાસ, મેરુતુંગસૂરિનું જૈનમેઘદૂત, કવિ હરિચંદ્રનું ધર્મશર્માભ્યુદય, કવિ વાગ્ભટનું નેમિનિર્વાણ, મુનિભદ્રસૂરિનું શાંતિનાથચરિત, અભયદેવસૂરિનું જયંતવિજય એ વિગેરે અનેક મહાકાવ્યો પ્રસિદ્ધિમાં આવ્યાં છે.

પૃ. ૧૭ માં 'શ્રીહર્ષ'નો પરિચય કરાવતાં જણાવ્યું છે કે—"કવિવર શ્રીહર્ષે નૈષધીયચરિત ઉપરાંત અન્ય કોઇ ગ્રન્થ રચ્યો હોય તો તે જોવામાં આવતો નથી." પરંતુ વિવેચક બંધુએ એ નૈષધીય ચરિતના જ ૪,૫,૬,૭,૯,૧૭,૧૮,૨૨ સર્ગના અંતિમ શ્લોક તરફ લક્ષ્ય આપ્યું હોત તો કવિવર શ્રીહર્ષના રચેલા ૧ સ્થૈર્યવિચારણપ્રકરણ (ક્ષણભંગનિરાકરણ), ૨ 'વિજયપ્રશસ્તિ, ૩ ખંડનખંડ, ૪ ગૌડોર્વીશકુલપ્રશસ્તિ, ૫ અર્ણવવર્ણન, ૬ છિન્દપ્રશસ્તિ, ૭ શિવભક્તિસિદ્ધિ, ૮ નવસાહસાંકચરિતચંપૂ એ ગ્રન્થોનાં નામો પણ સૂચવ્યાં હોત, જેમાંનો ખંડનખંડ ગ્રંથ સુપ્રસિદ્ધ છે.

આવી કેટલીક સ્ખલનાઓ સિવાય આ ગ્રંથને અત્યુત્તમ બનાવવા પ્રો. હીરાલાલે પ્રશંસાપાત્ર પ્રયત્ન કર્યો છે એમ કહેવું યુક્ત છે. શ્રીયુત જીવણચંદ સા. ઝવેરી જેવા સાહિત્યપ્રેમી શ્રીમાને આ ગ્રંથને આગમોદયસમિતિ દ્વારા પ્રસિદ્ધિમાં લાવી સાહિત્ય-સેવાના કાર્યમાં આવશ્યક પૂર્તિ કરી છે. પ્રવર્તક કાંતિવિજયજી મહારાજ જેવા મહાનુભાવને આ ગ્રંથ સમર્પિત કરી તેમની મૌન સાહિત્ય-સેવાની ઉચિત કદર કરી છે. મનોહર કાગળ અને છપાઇવાળા આ ગ્રંથની કિં. રૂ. ૩–૮ વધારે ન ગણાય.

બીજી સંસ્થાઓ આવાં કાર્યોનું અનુકરણ કરી અપ્રસિદ્ધ વિશાલ ઉત્તમોત્તમ જૈન વાઙ્મયને પ્રશસ્ત પદ્ધતિથી પ્રકાશમાં લાવવા વિશેષ પ્રયત્ન કરે તેમ ઇચ્છીએ છીએ.

વીર સં. ૨૪૫૪ માર્ગશીર્ષ શુ. ૧૫ }
કોઠી પોળ, વડોદરા. }

લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી.

---

૧ શુદ્ધિપત્રમાં ઉપર્યુક્ત એ સ્ખલનાઓ સુધારી લેવામાં આવી છે.

# स्पष्टीकरणसाधनीभूतग्रन्थानां सूची

## ( સ્પષ્ટીકરણમાં સાધનરૂપ ગ્રન્થોની સૂચી )

| जैनग्रन्थाः | प्रणेतारः |
|---|---|
| जम्बूद्वीपप्रज्ञप्तिः | गणधरः |
| जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तिः | श्रीशान्तिचन्द्रगणिः |
| जीवाजीवाभिगमवृत्तिः | श्रीमलयगिरिसूरिः |
| प्रज्ञापनासूत्रम् | श्रीश्यामाचार्यः |
| भगवतीसूत्रम् | गणधरः |
| समवायाङ्गवृत्तिः | श्रीअभयदेवसूरिः |
| सूर्यप्रज्ञप्तिः | गणधरः |
| विशेषावश्यकभाष्यटीका | मलधारिश्रीहेमचन्द्रसूरिः |
| प्रश्नव्याकरणम् | गणधरः |
| बृहत्सङ्ग्रहिणीटीका | श्रीमलयगिरिसूरिः |
| तत्त्वार्थराजवार्तिकम् | श्रीअकलङ्कदेवाचार्यः |
| अभिधानराजेन्द्रकोषः | श्रीविजयराजेन्द्रसूरिः |
| योगशास्त्रम् | श्रीहेमचन्द्रसूरिः |
| अभिधानचिन्तामणिः | ,, |
| त्रिषष्टिशलाकापुरुषचरित्रम् ( दशमं पर्व ) | ,, |
| काव्यानुशासनवृत्तिः | ,, |
| प्रबन्धचिन्तामणिः | श्रीमेरुतुङ्गसूरिः |
| चतुर्विंशतिप्रबन्धः | श्रीराजशेखरसूरिः |
| विचारसारप्रकरणम् | श्रीप्रद्युम्नसूरिः |
| श्रीअर्बुदमण्डनश्रीयुगादिदेव-श्रीनेमिनाथस्तवनम् | श्रीभुवनसुन्दरसूरिः |
| जीवविचारः | श्रीशान्तिसूरिः |
| जीवविचारवृत्तिः | श्रीपाठकरत्नाकरः |
| तिलकमञ्जरी | महाकविश्रीधनपालः |
| ऋषभपञ्चाशिकाटीका | श्रीप्रभानन्दसूरिः |
| सोपारकस्तवनम् | पूर्वाचार्यः |

ॐ ह्रीँ नमः ।

# આમુખ.



શ્રીમદ્ **માનતુંગસૂરિએ** ચમત્કારિક **શ્રીભક્તામરસ્તોત્ર** રચ્યું છે. આ સ્તોત્ર શ્વેતામ્બર અને દિગમ્બર બન્ને સમ્પ્રદાયને અતિ માન્ય હોવાથી એના ઉપર જેટલી ટીકાઓ ઉપલબ્ધ થાય છે, તેટલી બીજાં સ્તોત્રો ઉપર જોવામાં આવતી નથી. વળી એની પાદપૂર્તિરૂપ કાવ્યો જેટલાં દૃગ્ગોચર થાય છે તેટલાં બીજાં સ્તોત્રોનાં સમસ્યારૂપ કાવ્યો નજરે પડતાં નથી. આ ઉપરાંત આ કાવ્યની વિશેષ ખુબી તો એ છે કે આના દરેક શ્લોકને લગતાં જુદાં જુદાં યન્ત્રો અને મન્ત્રો પણ જોવામાં આવે છે.

જૈનોના મોટા ભાગનું મન્તવ્ય એવું છે કે "ભક્તામરના અંતિમ સિવાયનાં ચરણો ઉપર પણ સમસ્યારૂપ કાવ્યો રચાયેલાં છે." પરન્તુ અમારી પૂરતી તપાસમાં અમને આવાં કાવ્યો પ્રાપ્ત થયાં નથી, તેમજ પ્રથમ વિભાગ બહાર પડ્યા પછીથી અત્યાર સુધીમાંયે અમોને કોઈ તરફથી એ સમ્બન્ધમાં કાંઇ વિશેષ જાણવાનું મળ્યું નથી. તથાપિ કોઇ તરફથી એવાં કાવ્યોની પ્રતિઓ અમોને મળશે તો તે પ્રસિદ્ધ કરવા પ્રયત્ન સેવીશું.

પ્રત્યેક પદ્યના અંતિમ ચરણની સમસ્યારૂપ આઠ કાવ્યો અત્યાર સુધી પ્રાપ્ત થયાં છે, જેમાંથી અમોએ બે પ્રથમ વિભાગમાં પ્રસિદ્ધ કર્યાં છે અને બીજાં ત્રણને આ દ્વિતીય વિભાગમાં પ્રસિદ્ધ કરવા ભાગ્યશાલી થયા છિયે, જ્યારે બાકીનાં તૃતીય વિભાગમાં પ્રસિદ્ધ કરવાનો પ્રબન્ધ આદરવામાં આવ્યો છે.

આ દ્વિતીય વિભાગમાં **સરસ્વતીભક્તામર**, **શાન્તિભક્તામર** અને **પાર્શ્વભક્તામર** એમ ત્રણ કૃતિઓ અમે આપી છે. તે પૈકી પ્રથમ કૃતિ **શ્રીયશોવિજયજી જૈન પાઠશાલા** (મહેસાણા) તરફથી છપાઇ હતી, જેનો ઉપયોગ કરવાની એ સંસ્થાના કાર્યવાહક **શેઠ વેણીચંદ સૂરચંદે** અમને રજા આપી હતી, તે બદલ અમે સંસ્થાના ઋણી છિયે. આ સિવાય એક હસ્તપ્રતિ સતત વિહારી શાન્તમૂર્તિ મુનિમહારાજ **હંસવિજયજી** તરફથી મળી હતી, જે બદલ અમો તેઓશ્રીના પણ આભારી છિયે.

**શાન્તિ** અને **પાર્શ્વ**ભક્તામર પ્રસિદ્ધ કરતાં અમોને પરમ આહ્લાદ પ્રાપ્ત થાય છે, કારણ કે એ કાવ્યોને જનસમાજ સમક્ષ મૂકવાની પ્રથમ તક અમોનેજ પ્રાપ્ત થઇ છે.

**શાન્તિભક્તામર**ની અમોને નીચે મુજબ ત્રણ પ્રતો મળી હતી જે બદલ તે સંસ્થાઓના કાર્યવાહકોનો અમે અમ ઉપકાર માનિયે છિયે.

૧ શ્રીજૈનાનન્દપુસ્તકાલય—ગોપીપુરા, સુરત.
૨ શ્રીડહેલાના ઉપાશ્રયનો ભંડાર—અમદાવાદ.
૩ શેઠ સુબાજી રવચંદ જયચંદ જૈન વિદ્યાશાલા—અમદાવાદ.

**પાર્શ્વભક્તામર**ની હસ્તપ્રતિ શ્રી**વિજયવલ્લભસૂરિ**ના શિષ્યરત્ન મુનિરાજ **વિચક્ષણવિજયજી**એ અનુવાદકને આપી હતી, જે બદલ તેઓશ્રીનો પણ અમે ઉપકાર માનિયે છિયે. વળી જે મહાનુભાવોની હસ્ત-પ્રતિના આધારે પરિશિષ્ટગત કાવ્યો અમે પ્રસિદ્ધ કરી શક્યા છિયે તેમનો પણ આ સ્થળે અમે આભાર માનિયે છિયે.

આ અમૂલ્ય ગ્રન્થનું સંશોધનાદિક કાર્ય **સુરતવાસ્તવ્ય**, પરમ જૈનધર્માવલમ્બી, તેમજ શ્રીમદ્ **વિજયાનન્દસૂરીશ્વર** ( **આત્મારામજી** મહારાજ ) અને તેમના સન્તાનીય મુનિરાજ શ્રી**હર્ષવિજય**ને ગુરૂ તરીકે પૂજનારા અને તેઓશ્રીના પાદસેવનથી જૈનધર્મના તીવ્ર અનુરાગી બનેલા સ્વર્ગસ્થ રા. **રસિકદાસ વરજદાસ કાપડિયા**ના જ્યેષ્ઠ પુત્ર પ્રોફેસર **હીરાલાલ** એમ. એ. દ્વારા કરાવવામાં આવ્યું છે. એઓએ કર્તાઓનાં જીવન વિગેરેના સંબંધમાં વિવેચન કરેલું હોવાથી અમારે તે સંબંધમાં કંઇ ઉમેરવાનું બાકી રહેતું નથી.

સંસ્કૃતના અલ્પ અભ્યાસીઓને સુગમતા થઇ પડે તેટલા માટે અન્વય અને શબ્દાર્થ તેમજ જિનસિદ્ધાંતોથી અપરિચિત વર્ગ જૈન પારિભાષિક શબ્દો વિગેરે સરલતાથી સમજી શકે તેટલા માટે સ્પષ્ટીકરણ બનતી કાળજીપૂર્વક તૈયાર કરાવ્યાં છે.

અમારા પ્રયાસની સફળતા પાઠક-વર્ગની પસંદગી ઉપર તેમજ આ ગ્રન્થના લેવાતા લાભ ઉપર રહેલી હોવાથી આ સંબંધે વિશેષ નિવેદન કરવાનું બાકી રહેતું નથી. પરંતુ જો આ પદ્ધતિ વિશેષ ઉપયોગી માલૂમ પડશે તો ભવિષ્યમાં આવી પદ્ધતિથી બીજા ગ્રન્થો બહાર પાડવા અમારી પ્રબળ ઇચ્છા છે.

આગમોદ્ધારક વ્યાખ્યાપ્રજ્ઞ જૈનાચાર્ય શ્રીમદ્ **આનન્દસાગરસૂરિ** આ **આગમોદય સમિતિ**ના ઉત્પત્તિ સમયથીજ અપૂર્વ સાહાય્ય આપતા રહ્યા છે, તે મુજબ આ ગ્રન્થ પણ પ્રસિદ્ધ કરવામાં તેમણે જે સાહાય્ય આપી છે તે બદલ તેઓશ્રીનો અમો જેટલો ઉપકાર માનિયે તેટલો ઓછોજ છે.

સંશોધનકાર્યમાં મદદ કરવા માટે અનુયોગાચાર્ય શ્રી**ક્ષાંતિવિજય** તેમજ દક્ષિણવિહારી મુનિવર્ય શ્રી**અમરવિજય**ના શિષ્યરત્ન મુનિરાજ **ચતુરવિજયજી**ના અમે આભારી છિયે.

પ્રથમ વિભાગની જેમ આ વિભાગનું પણ વળી શુદ્ધિ-પત્ર તૈયાર કરી આપ્યા બદલ અમે જ્યોતિઃશાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી**વિજયદાનસૂરિ**ના પણ ઋણી છિયે.

પ્રથમ વિભાગને માટે મળેલા અભિપ્રાયો આ વિભાગના અન્તમાં જોડવામાં આવ્યા છે, જ્યારે આ વિભાગ સંબંધી મળેલા અભિપ્રાય પ્રારમ્ભમાં આપવામાં આવેલ છે; તે તરફ પાઠકગણનું ધ્યાન ખેંચવાની અમે રજા લઇએ છિયે.

વિક્રમ સંવત્ ૧૯૮૩ ફાગણ શુદ ૭ ગુરૂવાર.
તા૦ ૧૦-૩-૧૯૨૭, જવેરી બજાર—મુંબાઈ.

**જીવણચંદ સાકરચંદ જવેરી**
આનદ સેક્રેટરી.

# કિંચિદ્ વક્તવ્ય

શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહના પ્રથમ વિભાગમાં ઉપાધ્યાય શ્રીધર્મવર્ધનગણિકૃત વીર-ભક્તામર તથા શ્રીભાવપ્રભસૂરિકૃત નેમિ-ભક્તામર એ બે કાવ્યો આપવામાં આવ્યાં હતાં, જ્યારે આ દ્વિતીય વિભાગમાં શ્રીધર્મસિંહસૂરિએ રચેલા સરસ્વતી-ભક્તામર, મુનિરાજ શ્રીલક્ષ્મીવિમલે રચેલા શાન્તિ-ભક્તામર તથા શ્રીવિનયલાભગણિકૃત પાર્શ્વ-ભક્તામર એ ત્રણ કાવ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રથમ વિભાગની પ્રસ્તાવનામાં નિવેદન કર્યા મુજબ સરસ્વતી-ભક્તામરના ભાષાન્તરાદિકનો પ્રારમ્ભ મેં ઇ. સ. ૧૯૨૪ ના નાતાલના તહેવારો દરમ્યાન કર્યો હતો અને તે કાર્ય બે ત્રણ મહિનામાં પૂર્ણ કરી મેં તેની સંપૂર્ણ મુદ્રણાલય-પુસ્તિકા ( પ્રેસ-કૉપી ) શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરીની સૂચના પ્રમાણે સાક્ષર-રત્ન આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રીઆનંદસાગરસૂરિ ઉપર મોકલી આપી હતી. તેઓશ્રીએ આ કૉપી પોતાના શિષ્ય-રત્ન મુનિરાજ માણિક્યસાગરજી દ્વારા તપાસાવી મોકલાવવા કૃપા કરી હતી. આ પ્રેસ-કૉપી પાછી મળતાં તે કર્નાટક મુદ્રણાલયમાં છપાવવા પ્રબંધ કરવામાં આવ્યો હતો.

સરસ્વતી-ભક્તામરના મૂળ શ્લોકો તેમજ તેની ટીકાની પ્રેસ-કૉપી તૈયાર કરવામાં શ્રીયશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળા (મહેસાણા) તરફથી પ્રસિદ્ધ થયેલા શ્રીસ્તોત્રરત્નાકર (પ્રથમ વિભાગ)નો તેમજ સ્વર્ગસ્થ ન્યાયામ્ભોનિધિ શ્રીવિજયાનંદસૂરીશ્વર ( આત્મારામજી )-ના પ્રશિષ્ય-રત્ન શાંતમૂર્તિ મુનિરાજ હંસવિજયજી તરફથી મળેલી હસ્ત-લિખિત પ્રતિનો મેં ઉપયોગ કર્યો છે. આ ૧૭ પત્રની પ્રતિમાં મધ્યમાં મૂળ શ્લોકો અને ઉપર નીચે ટીકા આપવામાં આવ્યાં છે એટલે કે આ ત્રિપાઠી પ્રતિ છે. આ પ્રતિ અશુદ્ધ હોવા છતાં તે મને પાઠાન્તરો તૈયાર કરવામાં તેમજ મુદ્રિત પુસ્તકમાં કેટલીક વાર જે પાઠો હતા નહિ તેની પૂર્તિ કરવામાં ઉપયોગી થઇ પડી છે. આ પ્રતિને માટે ख અને મુદ્રિત પુસ્તકને માટે क સંજ્ઞા રાખવામાં આવી છે.

અત્યાર સુધી કોઇ પણ સંસ્થા કે વ્યક્તિ તરફથી પ્રકાશિત નહિ થયેલા એવા આ વિભાગમાં આપેલા શાન્તિ-ભક્તામરની પ્રેસ-કૉપી તૈયાર કરવામાં મેં ત્રણ પ્રતિઓનો ઉપયોગ કર્યો છે. સૌથી પ્રથમ મને જૈનાનન્દપુસ્તકાલય (સુરત)માંથી તેના કાર્યવાહકો દ્વારા એક પ્રતિ મળી હતી. મૂળ શ્લોકવાળી આ પ્રતિમાં બે ત્રણ સ્થળે અક્ષરો જતા રહેલા હતા તેમજ કેટલાંક સંદિગ્ધ સ્થળો પણ હતાં. આથી એ સંબંધમાં બીજી પ્રતિ મેળવી આપવા મેં શ્રીયુત જીવણચંદને સૂચના કરી; તેના પરિણામ તરીકે મને અમદાવાદના ડહેલાના ઉપાશ્રયના ભંડારમાંથી મૂળ શ્લોકવાળી એક પ્રતિ મળી. આ બે પ્રતિની મદદ લઇને મેં શાન્તિ-ભક્તામરના મૂળ શ્લોકોની પ્રેસ-કૉપી તૈયાર કરી અને તે તપાસી જવા માટે મેં આનન્દસાગરસૂરિજી ઉપર મોકલી આપી. આ કાવ્યની કોઇ અવચૂરિ કે ટીકા મને નહિ મળેલી હોવાથી મેં સૂરિજીને એનો અન્વય લખી

મોકલવા વિજ્ઞપ્તિ કરી તે તેમણે ઘણી ખુશીથી સ્વીકારી. પરંતુ તેઓશ્રી તરફથી અન્વય લખાઇને આવ્યો તે પૂર્વે શ્રીમાન્ **જીવણચંદ**ના પ્રયાસથી મને આ કાવ્યની અમદાવાદની વિદ્યાશાળાના ભંડારમાંથી એક પ્રતિ મળી. આ પ્રતિ ટબ્બા સહિત હોવાથી મને તે ખાસ કરીને ભાષાન્તર તૈયાર કરવામાં વિશેષ ઉપયોગી થઇ પડી.

આ પ્રમાણે મને જુદે જુદે સ્થળેથી મળેલી પ્રતિઓની મેં અનુક્રમે क, ख અને ग એવી સંજ્ઞા રાખી છે. તેમાં क-પ્રતિમાં ૯ પત્રો હતા, જ્યારે ख-પ્રતિમાં ૩ પત્રો હતાં. ટબ્બાવાળી ग-પ્રતિના પત્રોની સંખ્યા ૧૧ ની હતી. આ પ્રતિ क અને ख કરતાં વધારે શુદ્ધ હતી. એની મધ્યની ચાર લીટીમાં મૂળ શ્લોકો આપવામાં આવ્યા હતા અને આ પ્રત્યેક લીટીની ઉપર તેનો અર્થસૂચક ટબ્બો આપવામાં આવ્યો હતો. પરંતુ ત્યાં ચાળીસમા શ્લોકનો ટબ્બો આપવામાં આવ્યો હતો નહિ એ વિશેષતા છે. વળી આ પ્રતિના અંતમાં નીચે મુજબનો ઉલ્લેખ પણ હતો:—

"इति श्रीशान्तिनाथस्तवनं ग्रन्थाग्रं ५०० । संवत् १८४७ ना वर्षे कार्तिक सुदि २ दिने लिखित मु० न्यानवर्धनगणि श्रीपंभातिबंदरे श्रीथंमणपार्श्वनाथप्रसादात् । श्रीगुरुभ्यो नमो नमः ॥"

સૂરિજી તરફથી **શાન્તિ-ભક્તામર** કાવ્યનો અન્વય લખાઇ આવતાં તે મેં તૈયાર કરેલી પ્રેસ-કૉપી સાથે મેળવી લીધો અને અન્વય, શબ્દાર્થ, શ્લોકાર્થ અને સ્પષ્ટીકરણને લગતી સંપૂર્ણ પ્રેસ-કૉપી મેં તેમના ઉપર મોકલી આપી. આ વખત પણ તે તપાસી આપાવી પોતાની સુજનતા તેમણે સિદ્ધ કરી આપી.

આ ગ્રન્થમાં જે શ્રી**વિનયલાભ**ગણિકૃત **પાર્શ્વ-ભક્તામર** આપવામાં આવ્યું છે તેની હસ્તલિખિત પ્રતિ[1] મને મારા સ્વર્ગસ્થ પિતાશ્રીના પરમ ધર્મસ્નેહી જૈનાચાર્ય શ્રી**વિજયવલ્લભસૂરિ**ના વિદ્વાન્ શિષ્ય-રત્ન મુનિરાજ શ્રી**વિચક્ષણવિજય** તરફથી મળી હતી. આ પ્રતિમાં ફક્ત મૂળ-શ્લોકો આપેલા હતા; પરંતુ તે ટીકા, અવચૂરિ કે ટિપ્પણથી વિભૂષિત હતી નહિ. લગભગ આની પૂર્વેનાં બે કાવ્યો છપાઇ રહેવા આવ્યાં હતાં તેવામાં આ પ્રતિ મને મળી હતી એટલે આ ગ્રન્થ બહાર પાડવામાં વિલંબ થાય તેમ હોવાથી આની પ્રેસ-કૉપી કોઇ પણ મુનિરાજ ઉપર તપાસાવવા ન મોકલતાં બારોબાર મુદ્રણાલયમાં મોકલવામાં આવી હતી. પરંતુ આનાં પણ બીજી વારનાં

---

૧ આ પ્રતિ ઉપરથી જેમ બને તેમ જલદી ઉતારો કરાવીને તે મેં **વિચક્ષણવિજયજી**ને પાછી આપી ત્યારે મેં ધાર્યું હતું નહિ કે **પાર્શ્વ-ભક્તામર** કાવ્ય આ વિભાગમાંજ છપાશે. પરંતુ આ વિભાગ લગભગ પૂર્ણ થવા આવ્યો હતો તેવામાં આ નવીન કાવ્ય મને ઉપલબ્ધ થયાની વાત મેં શ્રીમાન્ **જીવણચંદ**ને નિવેદન કરી. તેમણે આ કાવ્ય આ વિભાગમાં છપાવવા વિચાર દર્શાવ્યો એટલે મૂળ પ્રતિ મને ફરીથી આપવા માટે મેં મુનિરાજને વિજ્ઞપ્તિ કરી. પરંતુ આ બે ત્રણ પત્રની પ્રતિ તેઓએ ક્યાં મૂકી હતી તે તેમની ધ્યાનમાં નહિ આવવાથી તેમજ તેઓ વિહાર કરવાની તૈયારીમાં હોવાથી મને મળી શકી નહિ. આથી સંશોધન-સમયે સંદેહાત્મક સ્થળોમાં મેં કૌંસમાં પાઠો આપ્યા છે, કેમકે ઉતાવળમાં ઉતારેલા ઉતારામાં કંઇ ભૂલ-ચૂક રહી પણ ગઇ હોય તેથી આ સર્વ સ્થળો મૂળ પ્રતિમાં અશુદ્ધજ છે એમ હું કહી શકું નહિ.

અત્યારે મને નિવેદન કરતાં આનન્દ થાય છે કે **પાર્શ્વ-ભક્તામર**નાં મૂળ પદ્યો છપાતી વેળાએ **વિચક્ષણ-વિજયજી** પાછા ઘાટકૂપર આવી ગયા હતા એટલે એનું છેવટનું પ્રૂફ મૂળ પ્રતિ સાથે મેળવી આપવા માટે મેં તેમણે વિજ્ઞપ્તિ કરી. તેમણે તે સ્વીકારી પ્રૂફ સુધારી મોકલ્યું. આથી શુદ્ધતાશુદ્ધતા સંબંધી વિશેષ ઊહાપોહ કરવો બાકી રહેતો નથી. તેમ છતાં પણ અર્થ-ભિન્નતા સૂચક પાઠોનો પ્રસ્તાવનામાં થોડો ઘણો વિચાર કરવો મેં ઉચિત ધાર્યો છે.

પ્રુફોની એકેક નકલ મુનિવર્ય ઉપર મોકલવાનો પ્રબંધ ચાલૂ હતો એટલુંજ નહિ, પરંતુ મને જે વિષય શંકાસ્પદ લાગતો હતો તે સંબંધમાં તેમજ જ્યાં કોઇ વિશેષ માહિતીની આવશ્યકતા જણાતી હતી ત્યાં પ્રકાશ પાડવા માટે તે ભાગનાં પ્રુફો સૂરિજી ઉપર મોકલવામાં આવતાં હતાં. આવે પ્રસંગે તેઓએ મને પૂર્ણ સહાયતા આપી છે તે બદલ હું તેમનો આભારી છું.

અત્ર મારે એ નિવેદન કરવું જોઇએ કે પૂર્વોક્ત બે કાવ્યોનાં પ્રુફોની માફક **શાન્તિભક્તામરના** પ્રુફો સ્વર્ગસ્થ શ્રી**ઉમેદવિજય**ગણિના શિષ્યરત્ન અનુયોગાચાર્ય શ્રી**ક્ષાન્તિવિજય** ઉપર તેમણે શરૂ કરેલા વિહારને લઇને મોકલી શકાયા હતા નહિ તેથી તે પ્રુફો સ્વર્ગસ્થ શ્રી**વિજયાનંદ**સૂરીશ્વરના શિષ્યરત્ન દક્ષિણવિહારી મુનિવર્ય શ્રી**અમરવિજય**ના વિદ્વાન્ શિષ્ય મુનિરાજ શ્રી**ચતુરવિજય** ઉપર મોકલવા માટે શ્રીયુત **જીવણચંદે** પ્રબંધ કરી આપ્યો હતો.

શ્રી**ભક્તામરસ્તોત્ર**ની પાદપૂર્તિરૂપ કાવ્ય-સંગ્રહના પ્રથમ વિભાગની જેમ આ ગ્રન્થનું પણ શુદ્ધિપત્ર તૈયાર કરી આપવા માટે તો શ્રીયુત **જીવણચંદે** જૈનાચાર્ય શ્રી**વિજયદાન**સૂરિને વિનતિ કરી હતી અને તેમણે તે સ્વીકારી હતી. આ ગ્રન્થમાં તેમણે તૈયાર કરી મોકલેલ શુદ્ધિપત્ર છપાવવામાં આવ્યું છે. એમાં મેં તો અનાયાસે જે કોઇ સ્ખલનાઓ દૃષ્ટિગોચર થઇ છે તેનોજ ઉમેરો કર્યો છે.

**શ્રીભક્તામર-સ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્ય-સંગ્રહ**ના પ્રથમ વિભાગમાં તેમજ હવે પછી ટુંક સમયમાં પ્રસિદ્ધ થનારા શ્રી**શોભન**સૂરિકૃત **સ્તુતિ-ચતુર્વિંશતિકા**, શ્રી**બપ્પભટ્ટિ**સૂરિકૃત **ચતુર્વિંશતિકા** તથા પંડિત શ્રી**મેરુવિજય**ગણિકૃત **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**માં પ્રસંગોપાત્ત સ્પષ્ટીકરણોનો સમાવેશ કરવામાં આવેલો હોવાથી આ ગ્રન્થમાં કેટલાક વિષયો તેમજ જૈન પારિભાષિક શબ્દો પરત્વે ફરીથી સ્પષ્ટીકરણ આપવું મને વ્યાજબી ન લાગવાથી તે અત્ર મેં આપ્યું નથી છતાં પણ આ ગ્રન્થને સ્વતઃ પરિપૂર્ણ બનાવવા મેં બનતું લક્ષ્ય આપ્યું છે.

અત્ર મારે એ ઉમેરવું જોઇએ કે **વીર-ભક્તામરા**દિકમાં જેમ મેં પદ્યાર્થનાં શીર્ષકો આપ્યાં છે, તેમ **સરસ્વતી-ભક્તામરા**દિકના સંબંધમાં આપ્યાં નથી. તેનું કારણ એ છે કે **સરસ્વતી-ભક્તામર** નામનું સમગ્ર કાવ્ય શ્રી**સરસ્વતી** દેવીની સ્તુતિરૂપ હોવાથી તેના પ્રત્યેક પદ્યના વિષયમાં ખાસ ભિન્નતા રહેલી નથી. વળી બીજાં બે સમસ્યા-કાવ્યોમાં પણ મોટે ભાગે શીર્ષકો નહિ આપવાનો મુખ્ય હેતુ તો એ છે કે પ્રથમ વિભાગમાંનાં સમસ્યા-કાવ્યો તેમજ મૂળ **ભક્તામરસ્તોત્ર**ના વિષયની સાથે તેની ઓછીવત્તી સમાનતા છે.

અત્ર એ પણ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે પ્રથમ વિભાગમાં સાધનના અભાવે જે શ્રી**ધર્મવર્ધન**ગણિના તેમજ શ્રી**ભાવપ્રભ**સૂરિના સંબંધમાં વિશેષ ઉલ્લેખ કરવાનું બની શક્યું હતું નહિ તે દિશામાં પણ અત્ર પ્રયાસ કરવામાં આવ્યો છે. આ કાર્યમાં ખાસ કરીને ઇતિહાસતત્ત્વમહોદધિ શ્રી**વિજયેન્દ્ર**સૂરિની સૂચના તેમજ તેમણે આપેલ ( સ્વર્ગસ્થ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી**વિજયધર્મ**સૂરિએ એકત્રિત કરેલ અપ્રસિદ્ધ ) **પ્રશસ્તિ-સંગ્રહ** મને ઉપયોગી થઇ પડ્યાં છે. જે ઉલ્લેખ આ સંગ્રહના આધારે કરવામાં આવ્યો છે તેને માટે † આવું ચિહ્ન રાખવામાં આવ્યું છે.

હવે આ ગ્રન્થને અંગે મને જે જે મહાશય તરફથી યત્કિંચિત્ પણ સહાયતા મળી છે તેમનો મારે ઉપકાર માનવાનું કાર્ય બાકી રહે છે. સૌથી પ્રથમ તો **શાન્તભક્તામર**નો અન્વય લખી મોકલવા બદલ હું શ્રી**આનન્દસાગરસૂરિ**નો ઋણી છું. વળી તેમણે **સરસ્વતી-ભક્તામર** તેમજ **શાન્તિભક્તામર**ની પ્રેસ-કૉપી તેમના શિષ્ય-રત્ન મુનીશ્વર શ્રી**માણિક્યસાગર** દ્વારા તપાસાવી મોકલાવી તે બદલ તેમનો અને તે તપાસી આપવા બદલ હું તેમના શિષ્ય-રત્નનો ઉપકાર માનું છું. શ્રી**બપ્પભટ્ટિસૂરિ**કૃત **ચતુર્વિંશતિકા**નાં બીજી વારનાં મુફો જોઇ આપવામાં જેમ શ્રી**ક્ષાન્તિવિજયે** કૃપા કરી હતી તેવી કૃપા તેમણે આ ગ્રન્થમાં છપાયેલા પ્રથમનાં બે કાવ્યનાં મુફો જોઇ આપવામાં કરી તેથી તેમનો અત્રે હું આભાર માનું છું. વિશેષમાં **પાર્શ્વ-ભક્તામર**ની હસ્તલિખિત પ્રતિ આપવા બદલ શ્રી**વિચક્ષણવિજય**નો તેમજ તેનાં તથા પ્રસ્તાવના વગેરેનાં બીજી વારનાં મુફો જોઇ આપવા બદલ શ્રી**ચતુરવિજય**નો પણ હું ઉપકાર માનું છું. આ ગ્રન્થમાં જે અશુદ્ધિઓ મારા દૃષ્ટિદોષ કે મતિ-દોષને લઇને ઉપસ્થિત થઇ હોય તેનું સૂચન કરનારૂં શુદ્ધિ-પત્ર તૈયાર કરી આપવા બદલ હું શ્રી**વિજયદાનસૂરિ**નો પણ આભાર માનું છું. અન્તમાં પરિશિષ્ટગત કાવ્યો માટે મને જે શ્રી**વિજયેન્દ્રસૂરિ** પ્રમુખ મહાશયોની હસ્તલિખિત પ્રતિઓ મળી હતી તેમનો તેમજ આ ગ્રન્થ તૈયાર કરવામાં મને જે મહાનુભાવોએ સહાયતા કરી છે તે સર્વેનો ફરીથી ઉપકાર માનતો તેમજ આ ગ્રન્થમાં મારી અલ્પજ્ઞતાને લઇને જે સ્ખલનાઓ નજરે પડતી હોય તે બદલ સહૃદય સાક્ષરોની ક્ષમા યાચતો હું વિરમું છું.

નવી ચાલ, ભગતવાડી, ભૂલેશ્વર,
મુંબાઈ.
**વીર** સંવત્ ૨૪૫૩, જ્યેષ્ઠ શુકલ પ્રતિપદ.

સુજ્ઞ-સેવક
**હીરાલાલ રસિકદાસ કાપડિયા.**



# પ્રસ્તાવના

" अर्हन् सर्वार्थवेदी 'यदु'कुलतिलकः केशवः शङ्करो वा
बिभ्रद् गौरीं शरीरे दधदनवरतं पद्मजन्माक्षसूत्रम् ।
बुद्धो वाऽलं कृपालुः प्रकटितभुवनो भास्करः पावको वा
रागाद्यैर्यो न दोषैः कलुषितहृदयस्तं नमस्यामि देवम् ॥ "

—देवाष्टके श्लो० ७

## શ્રીસરસ્વતી-ભક્તામરની સમીક્ષા

જેમ [1]વીરભક્તામરના કર્તા ઉપાધ્યાય [2]શ્રીધર્મવર્ધનગણિએ તેમજ નેમિભક્તામરના

---

૧-૨ આ ગ્રન્થ સં. ૧૭૩૬ માં રચાયો છે તેમ સુરસુંદરી અમર કુમાર નામનો રાસ પણ એજ વર્ષમાં રચાયો છે. આના કર્તાનું નામ પણ ધર્મવર્ધન છે ( જુઓ આનન્દકાવ્ય મહોદધિ મૌ૦ ૬, પૃ૦ ૩૪ ). આ ઉપરથી આ બંને એકજ વ્યક્તિ છે એમ જો અનુમાન કરવામાં આવે તો તે વાસ્તવિક છે, કેમકે આ વાતની સુરસુંદરી સતી રાસના નામથી ઓળખાતા ગ્રન્થની મુનિરાજ શ્રીચતુરવિજયે લખી મોકલેલી નિમ્નલિખિત કડીઓ સાક્ષી પૂરે છેઃ—

શીલતરંગિણી ગ્રંથની શાખે, એ ચોપઇ અભિલાખેજી.
ધન જે શીલરતનને રાખે, ભગવંત ઇણિ પરિ ભાખેજી. એક સદા જીન ધરમ આરાધો. ૭
સંવત્ સતર વરષ છત્રીસે (૧૭૩૬), શ્રાવણ પૂનિમ દિવસેજી,
એ સંબંધ કર્યો સુજગીસે, સુણતાં સહુ મન હીસેજી. એક૦ ૮
ગણધરગોત્રે ગચ્છપતિ ગાજે, જીનચંદ સૂરિ વિરાજેજી.
શ્રીબેનાતટપુર સુખ સાજે, ચોપઇ કીધી હિત કાજેજી. એક૦ ૯
શાખા જીનભદ્રસૂરિસવાઇ, 'ખરતર' ગચ્છ વરદાઇજી.
પાઠક સાધુકીરતિ પુન્યાઇ, સાધુસુંદર ઉવઝાઇજી. એક૦ ૧૦
નિમળકીરતિ વાચક પરનામી, વિમળચંદ યશ કામીજી.
વાચક વિજયહર્ષ અનુગામી, ધર્મવર્ધન ધ્રમધામીજી. એક૦ ૧૧
એ ઉપદેશ હિઆમાં આણી, પુણ્યકનકધર્મ જાણીજી.
મહિમાશીલ તણે શુભ સંગે, આણંદ લીલ ઉમંગેજી. એક૦ ૧૨
બારમી ઢાળ કહી બહુ રંગે, ચોથે ખંડે સુચંગેજી.
જીનધર્મશીલ તણેં શુભ સંગે, રૂપ હોયેં અધિક અંગેજી એક૦ ૧૩
ઇતિ શ્રી સુરસુંદરી સતી શીલ ઉપર સંબંધ સંપૂર્ણ.

संवत १८९० ना वर्षे महामासे शुक्लपक्षे पंचमोदिने बृहस्पतिवारे भट्टारकश्रीश्रीश्रीश्रीश्रीविजयधर्मसूरिजी तत् ॐ श्रीश्रीश्री सौभाग्यविजयर्जातनचिन्त्यादरजोरेणुमनान । दासानुदास पं० विद्याविजयगणिना लिपि(पी)कृतं श्रीभूतेडीनगरे, श्रीआदिजी( जि )नप्रसादात् ।

( डॉ. ભાણ્ડારકરના ૧૮૮૭-૯૧ ના રીપૉર્ટમાં નોંધેલ સુરસુંદરી રાસના અંતમાં પણ આ પ્રમાણે ઉલ્લેખ છે, જોકે ત્યાં 'એ સંબંધ કર્યો'ને બદલે 'એહ સંબંધ કહાઉ', 'હીસેજી'ને બદલ હીસાઇજી ઇત્યાદિ પાઠભેદ છે. )

આ ઉપરથી શ્રીધર્મવર્ધનગણિની ગુરુપરંપરા પણ નીચે મુજબ તારવી શકાય છેઃ—

સાધુકીર્તિ
|
સાધુસુંદર
|
વિમલકીર્તિ (વિમલચન્દ્ર)
|
વિજયહર્ષ
|
ધર્મવર્ધન

આ પરંપરામાંના શ્રીસાધુકીર્તિ મુનીશ્વર ખરતરગચ્છીય શ્રીમતિવર્ધનના શિષ્ય શ્રીમેરૂતિલકના પ્રશિષ્ય અને શ્રીદયાકુશલ( કલશ )ના શિષ્ય કે જેમણે સં. ૧૬૧૮ માં સત્તરભેદીપૂજા, સં. ૧૬૧૯ માં શ્રીજિનવલ્લભસૂરિના સંઘપટ્ટકની અવચૂરિ, સં. ૧૬૨૪ માં આષાઢભૂતિપ્રબંધ અને ૧૬ કડીનું શત્રુંજય સ્તવન તથા ૪ કડીની પ્રભાતી સ્તુતિ રચ્યાં છે તે સાધુકીર્તિ મુનિરાજ આજ હશે એમ ભાસે છે.

એમના સંબંધમાં પણ્ડિતવર્ય લાલચન્દ્ર ઉમેરો કરતાં નિવેદન કરે છે કે " એની કૃતિ શેષનામમાલાનો ઉલ્લેખ ડે. પુ. સંગ્રહની યાદીમાં થયો છે. વળી ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટની હસ્તલિખિત પ્રતિ ( ૫૦૮ ) માં ઉપર્યુક્ત સંઘપટ્ટકની અવચૂરિની અંતિમ પ્રશસ્તિ નીચે મુજબ છે.—

श्रीमत्खरतरगच्छे श्रीमज्जिनभद्रसूरिशाखायाम् ।
श्रीपद्ममेरुसुगुरु-र्व्यावहार्यन्वयसुरद्रुरिव ॥ १ ॥
तच्छिष्यो वाक्पतिरिह श्रीमन्मतिवर्धनो गुरुर्जीयात् ।
श्रीमेरुतिलकनामा तत्प्रायमकल्पिकः समभूत् ॥ २ ॥
तच्छिष्यो( ष्यौ ) प्रवरगुणो( णौ ) दयाकलस( श )सद्गुणिः...।
अमरमाणिक्यसुगुरुः समस्तसिद्धान्तधौरेयः ॥ ३ ॥
तच्छिष्येण सुविहिता सुगमेयं साधुकीर्तिगणिनाऽपि ।
एकोनविंशसमधिके षोडशसंवत्सरे ( १६१९ ) प्रवरे ॥ ४ ॥
माघस्य शुक्लपक्षे पञ्चम्यां प्रवरयोगपूर्णायाम् ।
विबुधैः प्रपठ्यमाना समस्तसुखदायिनी भवतु ॥ ५ ॥

યવનપતિની સભામાં અર્હન્મતની આજ્ઞાને પ્રખ્યાત કરનારા અને કુમતવાદિઓના અહંકારને દૂર કરનારા એ પાઠક સાધુકીર્તિના શિષ્ય સાધુસુંદરગણિ તે જણાય છે, કે જેમણે ઉક્તિરત્નાકર, શબ્દરત્નાકર, ધાતુરત્નાકર જેવા અત્યુપયોગી ગ્રંથોની વિશાલ રચના કરી છે. વિ૦ સં૦ ૧૫૮૦ ની દીવાલીમાં તેઓએ ધાતુરત્નાકરની વિવૃતિ વિદ્યાકલ્પલતા નામથી રચેલી છે. વિશેષ માટે શબ્દરત્નાકર ( ય૦ વિ૦ ગ્રંથમાલાથી પ્રકાશિત )ની પ્રસ્તાવના જોવી. "

સ્તુતિ-ચતુર્વિંશતિકાની મદીય સંસ્કૃત ભૂમિકા ( પૃ૦ ૨૫ )માં સૂચિત ષડ્ભાષામય પાર્શ્વનાથ-સ્તવનના રચનારા ધર્મવર્ધનજી અને આ ખરતરગચ્છીય ધર્મવર્ધનગણિજી એકજ વ્યક્તિ છે કે કેમ તેના સંબંધમાં ઇતિહાસતત્ત્વમહોદધિ જૈનાચાર્ય શ્રીવિજયેન્દ્રસૂરિને પૂછતાં તેઓ સૂચવે છે કે તે બંને જૂદા નથી, પણ એકજ છે. વિશેષમાં તેઓ એમ પણ નિવેદન કરે છે કે ધર્મબાવની ( વિ૦ સં૦ ૧૭૨૫ ), લૂણકર્ણસર ( બિકાનેર )માં સં૦ ૧૭૨૬ મહા વદિ ૧૩ ને દિને રચાયેલી ૨૮ લબ્ધિની સજ્ઝાય, ચતુર્દશગુણસ્થાન વિચારગર્ભિત બૃહત્ સ્તવન ( સં૦ ૧૭૨૮ ) અને શ્રેણિકચોપાઈ ( સં૦ ૧૭૨૯ ) એ તેમની કૃતિઓ છે. ડેક્કન કૉલેજના ૧૮૮૪ના રીપૉર્ટ ( પૃ૦ ૩૩૪ )માં શ્રેણિકચરિત્ર સંસ્કૃતમાં ગદ્યરૂપે લખાયાનો જે ઉલ્લેખ છે તે અશુદ્ધ છે; આ તો જૂની ગૂજરાતીમાં લખાયેલી ઉપર્યુક્ત શ્રેણિક-ચોપાઇ છે. ચોપાઇ હોવાથી તે પદ્ય છે એમ કહેવાનું બાકી રહેતું નથી.

આનું વિશેષ સમર્થન થતું હોવાથી તેમજ તેના અન્તમાં શ્રીધર્મવર્ધનગણિએ આ કૃતિ ૧૯ વર્ષની લઘુ વયે રચેલી હોવાનો તેમજ તેની શિષ્ય-પરંપરાદિકનો ઉલ્લેખ હોવાથી તેની પ્રશસ્તિની કડીઓ આપવી અસ્થાને નહિ લેખાય.

"† સતરઇસૈં ઉગણીસમૈં (૧૭૧૯) વરસૈં ચંદેરીપુરી આવે
શ્રીજિનભદ્રસૂરીશ્વર શાખા વિધિ ખરતર વડ દાવૈં રી. ૪
સુભકરણી જિનચંદ યતીશ્વર ગણધર ગોત્ર ગજાવૈ
રાજૈં 'સુરતિ' સહર ચોમાસૈં વલી જસ પડહ વજાવૈં રી. ૫
પાઠક સાધુકીરતિ સાધુસુંદર વિમલકીરતિ વરતાવૈ
વિમલચંદ સમ વિજયહરષ જસ શ્રીધ્રમશીલ પ્રભાવૈ રી ૬
વય લઘુ મૈં ઉગણીસમૈં વરસૈં કીધી જોડિ કહાવૈ
આયો સરસ વચન કો ઇણિમૈં સો સદ્ગુરૂ સુપસાવૈં રી. ૭
શ્રોતા વક્તા શ્રીસંઘ સહુના વિઘન પરા મિટિ જાવૈં
ઇહ ભવ પર ભવ સહુ સુખ સાતા પાંમે ધ્રમ પ્રભાવૈં રી ગુણુ ૮

इति श्रीशुद्धसम्यकत्वोपरि श्रीश्रेणिकमहाराजस्य चतुःपदिका । सर्व ढाल ३२ संपूर्णा ॥ श्रेयोऽस्तुतराम् सर्व गाथा ७११ ॥ श्रीबीकानेरमध्ये ॥ उपाध्यायश्रीधर्मवर्धनगणिः ॥ तत्शि(च्छि)ष्यवाचनाचार्यश्रीश्रीकीर्तिसुंदरगणितत्शि-(च्छि)ष्य शांतिसोमजीमुनि ॥ पं० समाचंदमुनिलिपिता ॥ श्री ॥"

આ ચોપાઇની ૩૧મી ઢાલના અંતમાં ધર્મસિંહ એવું અપર નામ કવિરાજે સૂચવ્યું છે, એમ નીચે મુજબની કડી ઉપરથી સમજી શકાય છે:—

"ઢાલ ધન્યાસી ઇકતીસમી, ચતુર નિપેખા ચ્યાર
શ્રીધ્રમસી કહઇ સમકિત શુધ હુવઇ વંદી જે વારવાર."

આ શ્રેણિક-ચોપાઇના અંતમાં શ્રીધર્મવર્ધન ગણિને શ્રીકીર્તિસુન્દર ગણિ નામના શિષ્ય હતા એવો જે ઉલ્લેખ છે તેની શ્રીદેવસાગરગણિકૃત વ્યુત્પત્તિ-રત્નાકર (નામમાલા હેમી ટીકાની ૧૮૮૨-૮૩ના રીપૉર્ટમાં નોંધાયેલ) પ્રતિનો પ્રાન્ત ઉલ્લેખ સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"† क्षोणीबाणर्षिशीतांशु(१७५१)—मिते संवति शंवति ।
शुचेः शुचित्रयोदश्यां, श्री'विक्रम'पुरे वरे ॥ १ ॥
भान्तीह श्रीमन्तः सयशसो वाचका विजयहर्षाः ।
तेषां शिष्याः सुगुणा विख्याताः सर्वविद्याभिः ॥ २ ॥
श्रीपाठकप्रधाना राजन्ते धर्मवर्धना गुरवः ।
अलिखदिमां तच्छिष्यः कीर्त्यादिमसुन्दरः स्वार्थम् ॥ ३ ॥"

દશાર્ણભદ્ર ચોપાઈ પણ આ મુનીશ્વરની કૃતિ છે, કેમકે તેના અન્તમાં કહ્યું છે કે—

"† સવંત સતરૈસૈ સતાવને (૧૭૫૭), મેડતૈ નગર મઝાર
ચૌમાસે ગણધર શ્રીજિણચંદજી, સુજસ કહે સંસાર. કોઈ૦ ૫
ભટારકીયા ખરતર ગચ્છ ભલા સાંપ્રં જિનભદ્રસૂર
વાચિક વિજયહરષ વપતા વરૂ પરસિધ પુણ્ય પડૂર. ૬
તેહને શિષ્યે એ મુનિવર તવ્યો શ્રીપાઠક ધ્રમસિંહ"

આ મુનિરાજની પછી જેમ ધર્મવર્ધન નામના એક મુનિવર્ય થઇ ગયા છે (જુઓ 'જૈન ગૂર્જર કવિઓ' પૃ૦ ૩૬૫) તેમ તેમની પૂર્વે પણ એ નામના એક મુનીરાજ થઇ ગયા છે. આ હકીકત જૈ. ગૂ. ક. એ નામના પુસ્તકના ૬૪ મા પૃષ્ઠ ઉપર આપેલા નીચે મુજબના ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છે:—

"સંવત્ ૧૬૨૪ વર્ષે ફાગણ સુદિ ૮ શુક્રે કૂકરવાડા ગ્રામ મધ્યે પં. શ્રીધર્મવર્ધનગણિ શિ. પં. શ્રી સૌભાગ્યવર્ધનગણિ શિ. પં. ગણેશલક્ષ્મી સૌભાગ્ય..."

કર્તા [1]શ્રીભાવપ્રભસૂરિએ પોતાની કૃતિ ઉપર વિશેષ પ્રકાશ પડે તેટલા માટે સ્વોપજ્ઞ ટીકા રચી

---

૧ ‘શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ’ (વિ૦ ૧)ના ઉપોદ્‌ઘાત (પૃ૦ ૯)માં એમની જે કૃતિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે ઉપરાંત એમણે **શ્રીલલિતપ્રભસૂરિકૃત શ્રીશાન્તિનાથસ્તુતિ**ની ટીકા સં. ૧૭૬૫ માં રચી છે, એ વાત **જૈનસ્તોત્રસંગ્રહ**ના પ્રથમ વિભાગના ૩૪મા પૃષ્ઠ ઉપરથી જોઇ શકાય છે. વળી કહેવામાં આવે છે તેમ કવીશ્વર **કાલિદાસકૃત જ્યોતિર્વિદાભરણ** ઉપર તેમણે **સુખબોધિકા** નામની સંસ્કૃત ટીકા પણ રચી છે. વળી તેમણે ‘ किं कर्पूरमयं ’ થી શરૂ થતા **શ્રીચિન્તામણિપાર્શ્વ**–સ્તોત્રનો બાલાવબોધ રચ્યો છે. વિશેષમાં **ગહુંલિકાર્થ** પણ એમની કૃતિ છે; એની પ્રતિ છાણી ( વડોદરા )ના ભંડારમાં છે.

**શ્રીનેમિભક્તામર** ( મૂળ કાવ્ય )ની ટિપ્પણીમાં સૂચવ્યા મુજબ શ્રી**માંડણ**ની પત્ની **વાહુલિમ** દેવીની કુક્ષિમાં ઉત્પન્ન થયેલા આ શ્રીભાવપ્રભસૂરિએ ‘ઉઠી સવેરા’ થી શરૂ થતી બાલાવબોધ સહિત **આધ્યાત્મિક સ્તુતિ** ગૂર્જર ગિરામાં રચી છે એટલુંજ નહિ, પરંતુ તેમની બીજી પણ કેટલીક કૃતિઓ ગૂજરાતી ભાષામાં છે. જેમકે સંવત ૧૭૫૬ માં **ભાવરત્ન**ના નામથી રચેલ ઝાંઝરીયા મુનિ સજ્ઝાય, સં. ૧૭૬૯ માં રૂપપુરમાં રચેલો **હરિબલ મચ્છીનો રાસ**, સં. ૧૭૭૫માં **અંબડનો રાસ** સં ૧૭૯૭ માં **સુભદ્રાસતીનો રાસ**, સં. ૧૭૯૯ ( નવ નવ ઘોડેલો ચંદ )માં પાટણમાં **બુદ્ધિલ વિમલા સતીનો રાસ, નવવાડની સજ્ઝાય, ૧૩ કાઠિયાની સજ્ઝાય** ( **સજ્ઝાયમાલા** ભા૦ ૧, પૃ૦ ૭૭ ) અને **સભા-ચમત્કાર**. ( **ચમત્કારિક કુતૂહલ** ).

**જૈનધર્મવરસ્તોત્ર**ની સ્વોપજ્ઞ ટીકા ઉપરથી જોઇ શકાય છે તેમ પૂર્ણિમા ગચ્છની પ્રધાન શાખામાં થયેલા **શ્રીભાવપ્રભસૂરિ** પાટણ ( અણહિલપુર )ના ઢંઢેર વાડાના ઉપાશ્રયમાં વસતા હતા. ( આથી કરીને તેમની ઢંઢેર એવી શાખા પડી હતી ). આ ટીકામાં તેમની પટ્ટ-પરંપરા સૂચવી છે, પરંતુ એથી વિશેષ માહિતી તો પૂનમિયા ગચ્છની ચંદ્ર ( પ્રધાન ) શાખામાં થયેલા **શ્રીલલિતપ્રભસૂરિ**એ વિ. સં. ૧૬૪૮ ના આસો વદિ ૪ ને રવિવારે રચેલ **પાટણ-ચૈત્ય-પરિપાટી** ( શ્રીહંસવિજયજી જૈન ફ્રી લાઇબ્રેરી ગ્રંથમાલા નં. ૨૮ )ની પ્રશસ્તિ ઉપરથી મળી શકે છે, તે નીચે મુજબ છે.—

ભુવનપ્રભસૂરિ
|
કમલપ્રભસૂરિ
|
પુણ્યપ્રભસૂરિ
|
વિદ્યાપ્રભસૂરિ
|
લલિતપ્રભસૂરિ
|
વિનયપ્રભસૂરિ
|
મહિમાપ્રભસૂરિ
|
ભાવપ્રભસૂરિ

આ પૈકી **પુણ્યપ્રભસૂરિ**જીનો સં. ૧૬૦૮ નો પ્રતિમા-લેખ છે, એમ **જૈન ધાતુપ્રતિમાલેખ-સંગ્રહ** (ભા૦ ૧) ના નિમ્ન-લિખિત ૧૨૪મા લેખાંક ઉપરથી જોઇ શકાય છેઃ—

“सं. १६०८ वर्षे वैशाख सुदि १३ शुक्रे कुमरगिरिवास्तव्यप्राग्वाटज्ञातीयलघुसजानेश्रुष्ठेवणी (?) सुत श्रे० सूरा-मिलसु श्रे० लहुआ भा० हीरा पुत्रपौत्रसहितेन स्वपुण्यार्थं श्रीशांतिनाथबिंबं कारापितं प्रतिष्ठितं श्रीपूर्णिमापक्षे भट्टारक-श्रीकमलप्रभसूरिपट्टे श्रीपुण्यप्रभसूरिभिः ।”

શ્રીવિદ્યાપ્રભસૂરિએ સત્તરભેદીપૂજા રચી છે. આની જે એક પ્રતિ આણંદજીની પેઢી પાસે છે, તે એમના પ્રશિષ્ય શ્રીલલિતપ્રભસૂરિના શિષ્ય શ્રીવિનયપ્રભસૂરિએ લખેલી છે.

શ્રીલલિતપ્રભસૂરિએ વિ. સં. ૧૬૫૪માં ચાણસમા ગામમાં શ્રીસંભવનાથના બિમ્બની મુખ્યતાવાળી પંચતીર્થી ધાતુ-પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી. આ હકીકત જૈ. ધા. પ્ર. લે. સં. (ભા૦ ૧)ના નિમ્ન-લિખિત ૧૦૧ મા લેખાંક ઉપરથી જોઇ શકાય છેઃ—

"सं. १६५४ वर्षे माघ वदि १ रवौ श्रीश्रीमाळज्ञातीयदोसीवीरपालभार्यापुजीसुतदोसीरहिआकेन श्रीसम्भवबिंबं कारापितं श्रीपूर्णिमापक्षे प्रधानशाखायां श्रीविद्याप्रभसूरिपट्टे श्रीललितप्रभसूरिभिः प्रतिष्ठितं।"

આ સૂરિજીએ ઢંઢેરવાડાના (આજે પણ મોજુદ એવા) ઉપાશ્રયમાંજ વિ. સં. ૧૬૫૫માં શ્રીચંદકેવલિચરિત (રાસ) રચ્યો છે.

શ્રીભાવપ્રભસૂરિને મુનિ લાલજી નામના ગુરુભાઇ હતા એમ પ્રો. પિટર્સનના ૧૮૮૬–૯૧ના રિપૉર્ટમાં નોંધેલા યોગશાસ્ત્રના અંતમાં આપેલા નિમ્ન-લિખિત ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છેઃ—

† "संवत् १७५२ वर्षे चैत्र वदि १२ वार शनौ। श्रीमदणहिल्लपुरपत्तनमध्ये कृतचातुर्मासके। श्रीपूर्णिमापक्षे। प्रधानशाखायां। भट्टारकश्रीश्री१९श्रीविनयप्रभु(भ)सूरिः। तत्पट्टे भट्टारकश्रीश्रीश्रीश्रीश्रीमहिमाप्रभु(भ)सूरिः। तस्सि(च्छि)ष्यमुविनेयी(यि)मुनिलालजीकेनेयं पुस्तिका लिपीकृता"

આ વાતને ૧૮૯૧–૯૫ના રિપૉર્ટમાં નોંધેલ સિદ્ધહેમ વ્યાકરણની બૃહદ્વૃત્તિની પ્રતિનો અન્તિમ ઉલ્લેખ સમર્થન કરે છે. વળી તેમને લક્ષ્મીરત્ન નામના પણ ગુરુ-બાંધવ હતા એમ મુનિરાજ શ્રીરાજવિજય (પુના)ના ભંડારની સપ્તપદાર્થી પ્રતિના અન્તમાં આપેલ નિમ્ન-લિખિત ઉલ્લેખ ઉપરથી જાણી શકાય છેઃ—

† "संवत् १७५३ वर्षे शुक्लपक्षे पोस सुदी १५ वार रवौ ॥ तद्दिने श्रीपाटणमध्ये कृतचातुर्मासके श्रीपूर्णिमापक्षे। प्रधानशाखायां ॥ भट्टारकश्री१०८श्रीश्रीमहिमाप्रभसूरि(ः) ॥ तत्शि(च्छि)ष्यमुविनेयी ॥ मुनिलक्ष्मीररत्नलिखिकृता ॥ श्रेयं।"

આ વાતની અંબડ તાપસના રાસનો અંતિમ ભાગ સાક્ષી પૂરે છે. આમાં શ્રીમહિમાપ્રભસૂરિની વિદ્વત્તાનું તેમજ આ રાસના રચના-સમય ઇત્યાદિનું વર્ણન હોવાથી તે અત્ર આપવું ઉચિત સમજાય છે.

†શ્રીપુનીમ ગચ્છ સોભાકારી શ્રીવીનયપ્રભ સૂરિંદા હે;
તસ પટ્ટ ઉદયા સમ જાંણું તેજ તપેતા દિણંદા હે. સ૦ ૭
સકલ સીદ્ધાંતના પારગામી સકલ નયના દરીયા હે;
વૈયાકરણે હેમ સરીષા આચાર્ય ગુણભરીયા હે. સ૦ ૮
કાવ્ય છંદ અને અલંકારે પૂર્ણ લક્ષણવંતા હે;
સાહિ સભામાંહિ ઉપદેસેં નીવડ મિથ્યાતનેં ભેત્તા હે. સ૦ ૯
યો(જો)તિષે યંત્ર રાજાદિક આદિ સીરોમણી પર્યંતા હે;
કુસાગ્ર બૂદ્ધિ તણા જે ધારી વિદ્યા વિનોદ વિહંતા હે. સ૦ ૧૦
જ્ઞાનના દીસ વધાર્યા જેણે વિસ્તર્યો જસ જગ માહિ હે. ૧૧
તસ પાટેં તસ પયકજસેવી શ્રીભાવપ્રભસૂરિસા હે;
ગુરૂ કૃપાઈ જ્ઞાન અભ્યાસેં જનક હેં જાસ જગીસા હેં. સ૦ ૧૨
વડા ગુરૂભ્રાતા તહેના કહીંઈ લક્ષ્મીરતન ઇણે નમિં હે;
તિણે શ્રીપૂજ્યનઇ વીનતી કીધી રાસ રચ્યો પ્રકમિં હે. સ૦ ૧૩
ભવિયણનેં ઉપકારનેં હેતેં અંબડરાસ વીસેસી હે;
શ્રીભાવપ્રભસૂરિઈ કીધો વચન વીલાસઈં દેસી હે. સ૦ ૧૪

છે તેમ શ્રીધર્મસિંહસૂરિએ 'સરસ્વતી-ભક્તામર ઉપર સ્વોપજ્ઞ ટીકા રચી છે એટલું જ નહિ, પરંતુ અવતરણરૂપે આપેલા શ્લોકની પણ તેમણે વ્યાખ્યા કરી છે. વિશેષમાં પ્રથમના બે શ્લોકની ટીકાના પ્રાન્તમાં મંગળ તેમજ અભિધેયાદિક અનુબન્ધોના સંબંધમાં પણ તેમણે વિચાર કર્યો છે એટલે કે—

---

પાટણ માહે ઢંઢેરવાડે શ્રીમહાવીર વીરાજે હે;
સાંમલો કલિકુંડ પાસ જિણંદા કીરતિ ત્રિભોવનેં ગાજેં હે. સ૦ ૧૫
શ્રીજિનના સૂપસાયથી એ રાસ પૂરણ સૂષખાંણી હે;
રસ સંબંધ સમકીતનો ભાષિ પવીત્ર હુઈ મુજ વાંણી હે. સ૦ ૧૬
દ્રુપદરાય તણી જે પુત્રી તસ પતિ તીમ તુરંગા હે;
ભેદ સંયમના ભેલા કીજેં ( ૧૭૭૫ ) સંવત જાંણો એ ચંગા હે. સ૦ ૧૭
માસ જેષ્ટ અનેં કૃષ્ણ પક્ષઇ બીજ તીથી રવીવારઈ હે;
સૂષ સમાધિપણેં પૂરો રાસ થયો એક તારે હેં. સ૦ ૧૮
પભણેં વાંચેં જેહ ભવ્ય પ્રાંણી સાંભલો શ્રોતા જેહો હેં;
અવિચલ પદ કીરતિકમાલાનું મન વંછિત સૂષ લહે તેહો હે. સ૦ ૧૯

इति श्रीपूर्णिमापक्षेयभ०श्रीमहिमाप्रभसूरी(रि)शिष्यभ०श्रीभावप्रभसूरावा(रिवि)रची(चि)ते अम्बडरासे केसीगुरुसंगमोपदेस(श)सम्यत्क्यप्राप्ति(:)

........................................

संवत् १८८४ या(?) कार्ति(क) वद त्रयोदसी(शी) वारस(श)नौ सा(शा)के १७४९ ना प्रवर्तमाने ॥ सकलभट्टारकपूरन्द्रभट्टाकारकश्रीश्रीश्री१००८(?)श्रीभा(व)प्रभसूरिस्व(रीश्वर)जीचरणसेवी(वि)तसकलपंडितसि(शि)रोमणीप्रवरपंडितजीपं०—ज्ञानविजयजी तत्शि(च्छि)ष्य पं० जीववी(वि)जयजी तत्सी(च्छि)ष्य पं० सूबुद्धीविजयजी तत्सी(च्छि)ष्य पं०—नायकविजयजी तत्सी(च्छि)ष्य पं० गुमांनवी(वि)जयजी तत्सी(च्छि)ष्य पं० कि(की)र्तिविजयजी तत्सी(च्छि)ष्य—दासानुदासपाय(द)रजसमानसेवकताराचंद ल(लि)पीकृता श्रीपाटडीनगरे श्रीशान्तिजिनप्रसादात्"

વિ. સં. ૧૭૭૨માં માઘ માસના શુકલ પક્ષમાં શ્રીભાવપ્રભસૂરિના સૂરિ-પદનો મહોત્સવ કરનારા શ્રીમાલીવંશીય દોસી તેજસી જય(જે)તસીએ સહસ્રકૂટમાં જે જિન-બિમ્બો ભરાવ્યાં હતાં તેમની પ્રતિષ્ઠા શ્રીભાવપ્રભસૂરિને હાથે થઇ હતી. આ સૂરિજીની ચમત્કારિક કુતૂહલ નામની ગૂજરાતી કવિતાની ૩૨ મી ( છેલ્લી ) કડી નીચે મુજબ હોવાનું મુનિરાજ શ્રીચતુરવિજય લખી જણાવે છેઃ—

" ચોવીસ જીનવર નામ સુંદર સાત ક્ષેત્ર સોહામણા,
એ ' કુતૂહલ ' એમ કીધો મન હરખે પરષદ તણા.
મહિમાપ્રભસૂરીશ તેહના વિનેયી ભાવે કહ્યાં,
એક એકથી કરી દુગુણા હેમચંદ્ર હેતે વહ્યા. " ૩૨

આ ઉપરથી શ્રીભાવપ્રભસૂરિને હેમચંદ્ર નામના પણ કોઇ ભક્ત ( શિષ્ય ) હશે એમ સંભાવના થાય છે. તપાગચ્છીય મુનિરાજ શ્રીવિવેકવિજયને અધ્યયન કરાવનાર તથા અધ્યાત્મરસિક પંડિત દેવચન્દ્રજી (૧૭૪૬-૧૮૧૨)ના અને શ્રીઉત્તમસાગરના શિષ્ય અને સ્વોપજ્ઞ ટીકાથી અલંકૃત યમકમય સ્તુતિ રચનાર મુનિરાજ શ્રીન્યાયસાગરના સમકાલીન તેમજ શ્રીયશોવિજયગણિ સાથે વિશેષ પરિચયમાં આવેલા તેમજ તેમની પ્રતિ પૂજ્ય ભાવ રાખનારા આ સૂરિજી વિષેના સંબદ્ધ ઉલ્લેખના જિજ્ઞાસુને જૈનધર્મવરસ્તોત્રની મારી સંસ્કૃત પ્રસ્તાવના જોવા હું ભલામણ કરૂં છું.

૧ આ સમગ્ર કાવ્ય વસન્તતિલકા છંદમાં રચવામાં આવ્યું છે અને તે પાદ-પૂર્તિરૂપ અલંકારથી શોભે છે.

૨ ' મંગળ ' શબ્દના વ્યુત્પત્તિ-અર્થ માટે જુઓ જીવાજીવાભિગમની શ્રીમલયગિરિસૂરિકૃત વૃત્તિનું દ્વિતીય પત્ર.

" सम्बन्धश्चाधिकारी च, विषयश्च प्रयोजनम् ।
विनाऽनुबन्धं ग्रन्थादौ, मङ्गलं नैव शस्यते ॥ १ ॥
प्रेक्षावतां प्रवृत्त्यर्थं, फलादित्रितयं स्फुटम् ।
मङ्गलं चैव शास्त्रादौ, वाच्यमिष्टार्थसिद्धये ॥ २ ॥ "

ઇત્યાદિ હકીકત તરફ પણ તેમણે ધ્યાન આપ્યું છે.

વળી આ કાવ્યમાં તેમણે શ્રીમાનતુંગસૂરિપ્રણીત મૂળ ભક્તામર-સ્તોત્રની જેમ પ્રથમના બે શ્લોકોને પરસ્પર સંબંધવાળા રચ્યા છે અર્થાત્ અત્રે પણ યુગ્મ છે. આ બે શ્લોકોના ચાર ચાર અર્થો કરીને કવિરાજે પોતાની કુશળતા સિદ્ધ કરી આપી છે.

## શ્રીધર્મસિંહસૂરિનું ગ્રન્થાવલોકન—

[1]વિવાહ-પ્રજ્ઞપ્તિ (ભગવતી) જેવા અનન્ય આગમ, મહર્ષિ પાણિનિકૃત અષ્ટાધ્યાયી વ્યાકરણ તથા ધાતુપાઠ, કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિકૃત સિદ્ધહેમનો ધાતુપાઠ તથા ચન્દ્રિકા, શ્રીઅનુભૂતિસ્વરૂપાચાર્યકૃત સારસ્વત વ્યાકરણ, શ્રીહેમચન્દ્રસૂરિકૃત અભિધાન-ચિન્તામણિ તથા હેમલિંગાનુશાસન, શ્રીબાલચન્દ્ર મુનીશ્વરકૃત સ્નાતસ્યાની સ્તુતિ, કવીશ્વર માઘકૃત શિશુપાલવધ વિગેરે ગ્રન્થોમાંના પાઠો તેમણે ટીકામાં રજુ કરેલા હોવાથી તેઓ અનેકાનેક ગ્રન્થના અભ્યાસી હતા એમ જોઇ શકાય છે.

## વ્યાકરણ—

કવિરાજે વ્યાકરણ-શાસ્ત્રમાં કેવી નિપુણતા પ્રાપ્ત કરી હતી તે તેમણે એ શાસ્ત્રને લગતી જે જે હકીકતો નિવેદન કરી છે તે તરફ દષ્ટિ-પાત કરવાથી જોઇ શકાય છે. સૌથી પ્રથમ ધાતુ-પાઠ તરફ નજર કરીશું તો માલૂમ પડશે કે પ્રથમ પૃષ્ઠમાં मुदि हर्षे (पा० ६४८), બીજામાં प्रथु विस्तारे, ત્રીજામાં [6]मनु ज्ञाने, નવમામાં विश प्रवेशने (पा० १४२५), સત્તાવીસ-અઠ્ઠાવીસમામાં [7]ऊहि( ह ) वितर्के, ઓગણત્રીસમામાં अश दीप्सदनयोः भ्वादिधातुः, ૩૫ મામાં वद व्यक्तायां वाचि (पा० १००९), ૪૪ મામાં हृञ् हरणे (पा० ८९९), ૫૮ મામાં निर्पूर्वो माङ्धातुः रचनार्थं द्योतयति, ૬૫ મામાં द्विष अप्रीतौ (पा० १०१३), ૬૯ મામાં पिष( ष्ल ? ) संचूर्णने (पा० १४५), ૭૫ મામાં अधिपूर्वं इङ् अध्ययने (पा० १०४६) ૭૬ મામાં [8]तु वृद्धौ તથા षिञ् बन्धने (पा० १२४९) તેમજ अम्-(म) रोगे (पा० १७२१) અને ૭૭ મામાં अति अदि बन्धने (पा० ६१, ६२) એ પ્રમાણેના પાઠોનો તેમણે ઉપયોગ કર્યો છે.

---

૧ જુઓ પૃ૦ ૨ તથા ૧૧. ૨ જુઓ પૃ૦ ૩૦, ૪૩. ૩ જુઓ ૪૯ મું પૃષ્ઠ. ૪ જુઓ ૪૪ મું પૃષ્ઠ. ૫ ૩૬, ૪૦, ૪૬, ૫૬, ૫૮, ૬૬ અને ૭૦મા પૃષ્ઠમાં આ કોશમાંથી ટાંચણરૂપે લીધેલા પાઠો દષ્ટિ-ગોચર થાય છે. ૬ 'मनु अवबोधने' (पा० १४७२)। ७ 'ऊहि तर्के' इति सिद्धहेमे। ८ 'तु इति सौत्रो धातुर्गतिवृद्धिहिंसासु' इति पाणिनीये।

લિંગ-અધિકારમાં ત્રીજા પૃષ્ઠમાં युगशब्दः पुंनपुंसकलिङ्गः એવું કથન છે. વળી એજ પૃષ્ઠમાં ‘आलम्बन’ને ઉદ્દેશીને अजहल्लिङ्गत्वात् તેમજ નવમામાં ‘पात्र’ શબ્દને અંગે પણ એવો ઉલ્લેખ તેમણે કર્યો છે. પરંતુ અત્ર વિચારણીય હકીકત એ છે કે ૬૬ મા પૃષ્ઠમાં તેમણે ‘अवयव’ શબ્દનો નપુંસકલિંગમાં પ્રયોગ કર્યો છે, તે ન્યાય્ય છે કે નહિ. આ ઉપરથી કવિરાજનું લિંગ-જ્ઞાન કેવું હશે તેનો ખ્યાલ આવી શકે છે.

૬૦ મા પૃષ્ઠમાં ‘विपराम्यां जेरात्’ એવો ઉલ્લેખ છે તે શું સમગ્ર વ્યાકરણનું સૂત્ર છે? એમ જો ન હોય તો ‘विपराम्यां जेः’ એવું સૂત્ર **પાણિનીય** વ્યાકરણ (અ૦ ૧, પા૦ ૩, સૂ૦ ૧૯)માં છે.

પ્રત્યયોના સંબંધમાં ૩૦ મા પૃષ્ઠમાં प्रशंसायां रूपप्रत्ययः, ૩૨મામાં ईषदर्थे कल्पदेश्यदेशीयरः प्रत्ययाः, ૩૬મામાં प्राधान्यप्राचुर्यविकारेषु मयट्प्रत्ययः, ૩૭મામાં भवाद्यर्थेऽण्(प्रत्ययः), तदन्तात ङीप्, ૩૮મામાં प्राधान्ये मयट्, ૪૯મામાં भावे ताप्रत्ययः તથા ૫૮ મામાં प्राचुर्ये(र्या)र्थे मयट् એ પ્રમાણે ઉલ્લેખો કરીને કવીશ્વરે પોતાની આ વિષયની વિદ્વત્તા સિદ્ધ કરી આપી છે.

૧૩ મા પૃષ્ઠમાં ‘शार्वर’ શબ્દ સિદ્ધ કરતાં शर्वर्यां भवं शार्वरं એ ઉલ્લેખ, ૧૪ મા પૃષ્ઠમાં उदकस्योदन्नादेशः, ૭૫ મામાં नञो नक्रादिगणे पठितत्वादनादेशो न તથા ૭૭મામાં षेमकर्ण શબ્દની સિદ્ધિ એ પણ કવિરાજનું પાણ્ડિત્ય પ્રકટ કરે છે.

મૂળ શ્લોકોની વ્યાખ્યા કરતાં કવિરાજે ઘણી વાર સમાસ-વિગ્રહ પણ કર્યો છે, પરંતુ તેમાં ૨૬મા પૃષ્ઠમાં તો તેમ કરતાં સમાસના નામનો પણ નિર્દેશ કર્યો છે.

સાથે સાથે ૫૦ મા પૃષ્ઠમાં સૂચન કર્યા મુજબ **સરસ્વતી-ભક્તામર**ના ૨૫મા પદ્યગત કેટલાક પ્રયોગો પણ વિચારણીય છે કે નહિ તે જોઇ લઇએ. તેમાં સૌથી પ્રથમ ‘चक्रे ययाऽऽदिपुरुषः प्रणयां प्रमायाम्’ એ દ્વિતીય ચરણમાં ‘प्रणयां’ અને ‘चक्रे’ એમ જે વિભક્ત પદો દ્વારા प्रणयांचक्रे રૂપી સંપૂર્ણ પદનો પ્રયોગ કર્યો છે તે ન્યાય્ય છે કે કેમ તે વિચારી લઇએ. આ સંબંધમાં પ્રથમ તો **સિદ્ધહેમ**ના તૃતીય અધ્યાયના ચતુર્થ પાદના નિમ્ન-લિખિત—

“धातोरनेकस्वरादाम् परोक्षायाः कृभ्वस्ति चानु तदन्तम्”

—૪૬મા સૂત્રની વૃત્તિ તરફ નજર કરતાં ત્યાં એવો સ્પષ્ટ ઉલ્લેખ જણાય છે કે—

“अनुग्रहणं विपर्यासव्यवहितनिवृत्त्यर्थम्। तेन चकारचकासाम्, ईहां देवदत्तश्चक्रे इत्यादि न भवति। उपसर्गस्य तु क्रियाविशेषकत्वात् व्यवधायकत्वं नास्ति। तेन ‘उक्षां प्रचक्रुर्नगरस्य मार्गान्’ इत्यादि भवत्येव।”

કહેવાની મતલબ એ છે કે પરોક્ષ ભૂતકાલના પ્રયોગમાં चकार ઇત્યાદિ રૂપ आम् પ્રત્યયાન્ત પદની પછીજ આવે છે; તેની પૂર્વે નહિ, તેમજ આ બેની વચ્ચે અન્ય કોઇ પદ હોવું જોઇએ નહિ. એટલે કે ર चकासाम् એવો વિપરીત પ્રયોગ થઇ શકે નહિ તેમજ ईहां देवदत्तश्चक्रे એમ પણ ન બની શકે; દ્વિતીય ?દત્ત એ વચમાં આવે છે તે ઠીક નથી; કેમકે મૂળ સૂત્રમાં अनु શબ્દથી સૂચિત તાત્પર્ય ય છે. પરંતુ ઉપસગ ક્રિયાની પુષ્ટિ કરનાર હોવાથી–તેનો દ્યોતક હોવાથી તેનું વ્યવધાન

અનિષ્ટ નથી. આથી " उक्षां प्रचक्रुर्नगरस्य मार्गान् " એ ભટ્ટિ કવિરાજકૃત ભટ્ટિકાવ્યના તૃતીય સર્ગના પંચમ [1]શ્લોકનું પ્રથમ ચરણ દોષ-રહિત છે.[2]

'उपसर्गस्य तु' અવલંબીને લઘુન્યાસકાર લખે છે કે—

" ननु कर्त्रादपि क्रियाया विशेषकं भवतीति तस्याप्यव्यवधायकत्वं प्राप्नोति । नैवम् । क्रियाया एव विशेषकमित्यवधारणस्य विवक्षितत्वात् । कर्त्रादि च यथा क्रियाया विशेषकं तथा द्रव्यस्यापीति । तथा तं पातयां प्रथममासेति कथञ्चित् समर्थ्येत, प्रथममित्यस्य क्रियाविशेषणत्वात् । प्रभ्रं( भ्रं )शयां यो नहुषं चकारेति त्वतिदुष्टम् ।"

અર્થાત્ કોઇ એમ શંકા ઉઠાવે કે જેમ ઉપસર્ગ ક્રિયાનો બોધક છે, તેમ કર્તા વગેરે પણ છે, વાસ્તે ईहां देवदत्तश्चक्रे એ અશુદ્ધ ન ગણાય તો તે શંકા અસ્થાને છે; કેમકે ક્રિયાનોજ બોધક એમ અવધારણથી સમજવાનું છે અને કર્તા વગેરે તો જેમ ક્રિયાના બોધક છે તેમ તે તો દ્રવ્યના પણ છે અર્થાત્ તે કેવળ ક્રિયાના બોધક નહિ હોવાથી વ્યવધાન-દોષથી તે મુક્ત થઇ શકે નહિ. प्रथमम् એ ક્રિયાવિશેષણ હોવાથી ' [3]तं पातयां प्रथममास ' એ દૂષિત ન ગણાય, પરંતુ ' [4]प्रभ्रंशयां यो नहुषं चकार ' એ તો અતિદુષ્ટ છે.

---

૧ સમગ્ર શ્લોક આ પ્રમાણે છેઃ—

" उक्षां प्रचक्रुर्नगरस्य मार्गान्, ध्वजान् बबन्धुर्मुमुचुः सधूपान् ।
दिशश्च पुष्पैश्चकरुर्विचित्रै-रर्थेषु राज्ञा निपुणा नियुक्ताः ॥ "

૨ શબ્દ-કૌસ્તુભ ( પૃ૦ ૮૫૫ ) ઉપરથી જોઇ શકાય છે કે આવી રીતનું એક બીજું 'विभयां प्रचकारासौ' ઉદાહરણ ભટ્ટિકાવ્યમાં છે. પરંતુ આ કાવ્યના છઠ્ઠા સર્ગના નિમ્ન-લિખિત પદ્યમાં પાઠ-ભિન્નતા જણાય છેઃ—

" प्रजागरांचकारारेरीहास्वनिशमादरात् ।
प्रविभयाञ्चकारासौ काकुत्स्थादभिशङ्कितः ॥२॥"

વળી આ પૃષ્ઠ ઉપરથી એ પણ સમજાય છે કે બહ્વૃચ્ બ્રાહ્મણમાં તો " तान् ह राजा मदयामेव चाकर" એવો પણ પ્રયોગ છે અર્થાત્ चकार ને બદલે चाकर એવો પણ પ્રયોગ છે, જોકે છંદોભંગ ન થાય તેટલા માટે આવો પ્રયોગ કરવામાં આવ્યો છે એવો ખ્યાલ થઇ શકે છે.

૩ સમગ્ર ચરણ તો ' तं पातयां प्रथममास पपात पश्चात् ' એ છે અને એ રઘુવંશ ( સ૦ ૯, શ્લો૦ ૬૧ )-ના નિમ્નલિખિત શ્લોકમાં દૃષ્ટિગોચર થાય છે.

" तेनाभिघातरभसस्य विकृष्य पत्री-वन्यस्य नेत्रविवरे महिषस्य मुक्तः ।
निर्भिद्य विग्रहमशोणितलिप्तपुङ्ख-स्तं पातयां प्रथममास पपात पश्चात् ॥ "

આ સંબંધમાં ગોપાળ નારાયણ દ્વારા પ્રકાશિત સં. ૧૮૬૭ની આવૃત્તિમાં નીચે મુજબ ઉલ્લેખ હોવાનું મુનિરાજ શ્રીચતુરવિજય સૂચવે છેઃ—

" आम इति पश्चम्यंवेटसिद्धौ अनुग्रहणं उपसर्गक्रियाविशेषणव्यवधानेऽपि तदनु प्रयोगज्ञापनार्थम् "

૪ આ પણ રઘુવંશગત ચરણ છે, કેમકે આ કાવ્યના ૧૩ મા સર્ગના નિમ્ન-લિખિત ૩૬મા શ્લોકમાં તે દૃગ્ગોચર થાય છેઃ—

" भ्रूभेदमात्रेण पदान् मघोनः, प्रभ्रंशयां यो नहुषं चकार ।
तस्याविलाम्भः परिशुद्धिहेतो—र्भौमो मुनेः स्थानपरिग्रहोऽयम् ॥"

શબ્દ-કૌસ્તુભ ( પૃ૦ ૮૫૫ )માં પણ ' प्रभ्रंशयां यो नहुषं चकार 'ને શુદ્ધ ન ગણતાં કવિનો [1]પ્રમાદ છે એમ સૂચવવામાં આવ્યું છે તો પછી ' चक्रे ययाऽऽदिपुरुषः प्रणयां प्रमायां ' એ ક્યાંથીજ દોષ-મુક્ત ગણી શકાય ? અલબત કાલિદાસ જેવા મહાકવિએ પણ રઘુવંશ ( સ૦ ૯, શ્લો૦ ૬૧; સ૦ ૧૩, શ્લો૦ ૩૬; સ૦ ૧૬, [2]શ્લો૦ ૮૬ )માં આવા પ્રયોગને સ્થાન આપ્યું છે એટલો બચાવ થઇ શકે એટલે શું ' [3]महतां वाचमर्थोऽनुधावति ' એ ન્યાયથી સંતોષ માનવો કે ?

આ પદ્યમાં બીજું વિચારણીય સ્થળ એ છે કે विश्वजननी એ जानामि નું કર્મ હોવા છતાં તેનો દ્વિતીયા તરીકે પ્રયોગ ન કરતાં પ્રથમા તરીકે જે પ્રયોગ કરવામાં આવ્યો છે તે શું ન્યાય્ય છે ? આ સંબંધમાં કવીશ્વરે એક તો શ્રીરામાશ્રમે રચેલ સિદ્ધાન્ત-ચન્દ્રિકાનું ' अन्योक्ते प्रथमा ' ( કારિકા પ્રકરણનું અંતિમ ) સૂત્ર અને બીજું શ્રીમાઘકવિકૃત શિશુપાલવધના પ્રથમ સર્ગના તૃતીય [4]શ્લોક-ગત અન્ત્ય ચરણનું ઉદાહરણ એ બે પ્રમાણો આપી આ પ્રયોગની વાસ્તવિકતા સિદ્ધ કરી છે. એટલે હવે આની ન્યાય્યતાના સંબંધમાં શંકા ઉપસ્થિત કરવી તે અસ્થાને છે. પરંતુ એને વિશેષ સમર્થન કરનારો ઉલ્લેખ રજુ કરવો નિરર્થક નહિ ગણાય. આ પરત્વે શિશુપાલવધના ટીકાકાર મહામહોપાધ્યાય શ્રીમલ્લિનાથસૂરિએ ' क्रमादमुं नारद इत्यबोधि सः 'ગત ' नारदः ' પ્રયોગ સંબંધી જે ઉલ્લેખ કર્યો છે તે જોઇ લઇએ. તેમણે કહ્યું છે કે—

" नारदस्य कर्मत्वेऽपि निपातशब्देनाभिहितत्वात् न द्वितीया, तिङामुपसङ्ख्यानस्य उपलक्षणत्वात्। यथाऽऽह वामनः—' निपातेनाभिहिते कर्मणि न कर्मविभक्तिः परिगणनस्य प्रायिकत्वात् ' ॥"

અર્થાત્—નારદ કર્મ છે, છતાં इति રૂપ નિપાત વડે તેનો નિર્દેશ થયેલો હોવાથી દ્વિતીયાની આવશ્યકતા નથી. જોકે इतिની નિપાત તરીકે तिङ्‌ની સંખ્યામાં ગણના નથી, છતાં ઉપલક્ષણથી તેનો પણ ઉલ્લેખ સમજી લેવાનો છે. વામને કહ્યું પણ છે કે ગણનાની બહુલતાને લઇને નિપાત વડે નિર્દિષ્ટ થયેલા કર્મમાં કર્મવિભક્તિની જરૂર નથી.

હવે અન્ય વિચારણીય સ્થળ તરફ દૃષ્ટિપાત કરીશું. ૪૯મા પૃષ્ઠગત 'भगवन्' શબ્દ એ भगवत् ( નપુંસકલિંગ )ના દ્વિતીયા એકવચનનું રૂપ છે. સામાન્ય નિયમ પ્રમાણે આ

---

૧ શ્રીયુત જ્ઞાનેન્દ્ર સરસ્વતીની પાણિનીય વ્યાકરણની તત્ત્વબોધિની નામની વ્યાખ્યા ( પૃ૦ ૩૪૬ )માં પણ આને પ્રમાદ તરીકેજ ઓળખાવેલ છે.

૨ આ શ્લોક નીચે મુજબ છેઃ—

" इत्यूचिवानुपहृताभरणः क्षितीशं, श्लाघ्यो भवान् स्वजन इत्यनुभाषितारम्।
संयोजयां विधिवदास समेतबन्धुः, कन्यामयेन कुमुदः कुलभूषणेन ॥"

અત્ર संयोजयां અને आस ની વચ્ચે विधिवद् શબ્દ વિચારણીય છે.

૩ કવિરાજ ભવભૂતિકૃત ઉત્તરરામચરિત ( અ૦ ૧, શ્લો૦ ૧૦ )ના નિમ્નલિખિત પદ્યમાં આ ભાવાર્થ નજરે પડે છેઃ—

" लौकिकानां हि साधूना-मर्थं वागनुवर्तते।
ऋषीणां पुनराद्यानां, वाचमर्थोऽनुवर्तते ॥"

૪ સંપૂર્ણ શ્લોક નીચે મુજબ છેઃ—

" चयस्त्विषामित्यवधारितं पुरा, ततः शरीरीति विभाविताकृतिम्।
विभुर्विभक्तावयवं पुमानिति, क्रमादमुं नारद इत्यबोधि सः ॥"

રૂપ વિચારણીય છે, પરંતુ સાહિત્યના ક્ષેત્રમાં મને અવારનવાર સહાયતા આપનાર પંડિતવર્ય શ્રીરમાપતિમિશ્રને પૂછતાં તેઓ મને નિવેદન કરે છે કે—

"પ્રત્યય-લોપ થતાં પ્રત્યય-લક્ષણ રહે છે એ વાતનો જે 'न लुमताङ्गस्य' (પા૦ અ૦ ૧, પા૦ ૧, સૂ૦ ૬૩ ) સૂત્ર નિષેધ કરે છે તે નિષેધને સામાન્યાપેક્ષિત નિયમથી અનિત્ય માનીએ તો આ સ્થળે પ્રત્યય-લોપ થતાં પ્રત્યય-લક્ષણ રહે છે. એમ માનતાં નુમ્ સંભવી શકે છે."[1]

**શબ્દ-કોષ—**

ખાસ કરીને આ સ્તોત્રમાં [2]અપ્રચલિત શબ્દો નજરે પડતા નથી એ કવિરાજનું શબ્દ-કોષ પરત્વેનું વિશિષ્ટ જ્ઞાન સૂચવે છે. તેમણે કોષોનો પણ રૂડી રીતે અભ્યાસ કર્યો હોય એમ જણાય છે. **અભિધાન-ચિન્તામણિ** ઉપરાંત અન્ય કોષથી પણ તેઓ પરિચિત હોવા જોઇએ એ વાત નીચે મુજબના પાઠો ઉપરથી જોઇ શકાય છે.

" मोहो मूर्च्छा मतेर्भ्रमः " ( પૃ૦ ૧૧ )
" इन्द्रगिरिर्गिरिर्मेरुः " ( પૃ૦ ૩૫ )
" जाम्बूनदं शातकुम्भं, स्वर्णं हेम च हाटकम् " ( પૃ૦ ૫૬ )
" त्रिवली तूदरे रेखा " ( પૃ૦ ૫૭ )

કવિરાજે જે જે ગ્રન્થોમાંથી ટાંચણ રૂપે પાઠો લીધા છે તે તે ગ્રન્થોનાં નામ, સ્થળ વિગેરેનો ઉલ્લેખ કરવાનું કાર્ય મેં આ ગ્રન્થમાં પણ યથામતિ કર્યું છે. છતાં કેટલેક સ્થળે ન્યૂનતા રહી ગઇ છે; જેમકે

"सप्त स्वरास्त्रयो ग्रामा, मूर्च्छनाश्चैकविंशतिः" (પૃ૦ ૧૧) એ ક્યા સંગીતશાસ્ત્રનો, ઉલ્લેખ છે, प्रथु विस्तारे (પૃ૦ ૨), मनु ज्ञाने (પૃ૦ ૩), अश दीप्त्यदनयोः (પૃ૦ ૨૯), पिप सम्पूर्णने (પૃ૦ ૬૯), तु वृद्धौ (પૃ૦ ૭૬) એ ધાતુ-પાઠો ક્યા વ્યાકરણના છે, 'अनन्तपारं किल शब्दशास्त्रं' એ ક્યા ગ્રન્થનું વાક્ય છે તેમજ ૧૪ મા પૃષ્ઠમાં જે ભમટ્ટનો મહાભાષ્યના વૃત્તિકાર તરીકે ઉલ્લેખ કર્યો છે તે કોણ ? તે હું નક્કી કરી શક્યો નથી; એથી સુજ્ઞ પાઠક મહાશયને આ સંબંધી માહિતી મને પૂરી પાડવા વિનતિ છે.

## શ્રીસરસ્વતી દેવીનાં સ્તોત્રો

**શ્રીસરસ્વતી** દેવીની સ્તુતિ કરી પોતાની કૃતિનો પ્રારંભ કરનારા અનેક કવીશ્વરો આ આર્યાવર્તમાં થઇ ગયા છે. તેમાં પણ વળી કેટલાક કવિ-રત્નોએ તો **શ્રીસરસ્વતી**નાં પૃથક્ સ્તોત્રો પણ રચ્યાં છે. આવાં અજૈન સ્તોત્રો પૈકી નિમ્ન-લિખિત પદ્યથી—

---

૧ એ વાતની 'नामिनो लुग्वा' (૧-૪-૬૧) એ સિદ્ધહેમ-સૂત્રની સ્વોપજ્ઞ વૃત્તિ સાક્ષી પૂરે છે.

૨ પ્રથમ પૃષ્ઠમાં 'मुद' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે અપ્રચલિત ગણી શકાય કે કેમ તે પ્રશ્ન છે. પરંતુ આ પ્રયોગની શુદ્ધતાનું સમર્થન તો કવિરાજે પોતે " मुदशब्दोऽप्याकारान्तः, न तु हलान्तः " એ નિવેદન-પૂર્વક કર્યું છે.

૩ સમગ્ર પદ્ય નીચે મુજબ હોવાનું સુભાષિતરત્નભાણ્ડાગાર ( પૃ૦ ૧૮૦ ) ઉપરથી જાણી શકાય છે.

" अनन्तपारं किल शब्दशास्त्रं, स्वल्पं तथाऽऽयुर्बहवश्च विघ्नाः ।
सारं ततो ग्राह्यमपास्य फल्गु, हंसो यथा क्षीरमिवाम्बुमध्यात् ॥ "

" ऐन्द्रस्यैव शरासनस्य दधती मध्येललाटं प्रभां
शौक्लीं कान्तिमनुष्णगोरिव शिरस्यातन्वती सर्वतः ।
एषाऽसौ त्रिपुरा हृदि द्युतिरिवोष्णांशोः सदा ह स्थिता
छिन्द्याद् वः सहसा पदैस्त्रिभिरघं ज्योतिर्मयी वाङ्मयी ॥ १ ॥"

—શરૂ થતું ૨૧ પદ્યનું લઘુ સ્તોત્ર વિદ્વત્-સમાજમાં સુપ્રસિદ્ધ છે. થોડાક માસ પૂર્વે **'સરસ્વતી શૃંગારશત** નામના એક અજૈન કાવ્યની હસ્તલિખિત પ્રતિ મારા જોવામાં આવી હતી. તે અપૂર્ણ હોવા છતાં મેં તેની જે પ્રતિકૃતિ લખી લીધી હતી તેમાંથી તેના પહેલા, નૅવમા, દશમા અને અગ્યારમા એટલાં પદ્યોનો અત્ર ઉલ્લેખ કરૂં છું:—

" सन्तन्वद्धेर्जनानाममृतवितरणादादिरानन्दवल्ले-
राध्यायध्वान्तसिन्धोर्निरवधिरवधिर्भास्वतो वर्णराशेः ।
सायं प्रातर्विरामप्रविहरणधृतिर्धाम धाम्नां बुधौघैः
स(स्प?)ष्टोपास्तिर्विभूतिं वितरतु विततां सन्ततं गौर्मुदा वः ॥ १ ॥"

" ब्रह्मा ब्रह्माह यां तत्परमिति परमं शं परा सा परासा
दद्याद्याद्दिदेवी हृदि दिवि मुदिता वः सुरा मा सुरामा ।
नित्यानित्यादिगर्भा तनुभुवनगता नैकरूपा करूपा
मायामायागमाया धृतविमललया स्वप्रकाशाप्रकाशा ॥ ९ ॥

प्राणत्प्राणप्रजान् वः परमपुरुषतो लोचयन्ती चयन्ती
वर्णान् वर्णातिदक्षानतिपटुकरणैरीक्षमाणां क्षमाणाम् ।
ख्याति ख्यातिप्रकर्षादमरसदसि चाक्र स्वायतीनां यतीनां
यामायासात् सुवर्णं गुरु दिशतु गिरामीश्वरी भास्वरी सा ॥ १० ॥

देवी देवी धियं तां प्रदिशतु भवतां मध्यमा मध्यसारात्
स्थायं स्थायं स्फुरन्ती मतिविहितरतिर्देवता यावता या ।
शुद्धाऽऽशु ध्यानभग्नं भुवि कृततपसं धिक्कृतार्थं कृतार्थं
दर्शं दर्शं प्रसन्ना रचयदिह पुरा सा स्वराया स्वरा या ॥ ११ ॥"

---

१ આ મનોમોહક સ્તોત્રમાં પ્રથમ 'રૂપ' તત્ત્વનું વર્ણન સ્રગ્ધરા જેવા મહાવૃત્તમાં ૭૪ પદ્યો દ્વારા કવીશ્વરે આલેખ્યું છે. ત્યાર પછી 'રસ' તત્ત્વનો અધિકાર આવે છે. એને અંગે કેટલાં પદ્યો રચાયાં હશે તે હું પ્રતિ અપૂર્ણ હોવાને લીધે કહી શકતો નથી. મારી પાસે જેટલો ભાગ છે તેમાં ૯૧ પદ્યો છે. કોઇ મહાશય પાસે આની પૂર્ણ પ્રતિ હોય તો તેઓ મને બાકીનાં પદ્યો નિવેદન કરવા કૃપા કરે એવી મારી તેમને વિજ્ઞપ્તિ છે.

२ આ ત્રણ પદ્યો શ્રીશોભન-સ્તુતિના ૯૩ મા પદ્યાદિકમાં દગ્ગોચર થતા યમકનું સ્મરણ કરાવનાર હોવાથી અત્ર મેં તેનો નિર્દેશ કર્યો છે.

વિશેષમાં બીજાં જે સરસ્વતી-સ્તોત્રોની પણ પ્રતિ મારા જોવામાં આવી હતી, તેનો પણ મેં ઉતારો કરી લીધો હતો. આમાંનાં કેટલાંક નવ નવ પદ્યવાળાં સ્તોત્રો પરિશિષ્ટો તરીકે આપ્યાં છે. આશ્ચર્યજનક ઘટના તો એ છે કે આ પૈકી ઘ-પરિશિષ્ટગત સ્તોત્રનું નીચે મુજબનું આઠમું પદ્ય—

"ॐ ह्राँ ह्रीँ मन्त्ररूपे ! विबुधजनहिते ! देवि ! देवेन्द्रवन्द्ये !
चञ्चच्चन्द्रावदाते ! क्षपितकलिमले ! हारनीहारगौरे ! ।
भीमे ! भीमाट्टहासे ! भवभयहरणे ! भैरवे ! भैरवेशे !
ॐ ह्राँ ह्रीँ हुंकारनादे मम मनसि सदा शारदे ! देहि तुष्टिम् ॥ ८ ॥"

ખ-પરિશિષ્ટગત સ્તોત્રમાં થોડાક ફેરફાર સાથે પ્રારંભિક પદ્ય તરીકે નજરે પડે છે.

પ્રવર્તક શ્રીકાન્તિવિજય મુનીશ્વરે હાલમાં મારા ઉપર જે લગભગ અઢીસે સ્તોત્રોની હસ્તલિખિત પ્રતિઓ મોકલી અને તેમનો ઋણી બનાવ્યો છે તે પૈકી ૧૬૨ મી અને ૨૧૭મી પ્રતિઓમાં નવ નવ પદ્યનાં સરસ્વતી-સ્તોત્રો છે. ઉપોદ્ઘાતનું કલેવર વધી જવાના ભયથી પ્રત્યેકનું આદ્ય પદ્ય નીચે મુજબ આપી સંતોષ માનું છું.

" व्योमानन्तसमस्तलोकनिकरैङ्कारासमस्ताच्छिरा
याऽऽराध्या गुरुभिर्गुरोरपि गुरुर्देवैस्तु या वन्द्यते ।
देवानामपि देवता वितरतां वाग्देवता देवता
स्वाहान्तःक्षिप ॐ यतस्तव मुखं यस्याः स मन्त्रो वरः ॥ १ ॥"

" ॐ नमस्त्रिदशवन्दितक्रमे ! सर्वविद्वज्जनपद्मभृङ्गिके ! ।
बुद्धिमान्द्यकदलीदलक्रियाशस्त्रि ! तुभ्यमधिदेवते ! गिराम् ॥ १ ॥"

" आई आनन्दवाली( वल्ली ) अमृतकरतली आवि(दि)शक्तिः पिराई
माईमध्यात्मरूपी स्फटिकमणीमई(यी) मा मतङ्गी षडङ्गी ।
ज्ञानी ज्ञा(ता)र्थरूपी ललितपरिमली नादमोङ्कारमन्त्री
भोगी भोगासनस्थी भवनवन[व]श(शु)की सुन्दरी ॐ नमस्ते ॥ १ ॥"

આ ૨૧૭મી પ્રતિગત દ્વિતીય શારદા–સ્તોત્રનું આદ્ય પદ્ય છે. જ્યારે ૨૨૩મી પ્રતિમાં જે ૧૧ પદ્યનું સરસ્વતી-સ્તોત્ર છે, તેનું પ્રથમ પદ્ય નીચે મુજબ છેઃ—

" ह्रां ह्रीं ह्रयैकबीजे ! शशिरुचिकमले ! कल्पविस्पष्टशोभे !
भव्ये ! भव्यानुकूले ! कुमतवनदवे ! विश्ववन्द्यांह्रिपद्मे ! ।

---

૧ આ પ્રથમ પદ્યવાળા સ્તોત્રને 'પઠિત સિદ્ધ સારસ્વત' તરીકે ઓળખાવવામાં આવ્યું છે. એમાં અનેક મન્ત્રો છે. એનું આઠમું પદ્ય સ્રગ્ધરા છંદમાં રચાયેલું છે. એના પ્રત્યેક પાદાન્તગત યમક શ્રીશોભન-સ્તુતિના ૯૩મા પદ્યનું સ્મરણ કરાવે [illegible] તેથી તે અત્ર ઉપસ્થિત કરવામાં આવે છેઃ—

हंसो हंसोऽति गर्वं वहति हि विधृता यन्मयैषा मयैषा
यन्त्रं मन्त्रं यदेतत् स्फुटति तततरां सैवयक्षा वयक्षा
साध्वी साध्वी शठायां प्रविधृतभुवना दुर्धरा या धराया
देवी देवीजनाप्यां रमतु मम सदा मानसे मानसेना ॥"

૨૧૪ મી પ્રતિમાં માનશે સા એવો પાઠ-ભેદ છે.

૨ આના કર્તા શ્રીજિનપ્રભસૂરિ છે એ વાત એના અન્તિમ પદ્ય ઉપરથી જોઈ શકાય છે.

पद्मे ! पद्मोपविष्टे ! प्रणतजनमनोमोदसम्पादयित्री(त्रि !) ।
प्रोत्कृष्टे ह्रा(सा ?)नुकूटे ! हरहरिनमिते ! देवि ! संसारसारे ! ॥ १ ॥"

**શ્રીજિનવલ્લભસૂરિ**કૃત ૨૫ પદ્યનો સરસ્વતીસ્તવ પણ કોઇ સ્થળે પ્રસિદ્ધ થયેલો હોય તો તે મારા જોવા જાણવામાં નથી, કિન્તુ ગ્રન્થ-ગૌરવના ભયથી તે સંપૂર્ણ અત્ર નહિ આપતાં તેનું માત્ર પ્રથમ પદ્ય નીચે મુજબ રજુ કરૂં છું:—

" सरभसलसद्भक्तिप्रह्वीभवत्त्रिदशाङ्गना-
मुकुटविसरन्नानारत्नच्छविच्छुरितक्रमाम् ।
कविशतनुतां स्तोष्ये भक्त्या किलास्मि सरस्वतीं
त्रिभुवनवनस्फूर्जन्मोहप्ररोहकुठारिकाम् ॥ १ ॥"

હવે અન્ય કૃતિઓનો વિચાર કરવા પૂર્વે પ્રથમ **સારસ્વત-દીપક** તરફ દૃષ્ટિ-પાત કરી લઇએ. આનો આદ્ય શ્લોક નીચે મુજબ છે:—

" सौन्दर्योदारकौन्दद्युतिधरवपुषं कौण्डलश्रीसनाथा—
मंहःसन्दोहमोहावतमसतरणिं हस्तविन्यस्तमुद्राम् ।
त्रैलोक्यानेककामप्रवितरणमरुद्वीरुधामैन्द्रचाप—
व्यापिभ्रूपल्लवान्ताममतिरपि नमस्कृत्य देवीं स्तवीमि ॥१॥"

આ કાવ્યમાં સાત સારસ્વત મન્ત્રોનો ગુપ્ત રીતે સમાવેશ કરવામાં આવ્યો છે. આ સ્તોત્રની વૃત્તિમાં એક સ્થળે **શ્રીજિનપ્રભસૂરિ**નું નામ નજરે પડે છે એ ઉપરથી આ જૈન મુનીશ્વરની કૃતિ હોવાનું ભાસે છે. આ સટીક સ્તોત્રની પ્રતિનો પૂર્વાર્ધ મને મળ્યો ત્યાર પછી ઉત્તરાર્ધના દર્શન કરવાનો મને સુયોગ પ્રાપ્ત ન થવાથી હું કવિરાજના સુગૃહીત નામનો નિર્દેશ કરી શકતો નથી તેમજ આ સ્તોત્ર જૈન કૃતિ છે કે નહિ તે સંબંધી પણ સંદેહાત્મક ઉલ્લેખ કરૂં છું. નિશ્ચયાત્મક જૈન કૃતિઓનો નિર્દેશ કરતી વેળાએ વાદિકુંજરકેસરી પ્રમુખ બિરૂદોથી વિભૂષિત [2]**શ્રીબપ્પભટ્ટિ** સૂરિરાજ મારા સ્મરણ-પથમાં પ્રથમ આવે છે. એમણે રચેલા સ્તોત્ર સંબંધીનો વિચાર મેં **ચતુર્વિંશતિકા**ના ઉપોદ્ઘાત (પૃ૦ ૨૧ )માં કર્યો છે. એમની કૃતિ તરીકે ઓળખાતું આ સ્તોત્ર અનુવાદ સહિત મેં ત્યાં (પૃ૦ ૧૮૧-૧૮૫ ) આલેખ્યું છે. કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્ર** સૂરીશ્વરે પણ સરસ્વતી-સ્તોત્ર રચ્યું છે એમ શ્રવણ-પથમાં આવ્યું છે, જ્યારે **શ્રીજિનપ્રભસૂરિ**કૃત સરસ્વતી-સ્તોત્ર તો મારા નયનપથમાં પણ આવેલું છે. આ સ્તોત્ર **પ્રકરણરત્નાકર**ના દ્વિતીય વિભાગ ( પૃ૦ ૨૫૪ )માં છપાયેલું છે.

હાલમાં મને **શ્રીવિજયેન્દ્રસૂરિ**ની હસ્તલિખિત પ્રતિમાંથી સહસ્રાવધાની **શ્રીમુનિસુન્દર**સૂરિવર્યકૃત નીચે મુજબનું અત્યાર સુધી અપ્રસિદ્ધ સ્તોત્ર મળી આવ્યું છે:—

---

૧ આ સ્તોત્ર તેમજ તેનો A. Avalon કૃત અંગ્રેજી અનુવાદ Hymn to the Goddess નામના પુસ્તકમાં છપાયાનો ફક્ત ઉલ્લેખ મારા જોવામાં આવ્યો છે.

૨ એમને ઉદ્દેશીને **શ્રીજિનપ્રભસૂરિ**કૃત **વિવિધતીર્થકલ્પ** (**મથુરાકલ્પ**)માં એવો ઉલ્લેખ છે કે—
" तेण; आमरायसेविअकमकमलेण सिरिबप्पहट्टिसूरिणा अट्ठमहुराए ठाविअं अट्ठसयछवीसे विक्कमसंवच्छरे सिरबिंबं "
એમના વિશેષ જીવન-વૃત્તાન્તો માટે તો જુઓ **ચતુર્વિંશતિકા**નો ઉપોદ્ઘાત ( પૃ૦ ૪-૪૪ ).

सहस्रावधानिश्रीमुनिसुन्दरसूरिसूत्रितं

# ॥ श्रीशारदास्तवाष्टकम् ॥

कला काचित् कान्ता न विषयमिता वाङ्मनसयोः
संमुन्मीलत्सान्द्रानुपरमचिदानन्दविभवा ।
निरूपा योगीन्द्रैः सुविशदधिया याऽप्यवहितै-
रियं रूपं यस्याः श्रुतजलधिदेवी जयति सा ॥ १ ॥[1]

चञ्चत्कुण्डलिनीविरुद्धपवनप्रोद्दीपितप्रस्फुरत्-
प्रत्यग्ज्योतिरिताशुभा सितमहा हृत्पद्मकोशोदरे ।
शुद्धध्यानपरम्परापरिचिता रंरम्यते योगिना
या हंसीव मयि प्रसत्तिमधुरा भूयादियं भारती ॥ २ ॥

या पूज्या जगतां गुरोरपि गुरुः सर्वार्थपावित्र्यसूः
शास्त्रादौ कविभिः समीहितकरी संस्मृत्य या लिख्यते ।
सत्तां वाङ्मयवारिधेश्च कुरुतेऽनन्तस्य या व्यापिनीं
वाग्देवी विदधातु सा मम गिरां प्रागल्भ्यमत्यद्भुतम् ॥ ३ ॥

नाभीकन्दसमुद्गता लयवती या ब्रह्मरन्ध्रान्तरे
शक्तिः कुण्डलिनीति नाम विदिता काऽपि स्तुता योगिभिः ।
प्रोन्मीलन्निरुपाधिबन्धुरपदाऽऽनन्दामृतस्राविणी
सूते काव्यफलोत्करान् कविवरैर्नीता स्मृतेर्गोचरम् ॥ ४ ॥

या नम्या त्रिदशेश्वरैरपि नुता ब्रह्मेशनारायणै-
र्भक्तेर्गोचरचारिणी सुरगुरोः सर्वार्थसाक्षात्करी ।
बीजं सृष्टिसमुद्भवस्य जगतां शक्तिः परा गीयते
सा माता भुवनत्रयस्य हृदि मे भूयात् स्थिरा शारदा ॥ ५ ॥

तादात्म्येन समस्तवस्तुनिकरान् व्याप्य या संस्थिता
निर्व्यापारतया भवेदसदिवाशेषं जगद् यां विना ।
वीणापुस्तकभृन्मरालललितं धत्ते च रूपं बहिः
पूजार्हं भुवनत्रयस्य विशदज्ञानस्वरूपाऽपि या ॥ ६ ॥

साक्षेपं प्रतिपन्थिनोऽपि हि मिथः संस्पर्धसन्धोद्धुराः
सर्वे वादिगणाः सतत्त्वममलां यां निर्विवादं श्रिताः ।

---

१ આ પદ્ય શિખરિણી છંદમાં રચાયેલું છે, જ્યારે બાકીનાં પદ્યો શાર્દૂલવિક્રીડિત છંદમાં રચાયેલાં છે.

विश्वव्यापितया नया अपि समे लीना यदन्तर्यतः(गताः ?)
साऽर्हद्वक्त्रसुधातटाकवरला वाग्देवता पातु माम् ॥ ७ ॥
विश्वव्यापिमहत्त्व(त्त्व ?)भाग[वि]पि कवीन् हृत्पद्मकोशस्थिता
या दुष्पारसमग्रवाङ्मयसुधाऽम्भोधिं समुत्तारयेत् ।
भित्त्वा मोहकपाटसम्पुटतरं धृत्वा प्रसत्तिं परां
देयाद् बोधिमनुत्तरां भगवती श्रीभारती सा मम ॥ ८ ॥
इत्यानन्दचिदात्मिकां भगवतीं श्रीभारतीं देवतां
शक्रालीमुनिसुन्दरस्तवगणैर्नूतक्रमां यः स्तुते ।
सर्वाभीष्टसुखोच्चयैरविरतं स्फुर्जत्प्रमोदाढ्यो
मोहद्वेषजयश्रिया स लभते श्रेयोऽचिराच्छाश्वतम् ॥ ९ ॥

इति युगप्रधानावतारपरमगुरुश्रीदेवसुन्दरसूरिचरणकमलसौभाग्यगुणमहिमार्णवानुगामिन्यां विनेयजनपरमाणुश्रीमुनिसुन्दरगणिहृदयहिमवदवतीर्णविस्तीर्णश्रीगुरुप्रभावपद्महृदप्रभवायां श्रीमहापर्वविज्ञप्तित्रिदशतरङ्गिण्यां प्रथमे स्तोत्ररत्नकोशापरनाम्नि नमस्कारमङ्गलस्रोतासि श्रीशारदास्तवाष्टकनामा द्वादशस्तरङ्गः ॥ छ ॥ मङ्गलमस्तु कल्याणं भूयात् ।

આ તો પ્રાચીન સ્તોત્રોની વાત થઇ. અર્વાચીન સ્તોત્રો પૈકી શ્રીધર્મસિંહસૂરિકૃત **સરસ્વતી**-ની સ્તુતિરૂપ **સરસ્વતી-ભક્તામર** મુખ્ય હોય એમ જણાય છે. આ સમસ્યા-કાવ્યના ૩૧મા પૃષ્ઠના ટિપ્પણમાં જે સાત શ્લોકના **સરસ્વતી-સ્તોત્ર**નો નિર્દેશ કરવામાં આવ્યો છે અને જેનું પ્રથમ પદ્ય ૩૨ મા પૃષ્ઠગત સાતમો શ્લોક હોવાનું[1] અનુયોગાચાર્ય **ક્ષાન્તિવિજયજી**એ નિવેદન કર્યું છે તે સ્તોત્રનાં બાકીનાં છ પદ્યો આ મુનીશ્વરે નીચે મુજબ લખી મોકલ્યાં છે:—

" अविरलशब्दमहौघैः, प्रक्षालितसकलभूतलकलङ्का ।
मुनिभिरुपासितचरणा, सरस्वती हरतु मे दुरितम् ॥ २ ॥—आर्या
करबदरसदृशमखिलं, भुवनतलं यत्प्रसादतः कवयः ।
पश्यन्ति सूक्ष्ममतयः, सा जयतु सरस्वती देवी ॥ ३ ॥—आर्या
सरस्वती मया दृष्टा, वीणापुस्तकधारिणी ।
हंसवाहनसंयुक्ता, विद्यादानवरप्रदा ॥ ४ ॥—अनु०
सरस्वति ! महाभागे !, वरदे ! कामरूपिणि ! ।
विश्वरूपि ! विशालाक्षि !, हे विद्यापरमेश्वरि ! ॥ ५ ॥—अनु०
सरस्वत्याः प्रसादेन, काव्यं कुर्वन्ति मानवाः ।
तस्मान्निश्चलभावेन, सेवनीया सरस्वती ॥ ६ ॥—अनु०

૧ પ્રવર્તકશ્રીની ૯૯૬ મી પ્રતિમાં ૩૨ મા પૃષ્ઠમાં આપેલું સાતમું પદ્ય દ્વિતીય પદ્ય તરીકે નજરે પડે છે. બાકીનાં છ પદ્યો તો ત્યાં જણાવ્યા મુજબજ છે; ફક્ત પાંચમા પદ્યગત सरस्वती ને બદલે चतुर्दशं એટલો પાઠ-ભેદ છે.

या देवी स्तूयते नित्यं, विबुधैर्वेदपारगैः ।
सा मे भवतु जिह्वाग्रे, ब्रह्मरूपी(पा ?) सरस्वती ॥ ८ ॥"—अनु०

પ્રવર્તકજી તરફથી મળેલી ૨૦૫ મી પ્રતિમાં તો यां कुन्देन्दु० એ પ્રથમ પદ્ય છે, ત્યાર પછી નિમ્ન-લિખિત—

" ह्रां ह्रीं ह्रुं जापतुष्टे ! हिमरुचिमुकुटे ! वल्लकीव्यग्रहस्ते
मातर्मातर्नमस्ते दह दह जडतां देहि बुद्धिं प्रशस्ताम् ।
वेदे वेदान्तगीते ! स्मृतिपरिपठिते ! मुक्तिदे ! मोक्षमार्गे !
मार्गातीतस्वरूपे ! ( भव वरवरदे ! ) शारदे ! शुद्धभावे ॥ २ ॥ "

—પદ્ય છે અને પછી अविरल० થી શરૂ થતું પદ્ય છે, પરંતુ તેનો ઉત્તરાર્ધ નીચે મુજબ છે:—
" मुनिवरसेवितचरणा सरस्वती दिशतु मे विद्याम्. " આ પ્રમાણેનું ત્રણ પદ્યનુંજ સ્તોત્ર છે.

પૃ૦ ૩૧–૩૨ માં શ્રીશારદા દેવીનાં ૧૬ નામોના ઉલ્લેખ છે. પ્રવર્તકજીની ૨૨૩ મી પ્રતિમાં ૧૦૮ નામવાળું ૧૫ પદ્યનું મહામંત્રગર્ભિત શારદા-સ્તોત્ર છે, તે હું અત્ર નીચે મુજબ પાઠક મહાશયના વિમળ કરકમલમાં અર્પણ કરવા લલચાઉં છું:—

" धिषणा धीर्मतिर्मेधा, वाग्विभवा सरस्वती ।
गीर्वाणी भारती भाषा, ब्रह्माणी मागधप्रिया ॥ १ ॥
सर्वेश्वरी महागौरी, शङ्करी भक्तवत्सला ।
रौद्री चण्डालिनी चण्डी, भैरवी वैष्णवी जया ॥ २ ॥
गायत्री च चतुर्बाहुः, कौमारी परमेश्वरी ।
देवमाताऽक्षया चैव, नित्या त्रिपुरा भैरवी ॥ ३ ॥
त्रैलोक्यस्वामिनी देवी, भांका कारुण्यसूत्रिणी ।
शूलिनी पद्मिनी रुद्री, लक्ष्मी पङ्कजवासिनी ॥ ४ ॥
चामुण्डा खेचरी शान्ता, हुङ्कारा चन्द्रशेखरी ।
वाराही विजया तर्का, कर्त्री हर्त्री सुरेश्वरी ॥ ५ ॥

---

૧ આ શ્લોક બૃહત્સ્તોત્રમુક્તાહાર (પૃ૦ ૨૧૦)માં આપેલા ૧૧૨મા સરસ્વતી-સ્તોત્રમાં ચોથા શ્લોક તરીકે દૃષ્ટિગોચર થાય છે, જોકે તેનાં પ્રથમનાં બે ચરણો નીચે મુજબ છે:—

" या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणावरदण्डमण्डितकरा या श्वेतपद्मासना । "

આ સ્તોત્રનું પ્રથમ પદ્ય એ છે કે—

" आरूढा श्वेतहंसे भ्रमति च गगने दक्षिणे चाक्षसूत्रं
वामे हस्ते च दिव्याम्बरकनकमयं पुस्तकं ज्ञानगम्या ।
सा वीणां वादयन्ती स्वकरकरजपैः शास्त्रविज्ञानशब्दैः
क्रीडन्ती दिव्यरूपा करकमलधरा भारती सुप्रसन्ना ॥ "

चन्द्रानना जगद्धात्री, वीणाम्बुजकरद्वया ।
शुभगा सर्वगा स्वाहा, जम्भिनी स्तम्भिनी स्वरा ॥ ६ ॥
काली कापालिनी कौली, विज्ञा राज्ञी त्रिलोचना ।
पुस्तकव्यग्रहस्ता च, योगिन्यमितविक्रमा ॥ ७ ॥
सर्वसिद्धिकरी सन्ध्या, पङ्गि( खड्गि ? )नी कामरूपिणी ।
सर्वसत्त्वहिता प्रज्ञा, शिवशुक्का मनोरमा ॥ ८ ॥
माङ्गल्यरुचिराकारा, धन्या काननवासिनी ।
अज्ञाननाशिनी जैना, अज्ञाननिशिभास्करी ॥ ९ ॥
अज्ञानजनमाता त्व-मज्ञानोदधिशोषिणी ।
ज्ञानदा नर्मदा गङ्गा, शीता वागेश्वरी धृतिः ॥ १० ॥
ऐंकारमस्तका प्रीतिः, ह्रींकारवदनाहुतिः ।
क्लींकारहृदया शक्ति-रष्टबीजा निराकृतिः ॥ ११ ॥
निरामया जगत्संङ्ख्या, निष्प्रपञ्चा चलाचला ।
निरुत्पन्ना समुत्पन्ना, अनन्ता गगनोपमा ॥ १२ ॥
पठत्यमूनि नामानि, अष्टोत्तरशतानि यः ।
वत्सं धेनुरिवायाति, तस्मिन् देवी सरस्वती ॥ १३ ॥
त्रिकालं च शुचिर्भूत्वा, अष्ट मासान् निरन्तरम् ।
पृथिव्यां तस्य सम्भ्राम्य, तन्वन्ति कवयो यशः ॥ १४ ॥
द्रुहिणवदनपद्मे राजहंसीव शुभ्रा
सकलकलुषवल्लीकन्दकुद्दालकल्पा ।
अमरशतनतांह्री कामधेनुः कवीनां
दहतु कमलहस्ता भारती किल्बिषं मे ॥ १५ ॥"

**શ્રીસરસ્વતી** દેવીના વર્ણનનો થોડો ઘણો ખ્યાલ આ તેમજ પરિશિષ્ટોમાં આપેલાં સ્તોત્રો ઉપરથી આવી શકે છે, પરંતુ તે સંબંધમાં [4]**વસન્તવિલાસ** નામના મહાકાવ્યના પ્રથમ સર્ગગત પરસ્પર સંબંધવાળા ૫૮ માથી ૭૦ મા સુધીના શ્લોકો મનનીય છે. આના વિધાતા સિદ્ધસારસ્વત **શ્રીબાલચન્દ્રસૂરિએ** પોતાને યોગ-નિદ્રામાં **શ્રીસરસ્વતીના** દર્શનરૂપ અનુભવ થવાથી તેનું જે આલંકારિક ચિત્ર આલેખ્યું છે, તેનો સંસ્કૃત ગિરાથી અપરિચિત જનો પણ લાભ લઇ શકે તેટલા માટે તે નીચે મુજબ અનુવાદ સહિત ઉપસ્થિત કરૂં છું:—

" अथैकदा विश्वविहङ्गवंशो-त्तंसेन हंसेन समुह्यमाना ।
भासां भरैः सम्भृतशारदाभ्र-शुभ्रैः ककुब्भासमदभ्रयन्ती ॥ ५८ ॥

---

१-३ पाठान्तराणि—'राक्षरा', 'संस्था', 'त्यानन्दकव०' ।
૪ આ કાવ્ય Gaekwad's Oriental Series માં સાતમા ગ્રન્થાંક તરીકે છપાયેલું છે.

तुषारभासाऽऽतपवारणेन, विराजिताऽऽकारवतीव राका ।
संवर्गिता स्वर्गिवधूभिरारात्–ताराभिराराद्धुमुपागताभिः ॥ ५९ ॥
स्वर्चारनारीधुतचामराली–मिलन्मरालीकुलसङ्कुलश्रीः ।
गङ्गेव मूर्ताऽनिलनर्तितोर्मि–चलानि चेलानि समुद्वहन्ती ॥ ६० ॥
नितान्तमन्त्याक्षरिकानवद्यैः, पद्यैश्च गद्यैश्च नवोक्तिहृद्यैः ।
अनुक्रमेणोभयपार्श्वगाभ्यां, संस्तूयमाना शिव-केशवाभ्याम् ॥ ६१ ॥
मुरारिनाभीनलिनान्तराल–निलीनमूर्तेरलिनिर्विशेषम् ।
आकर्णयन्ती श्रुतमुञ्जकुञ्ज–समानि सामानि चतुर्मुखस्य ॥ ६२ ॥
कण्ठाहिफुङ्कारविमिश्रशुण्डा–सुङ्कारचित्रीकृतचित्कृतानि ।
सुचारुचारीणि सुहस्तकानि, गणेशनृत्यानि विलोकयन्ती ॥ ६३ ॥
वीणाक्वणाकृष्टमृगानुरोधात्–मृगाङ्कमायान्तमिवाधिशीर्षम् ।
छत्रीं दधानस्य सुधाशनर्षेः, स्फीतानि गीतानि विचारयन्ती ॥ ६४ ॥
सुरासुरैः स्वस्वमनोमतार्थो–पलम्भसंरम्भकृताभियोगैः ।
तीरावनीकल्पितधोरणीकैः, क्षीरोदवेलेव निषेव्यमाणा ॥ ६५ ॥
शरत्कुहूधिष्ण्यसमूहगौरा–मेकत्र हस्ते स्फटिकाक्षमालाम् ।
दातुं नतेभ्यः कवितालतायाः, सुबीजराजीमिव धारयन्ती ॥ ६६ ॥
करे परस्मिन् प्रणतार्तलोक–दारिद्र्यकन्दैकनिषूदनाय ।
प्रसह्य बन्दीकृतपद्मवासा–निवासमम्भोरुहमुद्वहन्ती ॥ ६७ ॥
अन्यत्र पाणौ विकचारविन्द–समापतद्भृङ्गविघट्टनेन ।
वीणां रणन्तीं नमतोऽनुवेलं, निवेदयन्तीमिव धारयन्ती ॥ ६८ ॥
विद्यात्रयीसर्वकलाविलास–समग्रसिद्धान्तरहस्यमूर्तेः ।
वाग्वीरुधः कन्दमिवेतरस्मिन्, हस्ताम्बुजे पुस्तकमादधाना ॥ ६९ ॥
सारस्वतध्यानवतोऽस्य योग–निद्रामुपेतस्य मुहूर्तमेकम् ।
स्वप्नान्तरागत्य जगत्पुनाना, श्रीशारदा सादरमित्युवाच ॥ ७० ॥"–कुलकम्

" એક દિવસ સમગ્ર પક્ષીઓના કુળને વિષે [1]શિરોભૂષણ સમાન હંસ વડે વહન કરાયેલી ( અર્થાત્ અનુપમ હંસરૂપ વાહનવાળી ) શરદ્ ( ઋતુ )ના એકત્રિત થયેલા મેઘની પેઠે ઉજ્જ્વળ એવી પ્રભાઓના સમૂહો વડે દિશાની [2]દ્યુતિમાં વધારો કરનારી, [3]હિમના જેવી કાંતિવાળા છત્ર વડે આકારવાળી [4]પૂર્ણિમાની જેમ શોભતી, સેવા કરવાને માટે સમીપ આવેલ તારારૂપ ( અથવા મનોહર એવી ) [5]દિવ્યાંગનાઓ વડે પાસેથી વીંટાયેલી, સ્વર્ગીય વારાંગનાઓ વડે વીંજાયેલા ચામરોની શ્રેણિના મિલનરૂપ હંસીઓના વંશથી વ્યાપ્ત બનેલી શોભાવાળી, પવને નચાવેલા તરંગોના જેવા

૧ માથાનું ઘરેણું. ૨ પ્રકાશ. ૩ બરફ. ૪ પૂનેમ. ૫ દેવોની સ્ત્રીઓ.

ચપળ વસ્ત્રોને ધારણ કરતી ( અને એથી કરીને તો ) મૂર્તિમતી **ગંગા** જેવી, અંન્ત્ય[1] અક્ષરો વડે ( યુક્ત ) દોષરહિત તેમજ નૂતન ઉક્તિઓથી [2]હૃદયંગમ એવાં પદ્યો તથા ગદ્યો વડે અનુક્રમે બંને બાજુએ રહેલા [3]**શિવ** અને [4]**કેશવ** દ્વારા અત્યંત સ્તુતિ કરાયેલી, **મુરારિ**[5]ની [6]નાભિરૂપ કમળના મધ્ય ભાગમાં આસક્ત થયેલા દેહવાળા **ચતુર્મુખ**[7]ના શ્રુતરૂપ [8]મુંજના કુંજના સમાન **સામ** (વેદ)નું બરાબર ભ્રમરોની જેમ શ્રવણ કરતી, કંઠમાં રહેલા સર્પના ફુંફારથી ( કુંફાડાના નાદથી ) મિશ્રિત એવા સૂંઢના સુંકારથી ચિમિત ચિત્કારવાળા, અતિશય મનોહર રીતે ફરનારાં તેમજ સુન્દર સૂંઢવાળા એવાં **ગણપતિ**ના નૃત્યોને નિહાળતી, વીણાના ધ્વનિથી આકર્ષાયેલા હરિણના [10]અનુરોધથી આવેલાં ચન્દ્રની જેમ મસ્તક ઉપર છત્રને ધારણ કરનારા [11]**દેવર્ષિ**નાં સમૃદ્ધ ગીતોનો વિચાર કરતી, પોત-પોતાના ચિત્તને વલ્લભ એવા અર્થના લાભના અભિનિવેશથી સાહસ કરાયેલા એવા તેમજ તીરની ભૂમિને વિષે કલ્પિત શ્રેણિવાળા એવા દેવો અને દાનવો વડે 'ક્ષીર' સમુદ્રના કિનારાની જેમ સેવાયેલી, શરદ્ ( ઋતુ )ની કુહૂ[12]( ની રાત્રિને વિષે સ્પષ્ટ દેખતાં ) નક્ષત્રોના સમૂહના જેવી ગૌરવર્ણી તથા પ્રણામ કરેલા જનોને અર્પણ કરવા માટે કવિતારૂપી લતાનાં સુન્દર બીજોની જાણે માળા હોય તેવી સ્ફટિક (રત્ન)ની અક્ષ-માલાને એક હાથમાં ધારણ કરતી, નમ્ર પરંતુ દુઃખી જનોની દરિદ્રતા-રૂપ કન્દનો અદ્વિતીયપણે વિનાશ કરવા માટે બીજા હાથમાં બળાત્કારપૂર્વક બંદીવાન બનાવેલી લક્ષ્મીના નિવાસરૂપ કમળને ધારણ કરતી, [13]વિકસ્વર કમળને વિષે સમકાળે પડતા ભ્રમરોના [14]વિઘ-ટ્ટનથી નમનાર ( જન )ને પ્રત્યેક વાર જાણે નિવેદન કરતી હોય તેમ રણત્કાર કરતી વીણાને અપર હાથમાં ધારણ કરતી, [15]ત્રણે વિદ્યાઓ તથા સમગ્ર કળાઓના વિલાસ તેમજ સમસ્ત સિદ્ધાન્તના રહસ્યની મૂર્તિરૂપ વાણી-લતાના કન્દ સમાન પુસ્તકને અન્ય હસ્ત-કમલમાં ધારણ કરતી તેમજ વિશ્વને પાવન કરનારી એવી શ્રી**શારદા** દેવી આ સારસ્વતનું ધ્યાન ધરતાં એક મુહૂર્ત[16] પર્યંતની નિદ્રાને પ્રાપ્ત થયેલા એવા મારી પાસે સ્વપ્નાંતરમાં આવીને આદરપૂર્વક એમ[17] વદી."—૫૮—૭૦

---

૧ એક પદ્યના અન્તમાં જે અક્ષર હોય તેનાથી અન્ય પદ્યનો પ્રારંભ કરવો; વળી તેના અન્તમાં આવેલા અક્ષરથી અનેરા પદ્યની શરૂઆત કરવી ઇત્યાદિ. આ પ્રમાણે પદ્યના પાદાન્તાક્ષરથી શરૂ થતાં અર્થાત્ કાંચી યમકથી અલંકૃત પદ્યો માટે જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિ**કાની મારી સંસ્કૃત ભૂમિકા ( પૃ૦ ૧૧-૧૨). ૨ મનોહર. ૩ **મહાદેવ**. ૪ વિષ્ણુ. ૫ **મુર** રાક્ષસના શત્રુ, **વિષ્ણુ**. ૬ ડુંટી. ૭ **બ્રહ્મા**. ૮ એક જાતનું ઘાસ. આના સંબંધમાં **ભાવપ્રકાશ**માં કહ્યું છે કે.—

" मुञ्जद्वयं तु मधुरं, तुवरं शिशिरं तथा ॥
दाहतृष्णा विसर्पास्र-मूत्रवस्त्यक्षिरोगजित् ।
दोषत्रयहरं वृष्यं, मेखलासूपयुज्यते ॥ "

૯ ગણું. ૧૦ ખાતર. ૧૧ **નારદ**. ૧૨ ચન્દ્રની કળા જેમાં નાશ પામી છે એવી પ્રતિપદ્ (પડવા)થી યુક્ત અમાવાસ્યા (અમાસ). ૧૩ ખીલેલા. ૧૪ અથડાવું તે. ૧૫ આન્વીક્ષિકી ( તાર્કિક ), દંડનીતિ અને વાર્તા એ ત્રણે વિદ્યાઓ. ૧૬ બે ઘડી અથવા ૪૮ મિનિટ. ૧૭ એમ એટલે—

" हे वत्स ! सारस्वतकल्पक्लप्तै-रेतैरलं ध्यानविधानयत्नैः ।
आबाल्यतः सम्भृतयाऽतिमात्रं, भक्त्यैव ते तोषमुपागताऽस्मि ॥ ७१ ॥

આ સમીક્ષા પૂર્ણ કરવામાં આવે તે પૂર્વે કવિરાજ શ્રીધર્મસિંહગણિના સંબંધમાં તેમની જન્મ-ભૂમિ, તેમનો જન્મ-સમય, તેમના જન્મ-દાતા ઇત્યાદિ પ્રસંગોનો ઉલ્લેખ કરવો આવશ્યક છે, પરંતુ મારે સખેદ નિવેદન કરવું પડે છે કે એમના જીવન ઉપર વિશેષ પ્રકાશ પાડનારૂં કોઇ પણ સાધન મારા જોવામાં આવ્યું નથી. ફક્ત આ કાવ્યના અંતિમ પદ્યમાં સૂચન કરવામાં આવ્યું છે, તે ઉપરથી કવિરાજના ગુરૂવર્યનું નામ ખેમકર્ણ એવું તેમજ તેઓ આચાર્ય-પદથી અલંકૃત હતા એટલુંજ જાણી શકાય છે.

વીર-ભક્તામરના કર્તા શ્રીધર્મવર્ધનગણિ તેમની આ કૃતિની પ્રશસ્તિમાં તેમજ 'શ્રેણિક-ચોપઇ,' 'દશાર્ણભદ્ર ચોપઇ', 'ચોવીસ જિનેસ્તવન', 'ધર્મબાવની', 'આગમસૂત્રસંખ્યા સ્તવન',

---

मया पुराऽऽसन् किल कालिदास-मुख्या मनीषानिधयः कवीन्द्राः ।
मर्मोरसा भक्तिवशीकृतात्मः(त्मा ?), तथाऽसि वत्स ! त्वमपि प्रसूतिः ॥ ७२ ॥"

આ પદ્ય દ્વારા એ સૂચન થાય છે કે ધનપાલાદિક કવીશ્વરોની જેમ શ્રીબાલચન્દ્રસૂરિએ પણ અજૈન કવિની પ્રશંસા કરવાની ઉદારતા દાખવી છે.

સહસ્રાવધાની શ્રીમુનિસુન્દરસૂરિએ પણ કાલિદાસાદિક અજૈન કવિઓનાં નામનો નિર્દેશ કર્યો છે એમ તેમણે રચેલી ગુર્વાવલીના નિમ્ન-લિખિત ૪૫૨મા શ્લોક ઉપરથી જોઇ શકાય છેઃ—

किं बाणः को मुरारिर्न कविकुलकलः सोऽचलो नामरो वा
नाभासः कालिदासे विलसति न गिरां चापि हर्षे प्रकर्षः ।
भोजः सोजःप्रभो(भुः ?) नो न च हरति मनो भारविर्नैव माघः
प्रेक्ष्यन्तेऽस्मिन् विचित्रा विशदमतिजुषः संपुपश्येत् कवीन्द्राः ॥

૧ આ અંતરકાય, કાયમાન, આયુઃસ્થિતિ વગેરે હકીકત ઉપર પ્રકાશ પાડનારા ૨૯ કડીના સ્તવનના કળશમાં કહ્યું છે કે—

"ઇમ અરઇ ત્રીજે આદિ જીણવર અવર ચોથો એમ એ
ચોવીસ જીણવર ચિત્ત ચોખઇ પ્રણમીએ બહુ પ્રેમ એ,
પુરી 'રીણી' સતરસઈ ત્રિયાલૈ ( ૧૭૪૩ ) પ્રગટ પર્વ પજૂસણે
નિત વિજૈહરખ જીણંદ નામઇ ધ્રમસી......ભણઇ." ૨૯

૨ આ રહ્યો એ ઉલ્લેખ—

"ज्ञानके महानिधान बावनवरन जानकीनी ताकी जोर यह ज्ञानकी जगावनी
पाठत पठत जोइ संतसुख पावे सोइ विमलकीरति होइ सारे ही सुहावनी
सौन सतरै पचीस (१७२५) काती वदि नौमी दीतवार है विमलचंद आनंद वधावनी
नैररिणीके निरख्तनि तही विजैहरख्य कीनी तहां धर्मसीह नाम धर्मवावनी"

૩ ૨૮ કડીના આ સ્તવનનો કળશગત ઉલ્લેખ નીચે મુજબ છેઃ—

ઇમ ભણિ ભરતે આજ વરતે ભવ્ય જીવને......
આસતા આણી તત્ત જાણી વીરવાણી સદ્દહી.
નિદુ...જેશલમેરૂ નગરે વિજૈહરખ વિશેષ એ
ધર્મસીંહ પાઠક તવન કીધો ક...સ પુસ્તક દેખ એ. ૨૮

'આત્મબોધ સજ્ઝાય' અને 'ગુણસ્થાનગર્ભિત સુમતિજિનસ્તવન'ના અન્ત્ય ભાગમાં પોતાને 'ધર્મસિંહ' તરીકે ઓળખાવે છે, પરંતુ આથી તેઓ અને સરસ્વતી ભક્તામરના કર્તા એકજ વ્યક્તિ છે એમ કહી શકાય નહિ; કેમકે બંનેના ગુરૂઓનાં નામોમાં ભિન્નતા રહેલી છે.[3] વળી સં ૧૫૭૦ માં આચાર્ય-પદથી અલંકૃત થયેલા તપાગચ્છીય શ્રીઆનન્દવિમલસૂરિના શિષ્યરત્નનું નામ પણ ધર્મસિંહગણિ છે. એમણે દીવાલીરાસ અને વિક્રમરાસ રચ્યા છે[4], પરંતુ તેઓ આ સરસ્વતીભક્તામરના કર્તાથી ભિન્ન હોવા જોઇએ એમ એમના ગુરૂનું પેમકર્ણ નામ ઉપર લક્ષ્ય આપતાં ભાસે છે.

ધર્મસિંહ નામના એક અન્ય મુનિવર પણ થઇ ગયા છે, પરંતુ તેઓ પ્રસ્તુત કવિરાજથી ભિન્ન છે કે નહિં તેનો નિર્ણય કરવો બાકી રહે છે. તેમણે

" કર પડિક્કમણો ભાવશું, હોય ઘડી શુભ પ્રાણ લાલ રે
પરભવ જાતા જીવનેં, સંબલ સાચું જાણ લાલ રે." ૧—કર૦

એ કડીથી શરૂ થતી પ્રતિક્રમણ સજ્ઝાય રચી છે. એની અન્તિમ કડી નીચે મુજબ છે:—

" સામાયિક પરસાદથી, બહીયેં અમર વિમાન લાલરે
ધરમસિંહ મુનિવર કહે, પ્રગતિ તણું એ નિદાન લાલરે. ૯. કર૦"

---

૧ આ ૧૧ કડીની સજ્ઝાયમાં અંતિમ ઉલ્લેખ એ છે કે—

" ક્રોધ માન મદ વલી લોભ મતાં કરો
દાનશીયલ તપ ભાવ અમલ મન આદરો;
વિજયહર્ષ જસ વાસ વિલાસ સદા વરો,
ધર્મસીંહ કહે એક ધર્મ સદા મનમેં ધરો."—૧૧

૨ આ ૩૪ કડીના સ્તવનનો કળશ નીચે મુજબ છે:—

ઇમ નગર બાહડમેરૂમંડન સુમતિજીન સુપસાઉલે,
ગુણગણ ચૌદ વિચાર વર્ણવ્યો ભેદ આગમનેં લલે;
સંવત સત્તર ઓગણત્રીસે (૧૭૨૯) શ્રાવણ વદિ એકાદશી
વાચક વિજયહરખ સાનિધ કહે ઇમ મુનિ ધર્મસી "—૩૪

૩ શ્રીધર્મવર્ધનગણિનું ધર્મસિંહ એવું અપર નામ છે એ માટે હવે પ્રમાણની જરૂર નથી, પરંતુ એમનું ધર્મચન્દ્ર પણ નામાન્તર હોય એમ કહેવું કે કેમ એ વિચારણીય છે. જો એ એમનું અન્ય નામ નહિ હોય તો તે એમના ગુરૂબન્ધુનું નામ હોવાનું ચોવીસ દંડક સ્તવન (મુદ્રિત)ના નિમ્ન-લિખિત કળશ ઉપરથી જાણી શકાય છે:—

" ઇમ સકલ સુખકર નગર જેશલમેરૂ મહિમા દિને દિને,
સંવત સત્તર ઓગણત્રીસેં (૧૭૨૯) દિવસ દીવાલી તણે;
ગુરૂ વિમલચંદ સમાન વાચક વિજયહર્ષ સુશિષ્ય એ
શ્રીપાર્શ્વના ગુણ એમ ગાવે ધર્મચંદ સુજગીશ એ."

૩૯ મા પૃષ્ઠગત ત્રણ તેમજ ઉપર્યુક્ત ત્રણ એમ છ ટિપ્પણગત હકીકત પૂરી પાડવા માટે હું મુનિરાજ શ્રીઅમરવિજયના શિષ્યરત્ન શ્રીચતુરવિજયનો આભારી છું.

૪ જુઓ જૈન ગુર્જર કવિઓ (પૃ૦ ૧૬૫).

શ્રાવક શા૦ ભીમસિંહ માણકે ઇ. સ. ૧૮૯૨માં પ્રસિદ્ધ કરેલ **સજ્ઝાયમાલા** ( ભા૦ ૧ )માં બે સ્થળે **ધર્મસિંહ**નો ઉલ્લેખ છે. તે પૈકી ૩૨૪ મા પૃષ્ઠગત શ્રીરત્નગુરૂની જોડના કર્તા તો પ્રસ્તુત કવિરાજથી ભિન્ન છે એ વાત એમના ગુરૂના નામ ઉપરથી સમજી શકાય છે, જ્યારે ૨૯૯ મા પૃષ્ઠમાં આપેલા **પદ્મસાધુ**ની સજ્ઝાયના કર્તા કોણ છે તેનો નિર્ણય કરવો બાકી રહે છે, કેમકે તેના અન્તમાં તો એટલોજ ઉલ્લેખ છે કે—

"સાધુ તણા ગુણ ગાવતાં રે, સફલ હોયે નિજ આશ રે;
ધર્મસિંહ મુનિવર કહે રે, સુણતાં લીલવિલાસ રે. ૧૯"

આ ઉપરાંત **ધર્મસિંહ** નામનો નિર્દેશ પંચપ્રતિક્રમણસૂત્રના ૨૦૪ મા પૃષ્ઠમાં છે, પરંતુ એ **ધર્મસિંહ** મુનીશ્વર તો શ્રીજિનકુશલ મુનિરાજના શિષ્ય છે. કેમકે ત્યાં કહ્યું છે કે—

" ધર્મસિંહ ધ્યાન ધરે સેવકાં કુશલ કરે
સાચો શ્રીજિનકુશલ ગુરૂ નામ યું કહાયો હૈ. ૨. "

આ પૃષ્ઠગત છપ્પા પણ એમની કૃતિ હોય એમ ભાસે છે. વળી ૨૦૩ મા પૃષ્ઠ ઉપરનો સવૈયો કે જેના અંતમાં

" કહે 'ધરમસિંહ લંઘે કુણ લીહ, દિયે જિનદત્તકી એક દુહાઇ "

એવો ઉલ્લેખ છે તેના કર્તા પણ આજ મુનીશ્વર હશે એમ લાગે છે.

'શિવજી આચાર્યરાસ'ના કર્તા પણ **ધર્મસિંહ** નામના કોઇ મુનિવર છે એમ 'જૈન ગૂર્જર કવિઓ' (પૃ૦ ૫૮૫–૫૮૬ ) ઉપરથી જણાય છે.

શ્રીભક્તામરસ્તોત્રના ચતુર્થપદસમસ્યારૂપ અને શ્રીનેમિનાથને ઉદ્દેશીને રચાયેલા 'પ્રાણપ્રિય કાવ્યના કર્તા મુનિ શ્રીરત્નસિંહના ગુરૂનું નામ પણ **ધર્મસિંહ** છે, પરંતુ તેઓ મુનિરાજ શ્રીસંઘહર્ષના શિષ્ય થાય છે એટલે તેઓ તો પ્રસ્તુત ન હોવા વિષે શંકા રહેતી નથી.

આ ઉપરથી જોઇ શકાય છે તેમ **ધર્મસિંહ** નામના અનેક મુનિવર્યો થઇ ગયા છે, પરંતુ તે પૈકી સત્તરમા સૈકામાં થઇ ગયેલા કેટલાક મુનિરત્ન સંબંધી વિચાર કરીશું તો જણાશે કે—

---

૧ આ ખરતરગચ્છીય પુસ્તક છે અને તે ઇ. સ. ૧૯૦૯ માં શ્રાવક શા૦ ભીમસિંહ માણકે પ્રસિદ્ધ કર્યું હતું.

૨ પાર્શ્વજિનસ્તવન ( પૃ૦ ૧૯૧–૧૯૨ )ના કર્તાનું નામ ધ્રમસી છે, એમ

"તત્ત્વ વિચારી મન શુદ્ધ ધારી, શ્રીધ્રી(ધ્ર)મસી સુખકારી રાજ. ૭"

એ કડી ઉપરથી જોઇ શકાય છે. પરંતુ આ ધ્રમસી ( ધર્મસિંહ ) તે કોણ તે જાણવું બાકી રહે છે.

૩ શ્રીસુમતિસુન્દરસૂરિના સમયમાં ધર્મસિંહ નામના જૈન ગૃહસ્થ પણ થઇ ગયા છે એ વાત શ્રીસોમચારિત્રગણિકૃત ગુરુગુણરત્નાકર કાવ્યના તૃતીય સર્ગના નિમ્ન-લિખિત ૯૪ મા શ્લોક ઉપરથી જોઇ શકાય છે:—

" आचार्य सुमतिसुन्दरसूरिवरान् सोऽप्यथेन विनयेन ।
धर्म्मश्च धर्मसिंहः प्रणुतवान् पिप्पलीयपुरे ॥ "

૪ આનું અંતિમ પદ્ય એ છે કે—

"धीसंस्थधर्मगुरुसिंहकधर्मसिंह—पादारविन्दमधुलिण्मुनिरत्नसिंहः ।
'भक्तामर'स्तुतिचतुर्थपदं गृहीत्वा, श्रीनेमिवर्णनमिदं विदधे कवित्वम् ॥ ४५ ॥"

(૧) સંવત્ ૧૬૮૬ માં રાધનપુરમાં શનૈશ્ચર-વિક્રમનો રાસ રચનારનું નામ **ધર્મસી** (સિંહ) છે.

(૨) **હર્ષવિમળ** એવા અપર નામવાળા (?) **ધર્મસિંહ** છે. આ વાત શ્રીપ્રીતિવિમલગણિ-કૃત **ચમ્પકશ્રેષ્ઠિકથા**ના નિમ્ન-લિખિત ભાગ ઉપરથી જાણી શકાય છેઃ—

" तपगच्छमानसे यः सूरिः श्रीहीरविजयसूरिवरः ।
शुक्लद्विपक्षचारी राजितो राजहंस इव ॥ ४७४ ॥
तत्पट्टधारिधीरः सूरिश्रीविजयसेनसूर्यभिधः ।
स जयतु जीवलोकेऽपि यावन्मेरुर्भवेदचलः ॥ ४७५ ॥
तत्पादपद्मपरिमलसेवी श्रीधर्मसिंहगणिनामा ।
तत्पादपङ्कजसेवी जयविमलगणिर्गणे जीयात् ॥ ४७६ ॥
श्रीआम्रस्थलचतुर्मासिमध्यस्थप्रीतिविमलेन ।
शशिरसबाणाग्न्यब्दे ( १६५३ ) विहिताः श्लोकाश्चरित्रस्य ॥ ४७७ ॥

इति श्रीमत्तपागणगगनाङ्गणदिनमणिभट्टारकभट्टारकभट्टारकश्रीआनंदविमलसूरिशिष्यश्री-हर्षविमलगणिशिष्यपण्डितजयविमलगणिपादपद्मसेविपण्डितप्रीतिविमलगणिविरचिता श्रीचम्पकश्रेष्ठिकथा सम्पूर्णा "

હવે જેમ **શ્રીસરસ્વતી-ભક્તામરની સમીક્ષા** સંબંધી યથામતિ નિર્દેશ કરવા પૂર્વે મંગલા-ચરણરૂપે **દેવાષ્ટક**માંનું સપ્તમ પદ્ય ઉપસ્થિત કર્યું હતું તેમ આ સમીક્ષા પરત્વેનું વક્તવ્ય પૂર્ણ કરતાં અંતિમ મંગલાચરણ તરીકે શ્રીમમ્મટભટ્ટે રચેલ **કાવ્યપ્રકાશ**ની શ્રીમાણિક્યચન્દ્રસૂરિ-કૃત **સંકેત** નામની ટીકામાં સાક્ષીભૂત પાઠ તરીકે પ્રારંભમાં આપેલ વિશ્વજનની **શ્રીસરસ્વતી** દેવીની સ્તુતિરૂપ નિમ્ન-લિખિત—

" स्तुत्यं तन्नास्ति नूनं जगति न जनता यत्र बाधां विदध्या-
दन्योन्यस्पर्धिनोऽपि त्वयि तु नुतिविधौ वादिनो निर्विवादाः ।
यत् तच्चित्रं न किञ्चित् स्फुरति मतिमतां मानसे विश्वमात-
र्ब्राह्मि ! त्वं येन धत्से सकलजनमयं रूपमर्हन्मुखस्था ॥"

—પદ્યનો ઉલ્લેખ કરી શ્રી**શાન્તિનાથ**ને પ્રણામ કરતો શ્રી**શાન્તિ-ભક્તામર**ની ઊહા-પોહ-દિશા પ્રતિ પ્રયાણ કરૂં છું.

## શ્રીશાન્તિભક્તામરનું સિંહાવલોકન

શ્રી**લક્ષ્મીવિમલ** મુનિરાજે રચેલું **શાન્તિ-ભક્તામર** **ભક્તામર સ્તોત્ર**ના ચતુર્થ ચરણની સમસ્યારૂપ હોવાથી તે **વીર-ભક્તામર**, **નેમિ-ભક્તામર** અને **સરસ્વતી-ભક્તામર**ને પાદ પૂર્તિરૂપ અલંકારની તેમજ છંદની દૃષ્ટિએ મળતું આવે એ સ્વાભાવિક છે. પરંતુ અત્ર વિશેષતા એ છે કે આ કાવ્ય પૂર્વોક્ત કાવ્યોની માફક સ્વોપજ્ઞ ટીકાથી વિભૂષિત નથી.

આ કાવ્યમાં તેના કર્તાએ અવતરણરૂપે કોઇ શ્લોક રચ્યો નથી, એથી કરીને આ અંશમાં તે **નેમિ-ભક્તામર**ને મળતું આવે છે; પરંતુ આમાં **વીર-ભક્તામર**ની જેમ અંતમાં પ્રશસ્તિરૂપ પૃથક્ શ્લોક રચાયેલા હોવાથી તે **નેમિ-ભક્તામર** તેમજ **સરસ્વતી-ભક્તામર**થી તદંશે જૂદું પડે છે.

આ કાવ્યમાં શ્રી**શાન્તિનાથ**ની સ્તુતિ કરવામાં આવી છે, એટલે વિષયની પ્રધાનતાની દૃષ્ટિએ તે ઉપર્યુક્ત કાવ્યોથી ભિન્ન છે, પરંતુ શ્રી**શાન્તિનાથ** પણ લોક-પ્રિય તીર્થંકરો પૈકી એક છે એ દૃષ્ટિએ વિચાર કરતાં તો તેની પૂર્વોક્ત કાવ્યની સાથે સમાનતા નિહાળી શકાય છે. પરંતુ આ સંબંધમાં એટલું તો ઉમેરવું પડશે કે **વીર-ભક્તામર**માં શ્રી**મહાવીર** પ્રભુના જીવનને લગતા મુખ્ય પ્રસંગોનો જેટલે અંશે ઉલ્લેખ છે, તેટલે અંશે શ્રી**શાન્તિનાથ**ના જીવન ઉપર પ્રકાશ પાડનારા પ્રસંગો આ **શાન્તિ-ભક્તામર**માં દૃષ્ટિગોચર થતા નથી. આ કાવ્ય દ્વારા તો એમના સંબંધમાં એટલું જાણી શકાય છે કે તેઓ ઇક્ષ્વાકુ કુળના હતા તેમજ તેમને ૬૪૦૦૦ પત્નીઓ હતી. વળી તેઓ એકજ ભવમાં ચક્રવર્તી તેમજ તીર્થંકર એ બે પદો પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા હતા. લોકાન્તિક દેવોની વિજ્ઞપ્તિ અનુસાર તેમણે દીક્ષા લીધી તે પૂર્વે તેમણે સાંવત્સરિક દાન દીધું હતું એ હકીકત તેમજ કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી તેમણે ગંભીર સ્વર પૂર્વક, તેમજ પાંત્રીસ વાણીના ગુણોએ કરીને યુક્ત એવી સાતે નયોને અવલંબીને દેશના આપી ભવ્ય જીવોના અજ્ઞાનનો નાશ કર્યો હતો તે વાત તેમજ અનેક જીવો ઉપર ઉપકાર કરવા માટે તેમણે અન્યાન્ય સ્થળે કરેલો વિહાર, દેશના સમયે દેવકૃત વિભૂતિઓનો સદ્ભાવ અને આયુષ્ય પૂર્ણ થતાં તેમનું મુક્તિ-ગમન એ વાત પણ આ કાવ્યમાં નજરે પડે છે, પરંતુ એ તો પ્રત્યેક તીર્થંકરના જીવન સાથે સંબંધ ધરાવનારી હકીકત છે.

આ સોળમા તીર્થંકરના જીવન-વૃત્તાન્ત ઉપર પ્રકાશ પાડનારા ગ્રન્થો નીચે મુજબ છેઃ—

| | ગ્રન્થ | કર્તા | ભાષા | રચના-કાળ | શ્લોક-[1]સંખ્યા | |
|---|---|---|---|---|---|---|
| (૧) | શાન્તિનાથ-ચરિત્ર | દેવચન્દ્ર (કલિકાલસર્વજ્ઞ શ્રી-હેમચન્દ્રસૂરિના ગુરૂ) | પ્રાકૃત | ૧૧૬૦ | ૧૨૧૦૦ | અમુદ્રિત |
| (૨) | ,, | માણિક્યચન્દ્ર | ,, | | ૫૫૭૪ | ,, |
| (૩) | ,, | શ્રીહેમચન્દ્રસૂરિ (કલિકાલસર્વજ્ઞ) | સંસ્કૃત | | | [2]મુદ્રિત |
| (૪) | ,, | અજિતપ્રભ | ,, | ૧૩૧૭ | ૪૯૨૮ | [3]મુદ્રિત |
| (૫) | ,, | [4]મુનિદેવ | ,, | ૧૩૨૨ | ૪૮૫૫ | ,, |

૧ આ સંખ્યાદિ જૈન ગ્રન્થાવલીના આધારે મેં આપેલ છે. ૨ જૈનધર્મપ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયેલા ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્રનો આ એક ભાગ છે અર્થાત્ આ એ મહાકાવ્યનું પાંચમું પર્વ છે. ૩ આ ગ્રન્થ જૈન-ધર્મપ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયેલો છે. ૪ જેસલમેરના ભંડારના ગ્રન્થોના સૂચિપત્ર (પૃ૦ ૪૯માં) સં૦ ૧૪૩૯ ના સાલપૂર્વક શ્રીમુનિદેવસૂરિનો શાન્તિનાથ-ચરિત્રના કર્તા તરીકે ઉલ્લેખ છે. તેઓ આ છે કે બીજા?

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| (૬) | શાન્તિનાથ-ચરિત્ર | મુનિભદ્ર | સંસ્કૃત | ૧૪૧૦ | ૬૨૭૨ | [1]મુદ્રિત |
| (૭) | ,, | કનકપ્રભ (દેવાનંદના શિષ્યરત્ન) | ,, ,, | | પત્રાંક ૧૬૩ | અમુદ્રિત |
| (૮) | ,, (ગદ્ય) | ભાવચન્દ્રસૂરિ | ,, | | ૬૫૦૦ | [2]મુદ્રિત |
| (૯) | ,, | ઉદયસાગર | ,, | | ૨૭૦૦ | |
| (૧૦) | ,, | મેઘવિજય (સપ્તસંધાન મહાકાવ્યના કર્તા) | ,, | | | [3]મુદ્રિત |
| (૧૧) | ,, | વત્સરાજ | ,, | | | [4]મુદ્રિત |
| (૧૨) | ,, | શ્રીપ્રદ્યુમ્નસૂરિ | ,, | | | અમુદ્રિત |

આ ઉપર્યુક્ત ૧૨ ગ્રન્થો શ્રીશાન્તિનાથના ચરિત્ર ઉપર સવિસ્તર પ્રકાશ પાડે છે, જ્યારે પણ્ડિતાવતંસ શ્રીશીલરત્નસૂરિકૃત પાદાન્તયમકથી અલંકૃત ચતુર્વિંશતિજિનસ્તુતિસંગ્રહમાંનાં નિમ્નલિખિત પાંચ પદ્યો દ્વારા તેમનાં જનક-જનનીનાં નામો, તેમના ગર્ભાવતારનો પ્રભાવ, તેમના દેહની દ્યુતિ, તેમણે કરેલું કપોતનું રક્ષણ, તેમની પાંચમા ચક્રવર્તી તરીકેની પદવી તેમજ તેમના સોળમા તીર્થંકર તરીકેની વિખ્યાતિની ઝાંખી થાય છે:—

"जगत्त्रयीजीवनजागरूक !, प्रभावशान्ते ! गतलोभलूक !
जय प्रभो ! मन्मथदन्दशूक !, सुपर्णसन्क्रन्दनशस्यशूक ! ॥ १ ॥

वसुन्धरावल्लभविश्वसेन–कुलप्रदीप ! क्षितमोहसेन ! ।
नमोऽस्तु ते श्रीअचिराङ्गजात !, सुजातरूपद्युतिदेह ! तात ! ॥ २ ॥

स्थितस्य गर्भेऽपि तव प्रभावः, स्वयम्भुवि क्लेशहरः स्वभावः ।
समुल्ललासावृतिमध्यगस्य, गन्धो यथा जातिमणीवकस्य ॥ ३ ॥

त्वया यथाऽरक्षि कपोतपोतः, सम्पन्नकष्टाद् व्यसनाब्धिपोत ! ।
तथैव मां रक्ष विभो ! प्रमाद–निपादबन्धाद् विहितप्रसादः ॥ ४ ॥

भवानभूः पञ्चमचक्रवर्ती, हरन् जनानां भुवि काममर्त्तीः ।
श्रुतस्तथा षोडशतीर्थनाथ–स्तनुष्व शान्ते ! समतां ममाऽथ ॥ ५ ॥"

---

૧ આ ગ્રન્થ શ્રીયશોવિજયજૈનગ્રન્થમાલા તરફથી પ્રકટ થયેલો છે.

૨ આ ગ્રન્થ જૈનધર્મપ્રસારક સભાએ બહાર પાડ્યો છે. વળી આનું ગુજરાતી ભાષાન્તર પણ આ સભા તરફથી બહાર પાડવામાં આવ્યું છે.

૩ આ કાવ્ય નૈષધ-ચરિત્રના ચતુર્થ ચરણની સમસ્યારૂપ છે અને તે જૈન વિવિધસાહિત્ય શાસ્ત્રમાલા તરફથી પ્રસિદ્ધ થયેલું છે.

૪ આ ગ્રન્થ પં. હીરાલાલ હંસરાજ તરફથી પ્રસિદ્ધ થયેલો છે.

**શ્રીલક્ષ્મીવિમલનો જીવન-વૃત્તાન્ત—**

આ કવિરાજના જીવનના સંબંધમાં **શ્રીશાન્તિભક્તામર** કાવ્યના અંતિમ શ્લોક ઉપરથી તો એટલુંજ જાણી શકાય છે કે તેઓ **કીર્તિવિમલ(ગણિ)** મુનિરાજના શિષ્ય થતા હતા. વિશેષમાં આની ટબ્બાવાળી પ્રતિના અંતિમ ભાગમાં તે સં. ૧૮૪૭ માં લખાયાનો ઉલ્લેખ હોવાથી આ કાવ્ય તેની પૂર્વે તેમણે રચ્યું હશે એમ સહજ અનુમાન થાય છે, જ્યારે નીચે મુજબના એમના સંક્ષિપ્ત જીવન-ચરિત્ર તરફ નજર કરતાં આ કાવ્ય સૂરિ-પદ મળ્યા પૂર્વે એટલે વિ. સં. ૧૭૯૮ પૂર્વે તેમણે રચ્યું હશે એમ કલ્પના કરી શકાય છે.

સીતપુર નગરમાં 'પોરવાડ' જ્ઞાતીના શેઠ **ગોકળ** મહેતા રહેતા હતા. તેમને **રઇઆ** નામની પત્ની હતી. આ દમ્પતીને સંસાર-સુખ ભોગવતાં એક પુત્ર થયો. તેનું તેમણે **લખમીચંદ** નામ શખ્યું. તેણે એક દિવસે પોતાના ગામમાં પધારેલા **શ્રીકીર્તિવીમલ** મુનિનો ઉપદેશ સાંભળ્યો. આથી એનામાં વૈરાગ્ય-વાસના ઉદ્ભવી. માતાપિતાની સમ્મતિ લઇ તેણે દીક્ષા લીધી. એમનું **લક્ષ્મીવિમલ** નામ રાખવામાં આવ્યું.

શાસ્ત્રાભ્યાસ અને વિહાર કરતા અનુક્રમે તેઓ **અમદાવાદ** આવ્યા. ઉપદેશ આપી તેમણે ૭ વ્યક્તિઓને તો વૈરાગ્ય-રંગથી એવીગી કે તે છએ જણાઓએ એમની પાસે દીક્ષા લીધી. ચોમાસું ઉતરતાં તેઓ **શંખેશ્વર**ની યાત્રાએ ગયા. **શ્રીજ્ઞાનવિમલસૂરિ**ના પટ્ટધર **શ્રીસૌભાગ્ય(સાગર)**-સૂરિના શિષ્ય **શ્રીસુમતિસાગરસૂરિ**નો તેમને મેળાપ થયો. તેમણે **શ્રીલક્ષ્મીવિમલ** મુનીશ્વરને સં. ૧૭૧૮ (૧૭૯૮ ?)માં સૂરિપદ આપી **વિબુધવિમલસૂરિ** નામ પાડ્યું. ત્યાંથી વિહાર કરી આ **શ્રીવિબુધવિમલસૂરિ**એ શ્રાવકોના આગ્રહથી **પાલણપુર**માં ચોમાસું કર્યું. ત્યાર પછી આ સૂરિજીએ પોતાના વિહાર દરમ્યાન અનેક યાત્રાઓ કરી અને ઘણાને દીક્ષા આપી. **બુર્હાનપુર**થી વિહાર કરી તેઓ **સાદરે** ગયા. ત્યાં ઓસવાળ જ્ઞાતિના **સારાંબાઇ**ના પુત્ર **મૂળચંદ**ને દીક્ષા આપી તેમણે તેનું **ભાણ-વિમલ** નામ પાડ્યું. એમણે **મીઠીબાઇ**ના આગ્રહથી **ઔ(નો?)રંગાબાદ** ચોમાસું કર્યું. ત્યાં ૭ જણાએ દીક્ષા લીધી. એમણે સમયોચિત દેશના આપી કેટલાક **નાગર** વાણીઆને શ્રાવક કર્યા. ત્યાંના શ્રાવકોના આગ્રહથી સં. ૧૮૧૩ ફાગુણ સુદિ ૫ ના દિને **મહિમાવિમલ**ને સૂરિપદ આપ્યું. પછી **શ્રીમહિમા-વિમલસૂરિ**ને ત્યાં રહેવા દઇ પોતે **જાલણે** પધાર્યા. ત્યાંથી પાછા **ઔરંગાબાદ** આવી સં. ૧૮૧૪ના માગસર વદિ ત્રીજને દિને તેઓ સ્વર્ગવાસ પામ્યા.

**શ્રીવિબુધવિમલસૂરિ**એ '**સમ્યક્ત્વ-પરીક્ષા** નામે પદ્યબંધ ગ્રંથ રચ્યો છે અને તેનો

---

૧ જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય ( પૃ૦ ૧૦ )માં એનું વિશિષ્ટ વર્ણન છે. તે ઉપરથી આની સ્થૂલ રૂપરેખા અત્ર આલેખવામાં આવી છે.

૨ બીજી પણ વાણીઆની નાતોમાં પૂર્વે જૈનધર્મી વણિક હતા એમ સપ્રમાણ સ્વ૦ મણીલાલ બકોરભાઇ વ્યાસના ' જૈન પ્રતિમાઓ ઉપરના લેખ—વણિક જ્ઞાતિઓ ' એ લેખ ઉપરથી જાણી શકાય છે ( જુઓ શ્રીજૈન શ્વે. કૉ. હેરલ્ડ પુ૦ ૧૧, પૃ૦ ૪૫૧–૪૫૪ ).

૩ શ્રીભાનુવિમલ મુનિવર માટે રચાયેલો આ ગ્રન્થ વિ. સં. ૧૮૧૩ માં જ્યેષ્ઠ માસમાં શુક્લ ત્રયોદશીને દિવસે પૂર્ણ કરવામાં આવ્યો હતો એમ એના નિમ્ન-લિખિત શ્લોક ઉપરથી જોઇ શકાય છેઃ—

" शाके नन्दर्षिरसचन्द्र( १६७९ )मिते संवत्सरे ज्येष्ठमासि ।
वह्निविधुनागचन्द्र( १८१३ )मिते विक्रमवत्सरे शुभे ॥ ७७ ॥

ગુજરાતીમાં ટબ્બો પણ પોતેજ કર્યો છે. તે ટબ્બાની પ્રશસ્તિમાં તેઓ પોતાની ગુરૂપરંપરાદિનું નીચે મુજબ નિવેદન કરે છે:—

“૬૧ મે પાટે [1]**વિજયપ્રભસૂરિ**, ૬૨ મે પાટે [2]**જ્ઞાનવિમલસૂરિ** થયા, ૬૩ મે પાટે [3]**સૌભાગ્યસૂરિ**, ૬૪ મે પાટે **સુમતિસાગરસૂરિ** પંચવિગયત્યાગી, વર્ધમાનાદિતપ કારક મહાતપસ્વી થયા. ગ્રંથકાર **વિબુધવિમલસૂરિ**ને આચાર્ય-પદદાતા **સુમતિસાગરસૂરિ** હતા અને દીક્ષા-ગુરૂ **કીર્તિવિમલગણિ** તપસ્વી હતા. જેમણે સં. ૧૭૧૦માં પાલણપુર પાસે ગોલાગ્રામે **મહાવીર** પ્રભુની નિશ્રાએ ક્રિયોદ્ધાર કર્યો. કાશીમાં ન્યાયશાસ્ત્ર ભણી પધારેલ **યશોવિજય** મહોપાધ્યાયના સાહાય્યે શ્રી**ઋદ્ધિવિમલગણિ** ક્રિયા પાળતા. તેમના શિષ્ય **કીર્તિવિમલ** તે ગ્રંથકારના ગુરૂ થાય છે. ગ્રંથકાર શ્રી**વિબુધવિમલસૂરિ**ને **સુમતિસાગરસૂરિ**એ સં. ૧૭૯૮માં વૈશાખ સુદિ ૩ શંખેશ્વરમાં સૂરિપદ આપ્યું. નોરંગાબાદમાં સં. ૧૮૧૩ના ફાગુણ સુદિ ૫ ના દિને શાંતિનાથના દેહરાસરમાં શા. કપુરચંદ મોતીચંદ તથા દેવચંદ લાલજી પ્રમુખ સંઘે **મહિમાવિમલસૂરિ** કર્યા. તેમના શિષ્ય પં. શ્રી**ખાંતિવિમલ** પ્રમુખ અનેક શિષ્યયુક્ત ગ્રંથકારે આ ગ્રંથ રચ્યો. શાકે ૧૬૭૯ અને સં. ૧૮૧૩માં પૂર્ણ કર્યો. સુદિ ૧૩ સે દિને **ભાનુવિમલ**ના આગ્રહથી સં. ૧૮૧૪ના ફાગુણ વદિ ૭ વાર બૃહસ્પતિ દિને લિખિતે શ્રીનોરંગાબાદ મધ્યે.”

**સમ્યક્ત્વ-પરીક્ષા**ના કર્તા શ્રી**વિબુધવિમલસૂરિ**એ [4]**ઉપદેશશતક** પણ રચ્યું છે એમ એના નિમ્ન-લિખિત શ્લોક ઉપરથી જોઇ શકાય છે—

“विमलकीर्तिधरो भुवि तच्छिशु-र्विमलकीर्तिगुरुर्गुणसागरः ।
विमलशिष्यजनैः परगौतमो, विमलशासनशोभितदेशनः ॥ १०७॥

शुक्लपक्षे त्रयोदश्यां, समाप्तोऽयं हि ग्रन्थकः ।
भानुविमलसाध्वर्थं, भविनां सुखकारकः ॥ ७८ ॥”

---

૧ કચ્છ દેશના મનોહરપુરમાં સં. ૧૬૭૭ મહા સુદિ ૧૧ જન્મ, શિવગણ પિતા, ભાણી માતા. સં. ૧૬૮૬માં **વિજયદેવસૂરિ** પાસે દીક્ષા. સં. ૧૭૦૧માં પંન્યાસ પદ, સં. ૧૭૧૦ વૈ. શુ. ૧૦ ગંધારમાં આચાર્યપદ અને સં. ૧૭૪૯ વૈશાખ વદિ ૧૧ દિને અનશન કરી ૧૩ દિને દીવ બંદરમાં સ્વર્ગવાસ થયો.

એમના ગુરૂ શ્રી**વિજયદેવસૂરિ**નું સંક્ષિપ્ત ઇતિવૃત્ત નીચે મુજબ છે:—

સં. ૧૬૩૪માં ઇડરવાસી શેઠ **થિરા**ની પત્ની **રૂપાદે**થી જન્મ. સં. ૧૬૪૩માં અમદાવાદમાં શ્રી**વિજયસેનસૂરિ** પાસે દીક્ષા. સં. ૧૬૫૫માં શિકંદરપુરમાં પંન્યાસપદ, સં. ૧૬૫૬માં ખંભાતમાં આચાર્ય-પદ, સં. ૧૬૫૮માં પાટણમાં ગણાનુજ્ઞા, સં. ૧૬૭૧માં ભટ્ટારકપદ, અને સં. ૧૬૭૪માં મુગલ પાદશાહ **જહાંગીરે** તેમને મહાતપા બિરૂદ આપ્યું. સં. ૧૭૧૩ના અષાડ સુદિ ૮મે અનશન કરી અગ્યારસને દિને દીવ નગરમાં સ્વર્ગવાસ.

૨-૩ એમના સંબંધમાં જુઓ શ્રી**શોભન** મુનીશ્વરકૃત **સ્તુતિચતુર્વિંશતિકા**ની મારી સંસ્કૃત ભૂમિકા.

૪ શ્રેષ્ઠિ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી ૨૮ મા ગ્રન્થાંક તરીકે **સમ્યક્ત્વ-પરીક્ષા**ની સાથે પ્રસિદ્ધ થએલો આ ગ્રન્થ વિ૦ સં ૧૭૯૩ માં શ્રાવણ કૃષ્ણ પંચમીને દિને પત્તનપુર (પાટણ)માં રચાયેલો છે એમ આના નીચે મુજબના અન્ત્ય પદ્ય ઉપરથી જોઇ શકાય છે:—

“कृशानुनन्दमुनिचन्द्र( १७९३ )-मितेऽब्दे श्रावणासितपञ्चम्याम् ।
उपदेशशतकाव्यग्रन्थः समाप्तोऽभूत् पत्तने ॥ १०९ ॥”

विबुधविमलसूरिस्तच्छिशुः सद्घसेवी
सुमतिजलधिसूरेर्लब्धसूरित्वसंज्ञः ।
निजपरहितहेतोस्तत्त्वसारोपदेशं
शतकमितसुकाव्यैर्ग्रन्थरूपं व्यधत्त ॥ १०८ ॥"

આ ઉપરથી કદાચ કોઇને એમ સ્ફુરે કે ઉપદેશ-શતકના કર્તા તો શ્રીકીર્તિવિમલ મુનીશ્વરના શિષ્ય નથી, પરંતુ તેઓ તો શ્રીવિમલકીર્તિના શિષ્ય છે, તો તે ઠીક નથી; કેમકે એવો ઉલ્લેખ તો છંદોભંગ ન થાય તે માટે કરવામાં આવ્યો હશે એમ ભાસે છે.

સમ્યક્ત્વપરીક્ષામાં તો નીચે મુજબનો ઉલ્લેખ દૃષ્ટિગોચર થાય છેઃ—

" धत्ते न्याययशा यशोविजयतां श्रीवाचको नामनि
साहाय्याद् बुध ऋद्धिनामविमलः संवेगमार्गस्थितः ।
तच्छिष्यो गुरुकीर्तिकीर्तिविमलो बुद्धो गुरुस्तच्छिशुः
सूरिः श्रीविबुधाभिधानविमलो ग्रन्थं व्यधत्तामुकम् ॥ ७५ ॥"

લક્ષ્મીવિમલ નામના મુનીશ્વરે ગૂર્જર ભાષામાં એક ચોવીસી લખી છે કે જેનો પ્રારમ્ભિક ભાગ એ છે કે—

" તારક ઋષભ જિનેસર તું મિલ્યો, પ્રત્યક્ષ પોત સમાન હો,
તારક જે તુઝનિ અવલંબિયા, તેણે લહું ઉત્તમ સ્થાન હો. "

જ્યારે જેનો અન્તિમ-ઉલ્લેખ એ છે કે—

" વીર ધીર શાસનપતિ સાચો, ગાતાં કોડિ કલ્યાણ,
કીર્તિવિમલ પ્રભુ પરમ સોભાગી, લક્ષ્મી વાણી પ્રમાણ રે "

આ મુનીશ્વર તે પ્રસ્તુત કવિરાજ હોવા પૂરેપૂરો સંભવ છે. આવી પરિસ્થિતિમાં એમની ઉપલબ્ધ કૃતિઓની સંખ્યા ચારની ગણાયઃ (૧) શાન્તિ૦, (૨) ઉપદેશ૦, (૩) સમ્યક્ત્વ૦ અને (૪) ચોવીસી.

શ્રીવિજયવિમલ મુનિરાજના શિષ્ય-રત્ન પંડિત લાલજી ગણિના શિષ્યનું નામ પણ કીર્તિવિમલ છે એમ 'જૈન ગૂર્જર કવિઓ' (પૃ૦ ૫૯૫)માં આપેલા ચતુર્વિંશતિ-જિન-સ્તવના નિમ્ન-લિખિત ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છે.

" શ્રીવિજયવિમલ વિમલવિબુધ સીસ સિરોમણિ પંડિત લાલજી ગણિ વરૂ,
તસ સીસ પભણઇ કીર્તિવિમલ બુધ ઋષી મંગલ કરૂ. "

ગજસિંહકુમારના કર્તા તરીકે ઓળખાવેલા આ કીર્તિવિમલ મુનીશ્વર શાન્તિ-ભક્તામરના કર્તાના ગુરૂ છે કે કેમ તેનો નિર્ણય વિશેષ સાધન વિના કરી શકાય તેમ નથી, જોકે ઉપરના

૧ આ તેમજ અંતિમ કડી 'જૈન ગૂર્જર કવિઓ' (પૃ૦ ૫૯૬)ના આધારે આપી છે.
૨ વહાણ.

ઉલ્લેખમાંના ' વિમલવિબુધ ' તરફ ધ્યાન આપતાં અને **લાલ**જીગણિને વિદ્યા-ગુરૂ ગણતાં આ **કીર્તિવિમલ** પણ પ્રસ્તુત હોય એમ ભાસે છે.

**લક્ષ્મીવિમલ** વિમલ નામના એક અન્ય મુનિરાજ પણ થઇ ગયા છે પરંતુ તેઓ કટપર (?) ગચ્છીય શ્રી**ધર્મવિમલ** મુનીશ્વરના શિષ્ય થાય છે, જ્યારે શ્રી**રાજવિમલ**ના તેઓ ગુરૂ થાય છે અને શ્રી**સંઘવિમલ**ના તેઓ દાદાગુરૂ થાય છે. આ હકીકત પાર્શ્વસ્તવન (ઉવસગ્ગહરસ્તોત્ર), શાન્તિ-કરસ્તવન (સંતિકરસ્તોત્ર, ભયહરસ્તવન (નમિઊણસ્તોત્ર), અજિતશાન્તિસ્તવન, ભક્તામરસ્તોત્ર અને વૃદ્ધ(બૃહત્)શાન્તિ એ ૭ સ્તોત્રોની સં. ૧૭૮૬માં લખાયેલી અને રૉયલ એશિયાટિક સોસાયટિ (મુંબાઇ)ની પ્રતિ ઉપરથી જાણી શકાય છે.

## શ્રીપાર્શ્વભક્તામરનું પર્યાલોચન

**શ્રીપાર્શ્વ-ભક્તામર** એ પં૦ **વિનયલાભ**ગણિજીની કૃતિ છે. એમાં એકંદર ૪૫ શ્લોકો છે. તે પૈકી પ્રથમના ૪૪ શ્લોકો **ભક્તામર**-સ્તોત્રના ચતુર્થ-ચરણની સમસ્યારૂપ છે, જ્યારે અંતિમ શ્લોક પ્રશસ્તિરૂપ છે. આ સમગ્ર કાવ્ય જૈનોના ત્રેવીસમા તીર્થંકર શ્રી**પાર્શ્વનાથ**ની સ્તુતિરૂપ છે એ વાતની આદ્ય તેમજ અન્તિમ શ્લોક સાક્ષી પૂરે છે; પરંતુ આ દ્વારા શ્રી**પાર્શ્વ**નાથના જીવન-વૃત્તાન્ત ઉપર કંઇ પણ પ્રકાશ પાડવામાં આવ્યો નથી; ઘણાખરા શ્લોકો તો ગમે તે જિનેશ્વરની સ્તુતિરૂપ ગણી શકાય તેવા છે. આથી કરીને જેટલે અંશે **શાન્તિ-ભક્તામર** એ નામ સાર્થક છે, તેટલે અંશે પણ આ કાવ્યનું નામ સાન્વર્થ નથી. છતાં પણ શ્રી**પાર્શ્વનાથ**ના ચરિત્ર ઉપર પ્રકાશ પાડનારા ગ્રન્થોનો ઉલ્લેખ કરવો અનાવશ્યક નહિ ગણાય, કેમકે આધુનિક પાશ્ચાત્ય વિદ્વાનો શ્રી**પાર્શ્વનાથ**ને જૈન ધર્મના મૂળ સ્થાપક તરીકે સ્વીકારે છે, જ્યારે શ્રી**મહાવીર**સ્વામીને તો આ ધર્મના સુધારક-પ્રરૂપક તરીકે માને છે. આ ત્રેવીસમા તીર્થંકરના જીવન-વૃત્તાન્તની રૂપરેખા નીચેના ગ્રન્થોમાં આલેખાયલી છે.

| | ગ્રન્થ | કર્તા | ભાષા | રચના-સમય | શ્લોક-સંખ્યા |
|---|---|---|---|---|---|
| (૧) | **પાર્શ્વનાથ-ચરિત્ર**[1] | **પદ્મસુન્દર** | સંસ્કૃત | ૧૧૩૯ | ૧૦૨૪ |
| (૨) | ,, | **દેવભદ્ર** | પ્રાકૃત | ૧૧૬૫ | ૯૦૦૦ |
| (૩) | ,, | | ,, | | ગાથા ૨૫૬૪ |
| (૪) | ,, | **માણિક્યચન્દ્ર** | ,, | ૧૨૭૭ | ૫૨૭૮ |
| (૫) | ,, | **ભાવદેવ** | સંસ્કૃત | ૧૪૧૨ | ૬૪૦૦ |
| (૬) | ,, | **સર્વાનન્દ** | ,, | | તાડપત્રી ૩૪૫ |

---

૧ એમનું રચેલું પાર્શ્વનાથચરિત્ર શ્રીયશોવિજય ગ્રન્થમાલા તરફથી ઇ. સ. ૧૯૧૨માં છપાઇ બહાર પડેલું છે. આના આધારે મી. બ્લૂમફીલ્ડ (Bloomfield) નામના પાશ્ચાત્ય વિદ્વાને પાર્શ્વનાથના જીવનની રૂપરેખા અંગ્રેજી ભાષામાં આલેખી છે. આ ગ્રન્થનું નામ The life and stories of the Jaina saviour Pārçvnātha છે અને તે ઇ. સ. ૧૯૧૯ માં પ્રસિદ્ધ થયેલ છે.

| ગ્રન્થ | કર્તા | ભાષા | રચના-સમય | શ્લોક-સંખ્યા |
|---|---|---|---|---|
| (૭) પાર્શ્વનાથ-ચરિત્ર (ગદ્ય) | [1]ઉદયવીરગણિ | સંસ્કૃત | | ૫૫૦૦ |
| (૮) " | વિનયચન્દ્ર (રવિપ્રભના શિષ્ય) | " | | ૩૯૮૫ |
| (૯) " | [2]હેમવિજયગણિ | " | ૧૬૩૨ | ૩૧૦૭ |

ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથનો ઐતિહાસિક વ્યક્તિ તરીકે સ્વીકાર કરવા હવે કોઇ વિદ્વાન્ ભાગ્યેજ ના પાડે એવી સ્થિતિ ઊભી થઇ છે, તો તેમના સ્થૂલ સ્વરૂપ ઉપર પ્રકાશ પાડનારાં ચતુર્વિંશતિજિનસ્તુતિસંગ્રહનાં નિમ્નલિખિત પદ્યોનો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય.

" विघ्नव्रातविवर्तकर्त्तनजगद्विख्यातवीरव्रतः
स्वस्तिश्रेणीसमृद्धिपूरणविधौ कल्पद्रुमो विश्रुतः ।
पुण्यप्रौढिपदप्रभावपटुताप्रत्यक्षपूपा प्रियं
श्रीपार्श्वः परमोदयं जिनपतिः पुण्णातु शाम्यश्रियम्(यः ?) ॥ १ ॥
श्रीवामारमणाश्वसेननृपतिश्रेष्ठान्वयश्रीकर !
प्रेङ्खत्पावनकायकान्तिविजितप्रत्यग्रधाराधर ! ।
पुण्यप्राप्यपदप्रसाद ! परमश्रीमूलतासाधन–
श्लाघ्य ! श्रीधरणेन्द्रवन्द्यचरण ! त्रायस्व मां पाप्मनः ॥ २ ॥
स्वावासात् सहसा समेत्य च भवान् कारुण्यतस्तात्त्विका–
दुद्दध्ने विषमाज्ज्वलन्तमुरगं दीनं यथा पावकात् ।
तां कारुण्यदशां विधाय भगवन् ! मामप्यनन्याश्रयं
विश्वव्यापिकषायभीषणदवाद्दाकर्ष देव ! स्वयम् ॥ ३ ॥
कामं कामठवारिवाहपटलोपज्ञप्रसर्पत्पयः–
पूरः प्लावयति स्म लेशमपि नो त्वां ध्यानगं निर्भयः(यम् ?) ।
तत् किं कौतुकमत्र मोहजलधिर्लोकत्रयव्यापकः
सोऽपि क्षोभयति स्म नो जिनपते ! त्वां संसृतेस्तारक ! ॥ ४ ॥
जीरापल्लि–फलर्द्धि–काशी(शि)–मथुरा–शङ्खेश्वर–श्रीपुर–
स्य(त्र)म्बावत्यणहिल्लपत्तनमुखप्रख्याततीर्थेश्वर ! ।
चश्चश्चित्रकमूलिकेव भगवन् ! पार्श्व ! त्वदीयाभिधा
कुर्यान्मे गुणकोशमक्षयमसावाराध्यमाना त्रिधा ॥ ५ ॥"

---

[1] એમણે સંસ્કૃત ભાષામાં રચેલું શ્રીપાર્શ્વનાથ-ચરિત્ર જૈનધર્મપ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયેલું છે. વળી એનું ગુજરાતી ભાષાન્તર પણ આ સંસ્થા તરફથી બહાર પડેલું છે.

[2] એમની કૃતિ મુનિ શ્રીમોહનલાલજી જૈન ગ્રન્થમાલાના પ્રથમાંક તરીકે ઇ. સ. ૧૯૧૬માં પ્રસિદ્ધ થયેલી છે.

અર્થાત્—**અશ્વસેન** એ **શ્રીપાર્શ્વનાથ**ના પિતાનું નામ છે, જ્યારે **વામા** એ તેમની માતાનું નામ છે. વળી **ધરણેન્દ્ર** તેમનો સેવક છે. પૂર્વ ભવમાં **કમઠ** તાપસની અજ્ઞાન તપશ્ચર્યાના ભોગી બનેલા આ ભોગી (સર્પ)નું તેમણે સ્વહસ્તે અગ્નિથી રક્ષણ કર્યું હતું. આ ઉપરાંત કમઠ તાપસ મરીને વ્યંતર તરીકે ઉત્પન્ન થયો ત્યારે તેણે ત્રેવીસમા તીર્થંકરને ઘોર જલવૃષ્ટિ દ્વારા ભયંકર ઉપસર્ગ કર્યો હતો. વિશેષમાં **જીરાપલ્લી, ફલર્દ્ધિ** ઇત્યાદિ નગરોમાં **શ્રીપાર્શ્વ** પ્રભુની પ્રખ્યાતિ થયેલી છે. એમ અન્તિમ પદ્ય ઉપરથી સ્પષ્ટ સમજાય છે. છતાં તદ્ગત પ્રમુખ શબ્દથી શું સમજાવું જોઇએ તે જાણવું બાકી રહે છે. અલબત આ વિષયના જિજ્ઞાસુ પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે પરિશિષ્ટગત મુનિરાજ **શ્રીશાન્તિકુશલ**રચિત **પાર્શ્વનાથસ્તવન** જોઇ શકે છે, છતાં પણ ત્યાં સૂચવેલાં ૧૦૮ નામોની સન્તુલના કરવામાં તેમને સહાયભૂત થઇ પડે તેટલા માટે [1]**શ્રીઉત્તમવિજય**કૃત **પાર્શ્વદેવનામમાલા**[2]રૂપ રસ-સામગ્રી પીરસવા લલચાઉં છું[3]

## (કડખાની દેશી)

પાસ જિનરાજ સુણી આજ સંખેસરા, પરમ પરમેસરા વિશ્વ વ્યાપ્યો;
ભીડ ભાંગી જરા જાદવાની જઇ, થિર થઇ શંખપુરી નામ થાપ્યો.—પાસ૦ ૧
સાર કરિ સારિ મનોહારિ મહારાજ તું, માન મુઝ વીનતી મન્ન સાચી;
અવર દેવા તણી આસ કુણ કામની, સ્વામીની સેવના એક સાચી.—પાસ૦ ૨
તૂંહી અરિહન્ત ભગવન્ત ભવ તારણો, વારણો વિષમ ભય દુઃખ વાટે;
તૂંહી સુખ કારણો સારણો કાજ સહુ, તૂંહી મનોહારણો સાચ માટે.—પાસ૦ ૩
અંતરીક (૧) અમીઝરા (૨) પાસ પંચાસરા (૩) ભોયરા (૪) પાસ ભાભા (૫) ભટેવા (૬);
વિજયચિન્તામણિ (૭) સોમચિન્તામણિ (૮) સ્વામી સિપ્રા (શ્રીપાસ?) તણી કરો ચરણ સેવા.—પાસ૦ ૪
ફલવધિ (૯) પાસ મનમોહના (૧૦) મગસિયા (૧૧) તારસલ્લા (૧૨) નસું નાંહિ તોટા;
સક(શ્રી?)બલેચા (૧૩) પ્રભુ આસગુલ (૧૪) અર્જિયા (૧૫) બંભણા (૧૬) થંભણા (૧૭) પાસ મોટા.—પાસ૦ ૫

---

૧ આ મુનિરાજ **શ્રીગૌતમવિજય**ના પ્રશિષ્ય થાય છે, જ્યારે **ખુશાલવિજયજી**ના તો તેઓ શિષ્ય થાય છે. તેમણે આ **પુરૂષાદાની પાર્શ્વદેવનામમાલા** સં૦ ૧૮૮૧ ના ફાગણ વદ બીજને દિવસે રચી છે.

૨ આ નામમાલામાં **શ્રીપાર્શ્વનાથ**નાં ૧૦૮ નામોનો નિર્દેશ કરવામાં આવ્યો છે. જૈનગ્રન્થાવલી (પૃ૦ ૨૮૬)માં 'ભારતી ૧૦૮ નામ સ્તવન' એવો ઉલ્લેખ છે એ ઉપરથી તેમજ આ પ્રસ્તાવનાના પૃ૦ ૩૫–૩૬ ઉપરથી પણ સમજી શકાય છે કે સરસ્વતીનાં પણ ૧૦૮ નામો છે. અજૈન સાહિત્યમાં **મહાદેવ**નાં ૧૦૮, **વિષ્ણુ**નાં ૧૦૦ નામો, **ગણપતિ**નાં ૧૦૮, **રામ**નાં ૧૦૮ અને **કૃષ્ણ**નાં પણ ૧૦૮ નામો છે એ વાતની **બૃહત્સ્તોત્રમુક્તાહાર**નાં ૩૭મા, ૫૧મા, ૮૧ મા, ૧૩૪ મા અને ૧૪૯ મા સ્તોત્ર સાક્ષી પૂરે છે.

૩ અતિશય તીવ્ર જિજ્ઞાસુને તો 'શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાલા' (ભાવનગર) તરફથી પ્રસિદ્ધ થયેલા **પ્રાચીન તીર્થમાળા-સંગ્રહ**ના પ્રથમ ભાગમાં આપેલ મહોપાધ્યાય **શ્રીમેઘવિજયગણિ**કૃત **પાર્શ્વનાથ-નામમાલા** (પૃ૦ ૧૪૯–૧૫૩), પં. **કલ્યાણસાગર**રચિત **પાર્શ્વનાથ ચૈત્ય પરિપાટી** તેમજ પં. **રત્નકુશલ**વિરચિત **પાર્શ્વનાથસંખ્યાસ્તવન** (પૃ૦ ૧૬૯–૧૭૦) જોવા ભલામણ કરૂં છું.

ગેબી ( ૧૮ ) ગોડી (૧૯) પ્રભુ નીલકંઠા (૨૦) નમું હલધરા (૨૧) સાંમલા (૨૨) પાસ પ્યારા;
સુરસરા ( ૨૩ ) કંકણા ( ૨૪ ) પાસ દાદા ( ૨૫ ) વલી સૂરજમંડણ ( ૨૬ ) નમું તરણતારા.
—પાસ૦ ૬

જગતવલ્લભ ( ૨૭ ) કલિકુંડ ( ૨૮ ) ચિંતામણિ ( ૨૯ ) લોઢણા (૩૦) સેરિસા (૩૧) સ્વામિ નમિયે;
નાકોડા ( ૩૨ ) ઉન્હાવલા ( ૩૩ ) કલિયુગા ( ૩૪ ) રાવણા ( ૩૫ ) પોસીના ( ૩૬ ) પાસ નમિ દુઃખ દમિયે.—પાસ૦ ૭

સ્વામિ માણિક (૩૭) નમું નાથ સીરાડિયા ( ૩૮ ) નાકુંડા ( ૩૯ ) જોરવાડી ( ૪૦ ) જગેશા;
કાપડી ( ૪૧ ) દૌલતી ( ૪૨ ) પ્રમસીયા ( ૪૩ ) મુંજપુરા ( ૪૪ ) ગાડરીયા ( ૪૫ ) પ્રભુ ગુણગિરે(ગણે ?)શા.—પાસ૦ ૮

હમીરપુર ( ૪૬ ) પાસ પ્રણમું વલી નવલખા ( ૪૭ ) ભીડભંજન ( ૪૮ ) પ્રભુ ભીડ ભાગે;
દુઃખભંજન ( ૪૯ ) પ્રભુ ડોકરીયા ( ૫૦ ) નમું પાસ જીરાવલા (૫૧) જગત જાગે.—પાસ૦ ૯

અવંતી ( ૫૨ ) ઉજ્જેણીયે (૫૩) સહસફણા ( ૫૪ ) સાહેબા અહિમદાવાદ (૫૫) ડોકો (૫૬) કડેરા (૫૭);
નારિંગા ( ૫૮ ) ચંચૂ ( ૫૯ ) ચલી ( ૬૦ ) ચવલેસરા (૬૧) તવલી ( તીવરી ?) (૬૨) ફલવિહાર ( ૬૩ ) નાર્ગેદનેરા. ( ૬૪ )—પાસ૦ ૧૦

પાસ કલ્યાણ ( ૬૫ ) ગંગાણિયા ( ૬૬ ) પ્રણમિયે પલીવિહાર ( ૬૭ ) નાગેન્દ્રનાથા;
કુર્કુટેશ્વરા ( ૬૮ ) પાસ છત્રા અહિ ( ૬૯ ) કમઠ દેવે નમ્યા શક્ર સાથા.—પાસ૦ ૧૧

તિમરી (૭૦) ગોગો (૭૧) પ્રભુ દૂધિયા (૭૨) વલ્લભા ( ૭૩ ) શંખલ ( ૭૪ ) ધૃતકલ્લોલ (૭૫) ખૂઢા (૭૬);
ધીંગડમલ્લાર (૭૭) પ્રભુ પાસ ત્રાટિંગજી ( ૭૮ ) જાસ મહિમા નહીં જગત ગૂઢા.—પાસ૦ ૧૨

ચોરવાડી (૭૯) જિનરાજ ઉદામણિ ( ૮૦ ) પાસ અજત્રા(જાહ)વરા ( ૮૧ ) નેવ નંગા;
કાપેહરા ( ૮૨ ) વજણો (૮૩) પ્રભુ છેછલી (૮૪) સુખસાગર (૮૫) તણા કરો સંગા.
—પાસ૦ ૧૩

વિજ્જુલા ( ૮૬ ) કરકડું ( ૮૭ ) મંડલીકા ( ૮૮ ) વલી સુહુરિયા ( ૮૯ ) શ્રીફલોધી ( ૯૦ ) અનિંદા ( ૯૧ );
ઔંઆ ( ૯૨ ) કુલપાક ( ૯૩ ) કંસારિયા ( ૯૪ ) ઉંબરા ( ૯૫ ) અનિયલા ( ૯૬ ) પાસ પ્રણમું આનંદા.–પાસ૦ ૧૪

નવ્વસારી ( ૯૭ ) નવપલ્લવા ( ૯૮ ) પાસજી શ્રીમહાદેવ ( ૯૯ ) વરકાણવાસી ( ૧૦૦ );
પરોકલા ( ૧૦૧ ) ટાંકલા ( ૧૦૨ ) નવ્વખંડા ( ૧૦૩ ) નમું ભવ તણી જાય જેહથી ઉદાસી.
—પાસ૦ ૧૫

મનવંછિત ( ૧૦૪ ) પ્રભુ પાસજીને નમું વલી નમું નાથ સાચા નગીના ( ૧૦૫ );

દુઃખ દોહગ તજી સાધુ મારગ ભજી કર્મના કેસરીથી ન બીના.—પાસ૦ ૧૬
અશ્વસેનૂપનન્દ કુલચન્દ્ર પ્રભુ અલવરા (૧૦૬) બીખડા (૧૦૭) પાસ કલ્યાણરાયા (૧૦૮);
હોવે કલ્યાણ જસ નામથી જય હુવે જનની વામાને ધન જેહ જાયા.—પાસ૦ ૧૭
એક શત આઠ ( ૧૦૮ ) પ્રભુ પાસ નામૈં થુણ્યો સુખ સંપત્તિ લહ્યો સર્વ વાતેં;
ઋદ્ધિ યશ સંપદા સુખ શરીરે સદા નાહી મણા માહરે કોઈ વાતે.—પાસ૦ ૧૮
સાચ જાની સ્તવ્યો મન્ન માહરે ગમ્યો પાસ હૃદયે રમ્યો પરમ પ્રીતે;
સમીહિત સિદ્ધિ નવ નિદ્ધિ પામ્યો સહુ મુઝ થકી જગતમાં કો ન જીતે.—પાસ૦ ૧૯
કાજ સહુ સારજે શત્રુ સંહારજે પાસ સંખેસરા મૌજ પાઉં;
નિત્ય પરભાતિ ઉઠી નમું નાથજી ! તુઝ વિના અવર કુંણ કાજ ધ્યાઉં !—પાસ૦ ૨૦
(સંવત) અઢાર એકાસિયે (૧૮૮૧) ફાલગુણ માસિયે બીજ કજ્જલ પખે છંદ કરિયો;
ગૌતમ ગુરૂ તણા વિજયખુશાલને ઉત્તમેં સંપદા સુખ વરિયો.—પાસ૦ ૨૧

**પાઠ-વિચાર—**

હવે પાછો પ્રસ્તુત કાવ્ય પરત્વે વિચાર કરીએ. પ્રથમ તો મૂળ કાવ્યમાં જે પાઠો ફેરવવામાં આવ્યા છે તે તરફ ઉડતી નજર ફેંકીશું.

ત્રીજા પદ્યમાં मुकुरमध्यगतास्यबिम्बं એવો પાઠ જોઇએ. એનો અર્થ 'દર્પણના મધ્યમાં રહેલા મુખના બિમ્બને' એમ થાય છે.

૨૬ મામાં ध्यानानलोद्ग्रथितदुर्ममतालतायने બદલે ध्यानानलोद्धुषितदुर्ममतालताय એવો પાઠ છે. એનો અર્થ 'ધ્યાનરૂપ અગ્નિ વડે દહન કર્યું છે દુમર્મત્વરૂપ લતાનું જેણે એવાને' એમ થાય છે.

૨૮ મામાં પદ્યમાં दुष्क्रमवप्रकृते ને બદલે दुष्कमठप्रकृते જોઇએ. આનો અર્થ એ છે કે દુષ્ટ કમઠ ( નામના દૈત્યે ) રચેલ.

૨૯ મામાં किदुग्रबिम्बं ને બદલે किमूग्रबिम्बं પાઠ છે. किमु અને उग्रबिम्बं એ બેનો શું અને પ્રતાપી મણ્ડળ એ અનુક્રમે અર્થ છે.

**પ્રયોગ-વિચાર—**

શ્રીપાર્શ્વભક્તામરના ૧૨ મા શ્લોકમાં सन्दष्ट्वा પ્રયોગ નજરે પડે છે. આ પ્રયોગ શુદ્ધ છે કે અશુદ્ધ તેનો વિશેષ વિચાર કરવામાં આવે તે પૂર્વે પ્રથમ તો બૃહચ્છાન્તિમાં "शान्तिमुद्घोषयित्वा शान्तिपानीयं मस्तके दातव्यमिति" એ પાઠમાં આ પ્રયોગને મળતું આવતું उद्घोषयित्वा રૂપ દૃષ્ટિગોચર થાય છે તેની નોંધ લઇએ.

મહર્ષિ પાણિનિકૃત અષ્ટાધ્યાયીના નિમ્ન-લિખિત—

'भृशादिभ्यो भुव्यच्वेर्लोपश्च हलः' ( ३-१-१२ )

—સૂત્રની સિદ્ધાન્ત-કૌમુદી નામની ટીકામાં ओढायित्वा એવું રૂપ દૃષ્ટિગોચર થાય છે ખરૂં, પરંતુ આ હકીકત सन्दष्ट्वा પરત્વે ઘટી શકે તેમ જણાતું નથી. અલબત વૈદિક પ્રક્રિયા તરફ નજર

" अइ वट्टा आई दीहा, उए तंसा ऊए चउरंसा।
ओअं तिकोणा औअः वंकसरत्ति णायव्वा ॥"

અ અને ઇ એ બે ગોળ, આ અને ઈ એ બે દીર્ઘ, ઉ અને એ એ બે ત્રાંસા, ઊ અને ઐ એ બે ચતુરસ્ર, ઓ અને અં એ બે ત્રિકોણાકાર અને ઔ અને અઃ એ બે વક્ર સ્વરો જાણવા.

આ પ્રમાણેનું વર્ણમાળાનું સ્વરૂપ વિચારતાં એમ તો કહેવું પડશે કે આજની વર્ણમાળાના સ્વરૂપ સાથે આ અતિશય પ્રાચીન વર્ણમાળાનું સ્વરૂપ જરાએ મળતું આવતું નથી, પરંતુ તેથી એ અસત્ય સિદ્ધ થતું નથી.

આ લિપિનું પ્રકરણ પૂર્ણ કરતાં પૂર્વે એટલું ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે ( Bühler ) નો ભારતીય બ્રાહ્મ વર્ણમાળાની ઉત્પત્તિ (On the origin of the Indian Brāhma alphābet ) એ નામનો લેખ તેમજ વળી આ લેખના અંતમાં ' ખરોષ્ટ્રી વર્ણમાળા ' અને ' બ્રાહ્મીના અક્ષર-અંક ' ( letter-numerals of the Brahmi ) એ વિષયને લગતાં આપેલાં બે પરિશિષ્ટો પણ મનન કરવાં જેવાં છે.

* * * * *

मातर् ! मतिं सति ! सहस्रमुखीं प्रसीद
नालं मनीषिणि मयीश्वरि ! भक्तिवृत्तौ ।
वक्तुं स्तवं सकलशास्त्रनयं भवत्या
मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ? ॥ २ ॥

टीका

हे मातः ! श्रुतदेवताया महनीयत्वान्मानार्थकथकस्य मातृपदस्य सम्बोधनम् । हे सति ! साध्व्याः शीलप्रधानत्वाच्चैतत् पदं, पुनरक्षरात्मिकाया लिपेः सदा विद्यमानत्वेनाविनाशात् सतीति सम्बोधनपदम् । हे ईश्वरि ! वरप्रदानातिशयाभ्युपगमादीश्वरि ( इति ) पदं सम्बोधनम् । त्रीण्येकार्थान्यपि सम्बोधनपदानि परस्परार्थगुरुत्वेन महत्त्वोपचारात् हे मातः ! हे सति ! हे ईश्वरि ! त्वं मयि विषये सहस्रमुखीं मतिं–बुद्धिं प्रसीद–प्रसादं कुरु, मह्यं सहस्रप्रवाहां प्रज्ञां प्रदेहीत्यर्थः । कथंभूते मयि ? सहसा–त्वरितं सकलशास्त्रनयं सकलानां–समस्तानां शास्त्राणां–श्रुतीनां नयो–मार्गो नैगमादिसप्तधारूपः सकलशास्त्रनयस्तं ग्रहीतुं–ज्ञातुं–आत्मसात्कर्तुं स्तवं-स्तोत्रम् अभीष्टदेवतागुणरूपं वक्तुं–कथयितुं इच्छति–वाञ्छति, इच्छतीति इच्छन् तस्मिन् इच्छति–वाञ्छमाने । पुनः किंविशिष्टे मयि ? भक्तिवृत्तौ मनीषिणि–त्रिविधपर्युपासनायां कुशले, तत्परे इत्यर्थः । भक्तजने सहस्रधा मेधाप्रसादनमुचितमेवेति । पुनरुक्तार्थं समर्थयति–हे मातर् ! भवत्या–त्वया मन्यः 'मनु ज्ञाने' मन्यते आत्मतयेति मन्यः–सत्कारपरः–सुदृष्ट्या सत्कृतः सन् को मल्लक्षणो जनः–सेवकः नालं–न समर्थः ? अपि तु समर्थ एव भवति, त्वत्प्रसन्नतासत्कृतः सर्वशास्त्रनयानादातुं देवतां स्तोतुं च समर्थो भवत्येवेति भावः ॥ २ ॥

1 छाया—
अइ वृत्तौ आई दीर्घौ उए त्र्यस्रौ ऊऐ चतुरस्रौ ।
ओअं त्रिकोणौ औअः वक्रौ स्वराविति ज्ञातव्यम् ॥

## अन्वयः

( हे ) मातः ! सति ! ईश्वरि ! सहसा सकल-शास्त्र-नयं ग्रहीतुं स्तवं ( च ) वक्तुं इच्छति भक्ति-वृत्तौ मनीषिणी मयि सहस्र-मुखीं मतिं प्रसीद । भवत्या मन्यः ( सन् ) कः जनः न अलम् ? ।

## શબ્દાર્થ

मातः ! ( मू० मातृ )=હે જનની, હે માતા !
मतिं ( मू० मति )=બુદ્ધિને.
सति ! ( मू० सती )=( १ ) હે સાધ્વી !; ( २ ) હે વિદ્યમાન !
सहस्र=હજાર.
मुख=દ્વાર.
सहस्रमुखीं=હજાર પ્રકારની.
प्रसीद ( धा० सद् )=પ્રસન્ન થા.
न=નહિ.
अलं=સમર્થતાવાચક અવ્યય.
मनीषिणि ( मू० मनीषिन् )=કુશળ.
मयि ( मू० अस्मद् )=મારે વિષે.
ईश्वरि ! ( मू० ईश्वरी )=હે ઈશ્વરી !
भक्ति=ભક્તિ, ઉપાસના.
वृत्ति=પ્રવૃત્તિ.
भक्तिवृत्तौ=ભક્તિની પ્રવૃત્તિને વિષે.
वक्तुं ( धा० वच् )=કહેવાને.
स्तवं ( मू० स्तव )=સ્તોત્રને.
सकल=સમસ્ત.
शास्त्र=શાસ્ત્ર.
नय=માર્ગ.
सकलशास्त्रनयं=સમસ્ત શાસ્ત્રોના માર્ગને.
भवत्या ( मू० भवती )=આપ વડે.
मन्यः ( मू० मन्य )=માન્ય, સત્કાર પામેલો.
कः ( मू० किम् )=કોણ.
इच्छति ( मू० इच्छत् )=ઇચ્છનાર.
जनः ( मू० जन )=મનુષ્ય.
सहसा=એકદમ.
ग्रहीतुं ( धा० ग्रह् )=ગ્રહણ કરવાને.

## પદ્યાર્થ

" હે માતા ! હે ( ઉત્તમ શીલવાળી હોવાને લીધે ) સાધ્વી ( અથવા અક્ષર રૂપ લિપિના શાશ્વતપણાએ કરીને હે સતી ) ! હે ( વરદાનાદિક દેવાવાળી હોવાને લીધે ) ઈશ્વરી ! એકદમ સમસ્ત શાસ્ત્રોના ( નૈગમાદિક સાત પ્રકારના નયરૂપી ) માર્ગને ગ્રહણ કરવાની ( અર્થાત્ જાણવાની ) તેમજ ( અભીષ્ટ દેવતાના ગુણરૂપ ) સ્તોત્ર કહેવાની ઇચ્છા રાખનારા એવા તેમજ ભક્તિની પ્રવૃત્તિમાં કુશળ ( અર્થાત્ ભક્તિ કરવામાં તત્પર ) એવા મારે વિષે તું સહસ્રમુખી બુદ્ધિ આપ ( અર્થાત્ તું મને હજાર પ્રકારની પ્રજ્ઞાથી વિભૂષિત કર ), ( કેમકે ) આપશ્રી વડે સત્કારાયેલો કયો મનુષ્ય ( અનેક શાસ્ત્રોનો જાણકાર થવામાં તેમજ ઇષ્ટ દેવની સ્તુતિ કરવામાં સમર્થ ( થતો ) નથી ? "—૩

* * * * *

त्वां स्तोतुमत्र सति ! चारुचरित्रपात्रं
कर्तुं स्वयं गुणदरीजलदुर्विगाह्यम् ।
एतत् त्रयं विदुपगूहयितुं सुराद्रिं
को वा तरीतुमलमम्बुनिधिं भुजाभ्याम् ? ॥ ४ ॥

## टीका

हे सति ! हे देवते ! अत्र–अस्मिन् स्तवनारम्भे महाविचारे वा प्रारम्भप्रस्तावे को विद्–विदग्धोऽपि मानव एतत् सदा विद्यमानपदार्थानां त्वद्गुणसमुद्रमेरूणां त्रयं स्वयम्–आत्मना कर्तुं-

१ નૈગમાદિક સાત નયોની સ્થૂલ રૂપરેખા સારુ જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ० १८–२२ ).

स्वबुद्ध्याऽनुमापयितुं-एतावानेवेति निर्णेतुम् अलं-समर्थः ? अपि तु न कोऽपि समर्थः । अत्यर्थ-पर्याप्तिभूपासमर्थार्थविशेषेषु अलमित्यव्ययम् । वा-अथवा को-ब्रह्मा-विधाता एतत् त्रयं-विवक्षितवस्तुत्रयं कर्तुमलं-समर्थः, नान्यः । किंविशिष्टो ब्रह्मा ? 'विट्' विशतीति विट्, सर्वव्यापक इत्यर्थः । विश प्रवेशने क्विबन्तः। पुनरावृत्त्य द्वितीयवारेणान्वयोऽयं व्याख्यातः किमेतत् त्रयं कर्तुं तदाह—त्वां-ब्राह्मीं स्तोतुं-तदाद्यन्ताभ्यां वर्णयितुं-त्वद्गुणपारं गमयितुम् । शब्दान्तरवशादनुक्तचकारग्रहणेन पुनः सुराद्रिं-लक्षयोजनोन्नतं सुमेरुगिरिं उपगूहयितुं-आलिङ्गितुं पुनर्भुजाभ्यां-बाहुभ्यामम्बुनिधिं-समुद्रं तरीतुं कोऽलं ?-कः समर्थः ? अपि तु न कोऽपि । यदि स्यात्, तर्हि क एवालं-ब्रह्मैव शक्तः, तस्याधिकशक्तित्वात्, नापरः । किंविशिष्टां त्वां ? 'चारुचरित्रपात्रं' चारुचरित्राणां-मनोहरगुणानां पात्रं-भाजनम् । पात्रशब्दस्याजहल्लिङ्गत्वान्नपुंसकता । तथा किंविशिष्टमेतत् त्रयं ? 'चारुचरित्रपात्रं' मनोज्ञतोन्नतिगाम्भीर्यादिगुणाधारमिति च सुबोधम् । पुनः किंविशिष्टमेतत् त्रयं ? 'गुणदरीजलदुर्विगाह्यं' गुणा औदार्यादयः दर्यः-गुहाः जलं-वारि, गुणाश्च दर्यश्च जलं च गुणदरीजलानि, तैः दुःखेन विगाह्यत इति दुर्विगाह्यं तद् गुणदरीजलदुर्विगाह्यम् । गुणैस्त्वं, दरीभिः सुमेरुः, जलेनाम्भोधिः, त्रयोऽपि दुर्विगाह्या इत्यर्थः ॥ ४ ॥

### अन्वयः

( हे ) सति ! अत्र कः विट् चारु-चरित्र-पात्रं त्वां स्तोतुं सुर-अद्रिं उपगूहयितुं अम्बु-निधिं भुजाभ्यां तरीतुं—एतत् ( चारु-चरित्र-पात्रं ) गुण-दरी- जल-दुर्विगाह्यं त्रयं वा स्वयं कर्तुं अलम् ? ( वा कः )।

### શબ્દાર્થ

त्वा ( मू० युष्मद् )=તને.
स्तोतुं ( धा० स्तु )=સ્તુતિ કરવાને.
अत्र=અહિંઆ.
सति ! ( मू० सती )=હે સતી !
चारु=મનોહર.
चरित्र=ગુણ.
पात्र=ભાજન.
चारुचरित्रपात्रं=મનોહર ગુણોના ભાજન.
कर्तुं ( धा० कृ )=કરવાને.
स्वयं=પોતાની મેળે.
गुण=ગુણ.
दरी=ગુફા.
जल=જળ, પાણી.
दुर्विगाह्य ( धा० गाह् )=દુઃખેથી પાર પમાય એવો.
गुणदरीजलदुर्विगाह्यं=ગુણ, ગુફા અને જળ વડે દુઃખેથી પાર પમાય તેવા.
एतत् ( मू० एतद् )=એ.
त्रयं ( मू० त्रय )=ત્રણના સમુદાયને.
विट् ( मू० विश् )=( १ ) પણ્ડિત; ( २ ) સર્વવ્યાપક.
उपगूहयितुं ( धा० गुह् )=આલિંગન કરવાને.
सुर=દેવ.
अद्रि=પર્વત.
सुराद्रिं=દેવોના પર્વતને, મેરૂને.
कः ( मू० किम् )=( १ ) કોણ; ( २ ) બ્રહ્મા.
वा=અથવા.
तरीतुं ( धा० तॄ )=તરી જવાને.
अलं=સમર્થતાવાચક અવ્યય.
अम्बु=જળ, પાણી.
निधि=ભંડાર.
अम्बुनिधिं=સમુદ્રને.
भुजाभ्यां ( मू० भुज )=બે હાથ વડે.

### પદ્યાર્થ

" હે સતી ! મનોહર ગુણોના ભાજનરૂપ એવી તારી સ્તુતિ કરવાને, (લાખ યોજનની ઉંચાઇવાળા ) મેરૂ[1] પર્વતનું આલિંગન કરવાને તેમજ બે હાથ વડે સમુદ્રને તરી જવાને એ ત્રણ (કાર્યો)

---

[1] મેરૂ સંબંધી સ્થૂલ માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૩૩ ) અને તેની વિશેષ માહિતી સારૂ જુઓ જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ ( પત્રાંક ૩૫૯-૩૭૫ ).

કે જે ( મનોજ્ઞતા, ઉન્નતિ, ગંભીરતા ઇત્યાદિ ) મનોહર ગુણોના આધારભૂત છે તેમજ જે ( ઉદારતાદિક ) ગુણો, ગુફાઓ અને જળ વડે મુશ્કેલીથી પાર પામી શકાય તેમ છે તેને સ્વયં કરવાને ( અર્થાત્ પોતાની મતિ વડે તેનો નિશ્ચય કરવાને ) અત્ર ( અર્થાત્ આ સ્તોત્રના પ્રારમ્ભને વિષે અથવા મહાન્ વિચાર કરવા જેવી વસ્તુઓને વિષે ) કયો પણ્ડિત સમર્થ ( થાય ) ? [ અથવા ( જો કોઇ પણ સમર્થ હોય, તો તે ) સર્વવ્યાપક બ્રહ્મા છે. ] "—૪

* * * * *

त्वद्वर्णनावचनमौक्तिकपूर्णमेक्ष्य
मातर्न भक्तिवरटा तव मानसं मे ।
प्रीतेर्जगत्त्रयजनध्वनिसत्यताया
नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ? ॥ ५ ॥

### टीका

हे मातः ! हे वरदे ! तव भक्तिवरटा–भक्तिहंसी, भक्तिरूपा वरटा भक्तिवरटा, भक्तिरेव वरटा–राजहंसी भक्तिवरटा मे–मम मानसं–चित्तं मानसं सरोवरं किं नाभ्येति–नागच्छति ? अपि तु सोत्कण्ठं संमुखमायात्येव । यत्र मानसं तत्र हंसीप्रापणमुचितमेव । किमर्थं ? प्रीतेः–स्नेहस्य परिपालनार्थं–निर्वाहार्थम् । किंविशिष्टायाः प्रीतेः ? 'जगत्त्रयजनध्वनिसत्यतायाः' विश्वत्रयजनस्य ध्वनेः सत्यता–यथार्थता यस्यास्तस्याः । हंसीमानसयोर्नितरां प्रीतिरिति लोकोक्तिः सुतरां करणार्थम् । किंविशिष्टस्य मम ? निजशिशोः–स्वस्तनन्धयस्य, निजपुत्रस्यैवेत्यर्थः । पुत्रं मत्वैव प्रीतिं निर्वाहयतीति श्रुतिः । किं कृत्वाऽभ्येति ? 'त्वद्वर्णनावचनमौक्तिकपूर्णम् एक्ष्य' त्वद्वर्णनायाः–त्वदीयस्तुतेः–प्रशंसाया वचनमौक्तिकानि–वाक्यान्येव मुक्ताफलानि तैः पूर्णं–भृतं त्वद्वर्णनावचनमौक्तिकपूर्णं मानसम् एक्ष्य–विलोक्य त्वरितमभ्येतीति तात्पर्यम् ॥ ५ ॥

### अन्वयः

( हे ) मातः ! तव भक्ति–वरटा निज–शिशोः ( इव ) मे मानसं त्वत्–वर्णना–वचन–मौक्तिक–पूर्णं एक्ष्य जगत्–त्रय–जन–ध्वनि–सत्यतायाः प्रीतेः परिपालनार्थं किं न न अभ्येति ? ।

### શબ્દાર્થ

वर्णना=સ્તુતિ.
वचन=વચન, વાક્ય.
मौक्तिक=મુક્તાફળ, મોતી.
पूर्ण=ભરપૂર.
त्वद्वर्णनावचनमौक्तिकपूर्ण=તારી સ્તુતિનાં વચનો રૂપી મુક્તાફળથી પરિપૂર્ણ.
एक्ष्य ( धा० ईक्ष् )=જોઇને.
मातः ! ( मू० मातृ )=હે જનની !
न=નહિ.
भक्ति=સેવા.
वरटा=હંસી.
भक्तिवरटा=ભક્તિરૂપી હંસી.
तव ( मू० युष्मद् )=તારી.
मानसं ( मू० मानस )=( १ ) ચિત્તને; ( २ ) **માનસ** ( સરોવર )ને.
मे ( मू० अस्मद् )=મારા.

प्रीतेः ( मू० प्रीति )=સ્નેહના.
जगत्=દુનિયા.
त्रय=ત્રણનો સમુદાય.
जन=માનવ, લોક.
ध्वनि=ઉક્તિ.
सत्यता=યથાર્થતા.
जगत्त्रयजनध्वनिसत्यतायाः=ત્રિભુવનના લોકોના ધ્વનિની સત્યતા છે જેને વિષે તેવી.

अभ्येति ( धा० इ )=આવે છે.
किं=શું.
निज=પોતાના.
शिशु=બાળક, બચ્ચું.
निजशिशोः=પોતાના બાળકના.
परिपालनार्थं=પાલનને અર્થે, રક્ષણને માટે.

## પદ્યાર્થ

" હે જનની ! તારા બાળક જેવા મારા માનસને તારી સ્તુતિનાં વચનોરૂપી મુક્તાફળથી પરિપૂર્ણ જોઇને ત્રિભુવનના લોકોની ઉક્તિની સત્યતાવાળી પ્રીતિનો નિર્વાહ કરવાને અર્થે શું તારી ભક્તિરૂપી હંસી તે માનસ પ્રતિ આવતી નથી કે ? ( અર્થાત્ આવે છેજ, કેમકે માનસ સરોવર પ્રતિ રાજહંસી જાય છેજ એ વાત તો આબાલ-ગોપાલ-પ્રસિદ્ધ છે ). "—૫

* * * *

वीणास्वनं स्वसहजं यदवाप मूर्च्छां
श्रोतुर्न किं त्वयि सुवाक् ! प्रियजल्पितायाम् ।
जातं न कोकिलरवं प्रतिकूलभावं
तच्चारुचूतकलिकानिकरैकहेतुः ॥ ६ ॥

## टीका

हे सुवाक् ! सुष्ठु-शोभना वाग्-वाणी यस्याः सा सुवाक् तस्याः संबोधनं हे सुवाक् ! हे देवते ! त्वयि-भवत्यां प्रियजल्पितायां-मधुरभाषितायां सत्यां यत् स्वसहजं स्वेन-आत्मना सह जातं स्वसहजं-स्वाभाविकम्-अकृत्रिमं वीणास्वनं-तन्त्रीशब्दं मूर्च्छां दशाम् अवाप-प्राप । सङ्गीते- "सप्त स्वरास्त्रयो ग्रामा मूर्च्छनाश्चैकविंशतिः" इति प्रणीतत्वादिति, मूर्च्छामूर्च्छनाशब्दावेकार्थावेव, प्रत्ययान्तरभेदाद्भेद एव । "मोहो मूर्च्छा मतेर्भ्रमः" इति कोशः । मतेर्भ्रमत्वं प्रापेत्यर्थः । तर्हि तत् कोकिलरवं-पिकशब्दं प्रतिकूलभावं-श्रवणकटुत्वं किं न जातं ? अपि तु जातमेव । कथंभूतं तत् ? 'चारुचूतकलिकानिकरैकहेतुः' चारु-सुस्वादुमत् चूतानाम्-आम्राणां कलिकानिकरं-मञ्जरीसमूहं तदेवैकहेतुः-(अद्वितीय)कारणं यस्य तत् । अत एव कृत्रिमं कोकिलशब्दं, कृत्रिमाकृत्रिमयोरकृत्रिम-स्याधिक्यात् कथं (कृत्रिमं) श्रवणसुभगं स्यात्, इति त्वद्वाणीमाधुर्यं वीणाकोकिलरवयोरनुपममिति भावः । कस्य ? 'श्रोतुः' शृणोति वागमृतं स श्रोता तस्य श्रोतुः, त्वद्वाणीश्रवणानुरक्तस्य विदुष इत्यर्थः ॥ ६ ॥

## अन्वयः

( हे ) सु-वाक् ! त्वयि प्रिय-जल्पितायां ( सत्यां ) यत् स्व-सहजं वीणा-स्वनं मूर्च्छां अवाप, तत् चारु-चूत-कलिका-निकर-एक-हेतुः कोकिल-रवं श्रोतुः प्रतिकूल-भावं किं न न जातम् ? ।

---

१ 'द्भेद एव' इति क-पाठः ।

## શબ્દાર્થ

वीणा=વીણા.
स्वन=શબ્દ.
वीणास्वनं=વીણાનો શબ્દ.
स्व=નિજ.
सहज=સાથે ઉત્પન્ન થયેલ.
स्वसहजं=પોતાની સાથે ઉત્પન્ન થયેલ, સ્વાભાવિક.
यद्=જે.
अवाप ( धा० आप् )=પ્રાપ્ત થતો હવો.
मूर्च्छां (मू०मूर्च्छा)=(૧) મૂર્ચ્છનાને; (૨) મતિ-ભ્રમને.
श्रोतुः ( मू० श्रोतृ )=શ્રોતાના, સાંભળનારાના.
न=નહિ.
किं=શું.
त्वयि ( मू० युष्मद् )=તું.
सु=શ્રેષ્ઠતાવાચક અવ્યય.
वाच्=વાણી.
सुवाक् !=હે સુંદર છે વાણી જેની એવી ! ( સં० )
प्रिय=પ્રિય.
जल्पित ( धा० जल्प् )=બોલેલ.
प्रियजल्पितायां=પ્રિય બોલતી.
जातं ( मू० जात )=થયું.
कोकिल=કોયલ.
रव=શબ્દ.
कोकिलरवं=કોયલનો શબ્દ.
प्रतिकूल=પ્રતિકૂલ.
भाव=સ્વભાવ.
प्रतिकूलभावं=પ્રતિકૂળપણાને.
तद्=(૧) પ્રસિદ્ધ; (૨) તો.
चूत=આમ્ર, આંબો.
कलिका=મંજરી, કળી.
निकर=સમુદાય.
एक=અદ્વિતીય, અસાધારણ.
हेतु=કારણ.
चारुचूतकलिकानिकरैकहेतुः=મનોહર આમ્રની મંજરીઓનો સમુદાય છે અદ્વિતીય કારણ જેનું તેવો.

## પદ્યાર્થ

" જેની વાણી સુંદર છે એવી હે ( શ્રુત-દેવતા ) ! તું પ્રિય બોલે છે, ત્યારે જો વીણાનો સ્વાભાવિક સ્વર ( પણ ) મૂર્ચ્છાને પામ્યો તો પછી જેનું પ્રસિદ્ધ મનોહર આમ્રની મંજરીઓનો સમુદાય અદ્વિતીય કારણ છે એવો તે કોકિલાનો શબ્દ (અર્થાત્ તેનો ટહુકો) શું શ્રોતાને પ્રતિકૂલ ન લાગે ? ( અર્થાત્ તારા મધુર શબ્દરૂપી અમૃતનું પાન કર્યા પછી વીણાનો સ્વર તેમજ કોકિલાનો ટહુકો કટુ લાગે એમાં શું નવાઇ ! ) "—૬

## સ્પષ્ટીકરણ

**મૂર્ચ્છના—**

વીણામાં જે એકવીસ પિત્તળના તાર હોય છે, તે ' મૂર્ચ્છના ' કહેવાય છે. 'મૂર્ચ્છના'નો બીજો અર્થ ' બેસાન થવું ' પણ થાય છે. એ વાતની શ્રીપાલરાજાના રાસની ત્રીજા ખંડની પાંચમી ઢાલની નીચે મુજબની ૨૭મી કડી સાક્ષી પૂરે છે:—

" દાખી દોષ સમારી વીણ તે આલવે હોલાલ
હોઇ ગ્રામની મૂર્ચ્છના કિંપિ નકો ચવે. "

* * * * *

त्वन्नाममन्त्रमिह भारतसम्भवानां
भक्त्यैति भारति ! विशां जपतामघौघम् ।
सद्यः क्षयं स्थगितभूवलयान्तरिक्षं
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

## टीका

हे भारति!–हे शासनदेवते!–हे सरस्वति! इह–लोके विशां–मनुष्याणां भक्तजनानाम् 'अघौघं' अघस्य–दुष्कृतस्य ओघं अघौघं–पापसमूहं सद्यः–तत्कालं क्षयं–विनाशमेति–प्राप्नोति। किंविशिष्टानां विशां? 'भारतसम्भवानां' भारतक्षेत्रे सम्भवा–उत्पन्नाः–सम्यगार्यभूमौ जाता भारतसम्भवास्तेषां भारतसम्भवानां, भारतक्षेत्रजनितानामेवास्याः शासनाधिष्ठात्र्या उचितत्वात्। पुनः विशां किं कुर्वतां? 'त्वन्नाममन्त्रं' तव नाम त्वन्नाम तदेव मन्त्रो–जापस्तं त्वन्नाममन्त्रं जपताम्, अभीष्टदेवतास्मरणं कुर्वतामित्यर्थः। किंविशिष्टमघौघं? 'स्थगितभूवलयान्तरिक्षं' स्थगिते–आच्छादिते ऊर्ध्वगतिप्राप्यहेतुके भूवलयान्तरिक्षे–पृथ्वीमण्डलाकाशे–मनुष्यलोकस्वर्गलोकौ येन तत् स्थगितभूवलयान्तरिक्षं–मनुज(लोक)स्वर्गनिरोधकं, केवलमधोगतिहेतुकमित्यर्थः। तदघौघं किमिव क्षयमेति? शार्वरमन्धकारं इव–रात्रिभवं तम इव, शर्वर्यां–रात्रौ भवं शार्वरं तमः 'सूर्यांशुभिन्नं' सूर्यांशुभिः–सूर्यकिरणैर्भिन्नं–विदारितं तमिस्रं सद्यः क्षयमेति। कीदृशं तमः? स्थगितभूवलयान्तरिक्षम्–आच्छादितद्यावाभूमिकमिति ॥ ७ ॥

## अन्वयः

(हे) भारति! इह भक्त्या त्वद्–नामन्–मन्त्रं जपतां, भारत–सम्भवानां विशां स्थगित–भू–वलय–अन्तरिक्षम् अघ–ओघं शार्वरं सूर्य–अंशु–भिन्नं (स्थगित–भू–वलय–अन्तरिक्षं) अन्धकारम् इव सद्यः क्षयम् एति।

## શબ્દાર્થ

नामन्=નામ.
मन्त्रं=મન્ત્ર.
त्वन्नाममन्त्रं=તારા નામરૂપી મન્ત્રને.
इह=અહિંઆ, આ લોકને વિષે.
भारत=ભરતક્ષેત્ર.
सम्भव=ઉત્પત્તિ.
भारतसम्भवानां=ભરતક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા.
भक्त्या (मू० भक्ति)=ભક્તિપૂર્વક.
एति (धा० इ)=પામે છે.
भारति! (मू० भारती)=હે સરસ્વતી!
विशां (मू० विश्)=મનુષ્યોના.
जपतां (मू० जपत्)=જપનારા.
अघ=પાપ.
ओघ=સમૂહ.
अघौघं=પાપનો સમૂહ.
सद्यस्=તત્કાલ, તરતજ.
क्षयं (मू० क्षय)=ક્ષયને, નાશને.
स्थगित (धा० स्थग्)=આચ્છાદિત, ઢાંકી દીધેલ.
भू=પૃથ્વી.
वलय=મંડળ.
अन्तरिक्ष=(૧) સ્વર્ગ; (૨) આકાશ.
स्थगितभूवलयान्तरिक्षं=(૧) નિરોધ કર્યો છે મનુષ્ય-લોકનો અને સ્વર્ગ-લોકનો જેણે એવા; (૨) આચ્છાદિત કર્યાં છે ભૂમંડળને તેમજ આકાશને જેણે એવા.
सूर्य=સૂર્ય, રવિ.
अंशु=કિરણ.
भिन्न (धा० भिद्)=ભેદાયેલું.
सूर्यांशुभिन्नं=સૂર્યનાં કિરણોથી ભેદાયેલું.
इव=જેમ.
शार्वर=રાત્રિ સંબંધી.
अन्धकार=અંધકાર, અંધારું.
शार्वरमन्धकारं=રાત્રિસંબંધી અંધકાર.

### પદ્યાર્થ

"હે **સરસ્વતી !** આ લોકને વિષે ભક્તિપૂર્વક તારા નામરૂપી મન્ત્રનો જાપ જપનારા એવા તેમજ **ભરતક્ષેત્ર**માં જન્મેલા એવા મનુષ્યોનો પાપ-સમૂહ કે જેણે મનુષ્યલોકનો તેમજ સ્વર્ગલોકનો નિરોધ કર્યો છે ( અર્થાત્ જેણે ઊર્ધ્વ ગતિનો નિરોધ કર્યો છે ) તે પાપ-સમૂહ ભૂમંડળનું તેમજ આકાશનું આચ્છાદન કરીને રહેલા એવા તેમજ રાત્રિસંબંધી એવા સૂર્યનાં કિરણોથી ભેદાયેલા અંધકારની જેમ નાશ પામે છે. "—૭

* * * * *

श्रीहर्ष-माघ-वर-भारवि-कालिदास—
वाल्मीकि-पाणिनि-ममट्टमहाकवीनाम् ।
साम्यं त्वदीयचरणाब्जसमाश्रितोऽयं
मुक्ताफलद्युतिमुपैति ननूदबिन्दुः ॥ ८ ॥

### टीका

हे वरदे ! हे सरस्वति ! अयं—मल्लक्षणो जनः—सेवकः त्वदीयचरणाब्जसमाश्रितः सन् तवेमौ त्वदीयौ चरणाब्जौ—चरणकमलौ सं—सम्यक् प्रकारेणाश्रितः—संप्राप्तः श्रीहर्षमाघवरभारविकालिदासवाल्मीकिपाणिनिममट्टमहाकवीनां साम्यं—तुल्यताम् उपैति—प्राप्नोति । श्रीहर्षश्च माघश्च वरः—श्रेष्ठो योऽसौ भारविर्वरभारविश्च कालिदासश्च वाल्मीकिश्च पाणिनिश्च ममट्टश्च श्रीहर्षमाघवरभारविकालिदासवाल्मीकिपाणिनिममट्टाः ते च ते महाकवयश्च श्रीहर्ष०, तेषां श्रीहर्षादिमहाकवीनां, श्रीहर्षमाघभारविकालिदासा महाकाव्यकर्तारः, वाल्मीकी रामायणवक्ता, पाणिनिः सूत्रकृत्, ममट्टो महाभाष्यवृत्तिकारः, एते महाकवयस्तेषां तुल्यत्वं प्राप्नोतीत्यर्थः । युक्तोऽयमर्थः । ननु इति निश्चये । उदबिन्दुः—जलकणः, उदकस्य बिन्दुः उदबिन्दुः, उदकस्योदन्नादेशः । अब्जसमाश्रितः—कमलपत्राभि( धि )रूढः पानीयबिन्दुः मुक्ताफलकान्तिमुपैति, तद्वदयमपि तेषां[1] साम्यमुपैति ॥ ८ ॥

### अन्वयः

( हे सरस्वति ! ) त्वदीय-चरण-अब्ज-समाश्रितः अयं ( मल्लक्षणः जनः ) श्रीहर्ष-माघ-वर-भारवि-कालिदास-वाल्मीकि-पाणिनि-ममट्ट-महत्-कवीनां साम्यं उपैति, (यथा) अब्ज-समाश्रितः उदन्-बिन्दुः मुक्ताफल-द्युतिं ननु उपैति ।

---

१ ' तथा तेषां ' इति क-पाठः ।

## શબ્દાર્થ

श्रीहर्ष=શ્રીહર્ષ.
माघ=માઘ.
वर=શ્રેષ્ઠ.
भारवि=ભારવિ.
कालिदास=કાલિદાસ.
वाल्मीकि=વાલ્મીકિ.
पाणिनि=પાણિનિ.
मम्मट=મમ્મટ.
महत्=મોટા.
कवि=(૧) પણ્ડિત; (૨) કાવ્ય રચનાર.
श्रीहर्षमाघवरभारविकालिदासवाल्मीकिपाणिनिमम्मटमहाकवीनां=શ્રીહર્ષ, માઘ, શ્રેષ્ઠ ભારવિ, કાલિદાસ, વાલ્મીકિ, પાણિનિ અને મમ્મટ જેવા મહાકવિઓની.
साम्यं (मू० साम्य)=તુલનાને.
त्वदीय=તારા.
चरण=ચરણ, પગ.
अब्ज=કમળ.
समाश्रित (धा० श्रि)=આશ્રય લીધેલ.
त्वदीयचरणाब्जसमाश्रितः=તારા ચરણ-કમલનો આશ્રય લીધેલ.
अयं (मू० इदम्)=આ.
मुक्ताफल=મોતી.
द्युति=તેજ.
मुक्ताफलद्युतिं=મોતીની પ્રભાને.
उपैति (धा० इ)=પામે છે.
ननु=નક્કી.
उदन्=જળ.
बिन्दु=બિન્દુ.
उदबिन્दुः=જળનું બિન્દુ.

## પદ્યાર્થ

"જેમ કમળનો આશ્રય લીધેલું જળનું બિન્દુ મુક્તાફળની પ્રભાને નક્કી પામે છે, તેમ (હે **સરસ્વતી**!) તારા ચરણ-કમલનો આશ્રય લીધેલો એવો આ '(હું તારો સેવક) **શ્રીહર્ષ, માઘ**, ઉત્તમ **ભારવિ, કાલિદાસ, વાલ્મીકિ, પાણિનિ** અને **મમ્મટ** જેવા મહાકવિઓની તુલનાને પામું છું."—૮

## સ્પષ્ટીકરણ

**કવીશ્વરો—**

**શ્રીહર્ષ, માઘ, ભારવિ** અને **કાલિદાસ** એ ઉત્તમ કોટિના કવિઓ થઇ ગયા છે. તેમનાં રચેલાં કાવ્યો—જેમકે શ્રીહર્ષ કવીશ્વરે રચેલું 'નૈષધીય-ચરિત', શ્રીમાન્ માઘે રચેલ શિશુપાલ-વધ, કવિવર **ભારવિએ** રચેલું 'કિરાતાર્જુનીય' અને કવિરાજ **કાલિદાસ**કૃત **'રઘુવંશ'** અને 'કુમારસંભવ' એ પાંચ કાવ્યોને 'મહાકાવ્ય' ના નામથી ઓળખવામાં આવે છે, જોકે આ કાવ્યો સાથે ટક્કર ઝીલી શકે—અરે તેનાથી પણ ચડી જાય એવાં બીજાં કાવ્યો પણ છે[1]. આ પાંચ મહાકાવ્યોનું આજે પણ ઘણા વિદ્વાનો પઠન-પાઠન કરે છે અને તેમાં તેઓ **રઘુવંશ**, પછી **કુમાર-સંભવ**, પછી **કિરાતાર્જુનીય**, ત્યાર બાદ **શિશુપાલ-વધ** અને અન્તમાં **નૈષધીય-ચરિત** એ અનુક્રમ સાચવે છે. આ પાંચ કાવ્યોની સાથે હરીફાઇમાં ઉતરી શકે એવાં જૈન કાવ્યો પૈકી શ્રીહેમચન્દ્રસૂરિકૃત **નાભેયનેમિ**, શ્રીપદ્મસાગરગણિકૃત **હીરસૌભાગ્ય**, શ્રીવલ્લભગણિકૃત **વિજયપ્રશસ્તિ** અને ઉપાધ્યાય શ્રીમેઘવિજયકૃત **સપ્તસન્ધાન** ખાસ જોવાં જેવાં છે.

---

૧ આ વાત મી. લક્ષ્મણ રામચંદ્ર વૈદ્યકૃત સંસ્કૃત-અંગ્રેજી કોશ ઉપરથી પણ જોઇ શકાય છે.

કાલિદાસ—

**કાલિદાસ** એ કવીશ્વર છે એ કથનને નીચેનો શ્લોક પણ પૂરવાર કરી આપે છે:—

" कवयः कालिदासाद्याः, कवयो वयमप्यमी ।
पर्वते परमाणौ च, पदार्थत्वं प्रतिष्ठितम् ॥ १ ॥"

અર્થાત્ **કાલિદાસ** પ્રમુખ પણ કવિઓ છે અને અમે પણ કવિઓ છીએ; વળી પર્વત તેમજ પરમાણુ એ બંનેમાં પદાર્થત્વ પ્રતિષ્ઠિત છે ( છતાં પણ જેમ તે બેમાં અંતર છે, તેવું અંતર અમારામાં અને **કાલિદાસાદિક** કવીશ્વરોમાં છે ).

આ સંબંધમાં એક બીજો શ્લોક પણ વિચારવો અનાવશ્યક નહિ ગણાય. તે એ છે કે—

" पुरा कवीनां गणनाप्रसङ्गे
कनिष्ठिकाऽधिष्ठितकालिदासा ।
अद्यापि तत्तुल्यकवेरभावा-
दनामिका सार्थवती बभूव ॥१॥ "

અર્થાત્ પૂર્વે કવિઓની ગણનાના પ્રસંગમાં કનિષ્ઠિકા ( ટચલી આંગળી ) **કાલિદાસ** વડે અધિષ્ઠિત હતી ( અર્થાત્ કવિઓમાં **કાલિદાસ** મુખ્ય ગણાતા હતા ) તેમ આજે પણ **કાલિદાસ**ના સમાન કવિના અભાવથી અનામિકા ( કનિષ્ઠિકાની જોડેની આંગળી ) સાર્થક બની ( એટલે કે તે નામ વિનાનીજ રહી ).

આ ઉપરથી **કાલિદાસ** એ અપૂર્વ કવિ હતા એમ જોઇ શકાય છે. તેને **રઘુવંશ**, **કુમારસંભવ**, **ઋતુ-સંહાર**, [1]**મેઘદુત**, [2]**અભિજ્ઞાન-શાકુન્તલ**, **વિક્રમોર્વશીય** ઇત્યાદિ પ્રૌઢ ગ્રન્થો રચ્યા છે.

આ કવીશ્વરના સમય પરત્વે ઘણો મત-ભેદ છે, છતાં પણ એટલું તો બેધડક કહી શકાય તેમ છે કે ઇ. સ. ના પાંચમા સૈકા પછી તેઓ થયા નથી. આ સંબંધમાં જુઓ રા. **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**કૃત 'પરાક્રમની પ્રસાદી'ની પ્રસ્તાવનાનું પૃ૦ ૧૪ (પાંચમી આવૃત્તિ) અને પ્રો૦ **મેકડોનલ**કૃત સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ ( History of Sanskrit Literature p. 225 ).

ભારવિ—

કવીશ્વર **ભારવિ**એ 'કિરાતાર્જુનીય' સિવાય અન્ય કોઇ ગ્રન્થ રચ્યો હોય, એમ જાણવામાં નથી. જેમ **કાલિદાસ**ની ઉપમા વખણાય છે, તેમ આ કવિરાજ અર્થ-ગૌરવને સારૂ મશહુર છે.

માઘ—

'શિશુપાલવધ' નામના કાવ્યના કર્તા **માઘ** એક અનુપમ કવિ થઇ ગયા છે. **ભારવિ** કરતાં પણ તેઓ ચઢિયાતા છે, એ વાત નીચેના શ્લોક ઉપરથી જોઇ શકાય છે.

---

૧ આ મેઘ-દૂત જૈન સમાજમાં કેટલું પ્રિય થઇ પડ્યું હશે તે તેની સમસ્યારૂપે લખાયેલાં ચન્દ્ર-દૂત, ચેતો-દૂત, નેમિ-દૂત, શીલદૂત નામનાં કાવ્યો ઉપરથી જોઇ શકાય છે.

૨ આ એક અનુપમ નાટક છે. કહ્યું પણ છે કે—

" काव्येषु नाटकं रम्यं, तत्र रम्यं शकुन्तला ।
तत्रापि च चतुर्थोऽङ्कः—स्तत्र श्लोकचतुष्टयम् ॥१॥ "

" तावद् भा भारवेर्भाति यावन्माघस्य नोदयः ।
उदिते च पुनर्माघे, भारवेर्भा रवेरिव ॥ १ ॥"—*अनुष्टुप्
—ઉદ્ધવ દૂત

અર્થાત્ જ્યાં સુધી માઘનો ઉદય થયો નથી, ત્યાં સુધી ભારવિની પ્રભા શોભે છે. પરંતુ વળી જ્યારે માઘનો ઉદય થાય છે, ત્યારે ભારવિની પ્રભા (માઘ માસના) સૂર્ય જેવી બને છે.

આ કવિરાજ તો કાલિદાસથી પણ કાવ્ય-ચાતુર્યમાં ચઢિયાતા છે એમ કેટલાકોનું માનવું છે. કહ્યું પણ છે કે—

" उपमा कालिदासस्य, भारवेरर्थगौरवम् ।
दण्डिनः पदलालित्यं, माघे सन्ति त्रयो गुणाः ॥ १ ॥"—अनु०

અર્થાત્ ઉપમા તો કાલિદાસની, અર્થ ગૌરવ ભારવિનું અને પદ-લાલિત્ય તો દણ્ડીનું છે, જ્યારે એ ત્રણે ગુણો માઘને વિષે દૃષ્ટિ-ગોચર થાય છે.

આ કવીશ્વરના સમય પરત્વે પણ મત-ભેદ છે. છતાં પણ ઇ. સ. ના નવમા સૈકામાં કે તે પૂર્વે—નહિ કે ત્યાર પછી તેઓ થઇ ગયા છે એમ વિદ્વાનોનું માનવું છે. જૈનો આને ઉપમિતિ-ભવપ્રપંચકથાના કર્તા મુનિરાજ શ્રીસિદ્ધર્ષિના બંધુ તરીકે ઓળખાવે છે ( જુઓ પ્રભાવક-ચરિત્રમાંના શ્રીસિદ્ધર્ષિ-પ્રબન્ધનો ત્રીજો શ્લોક ).

શ્રીહર્ષ—

કવિવર શ્રીહર્ષે નૈષધીય ચરિત ઉપરાંત અન્ય કોઇ ગ્રન્થ રચ્યો હોય તો તે જોવામાં આવતો નથી.

મમટ્ટ—

આ કાવ્યની ટીકામાં નિવેદન કર્યા મુજબ મમટ્ટ એ મહાભાષ્યના વૃત્તિકાર છે. આ સંબંધમાં વિશેષ માહિતી મને મળી શકી નથી, પરંતુ એટલું તો કહેવું પડશે કે કાવ્ય-પ્રકાશના કર્તા મમ્મટ તે આનાથી જૂદા છે.

વાલ્મીકિ—

રામાયણના કર્તા આદ્ય કવીશ્વર વાલ્મીકિના નામથી કોણ અજાણ્યું હોઇ શકે ? એના સ્વરૂપ વિષે વધારે વિવેચન કરવું એ એની ખ્યાતિમાં ન્યૂનતારૂપજ થઇ પડે, તેથી આ સંબંધમાં કવિવર ધનપાલે તિલકમંજરીના અવતરણમાં ૨૦મા પદ્ય દ્વારા સૌથી પ્રથમ કવિ તરીકે જેમને નમસ્કાર કર્યો છે તે આજ છે એ વાતનું સૂચન કરનારૂં નીચેનું પદ્ય રજુ કરવું બસ થશે.

" प्रस्तावनादिपुरुषौ, रघुकौरववंशयोः ।
वन्दे वाल्मीकिकानीनौ, सूर्याचन्द्रमसाविव ॥ १ ॥"

---

* अनुष्टुप्-लक्षणम्—

" श्लोके षष्ठं गुरु ज्ञेयं, सर्वत्र लघु पञ्चमम् ।
द्विचतुःपादयोर्ह्रस्वं, सप्तमं दीर्घमन्ययोः ॥ १ ॥"

૧ પાણિનિએ રચેલાં સૂત્રો ઉપર પતંજલિએ જે ટીકા રચી છે તેને ' મહાભાષ્ય ' કહેવામાં આવે છે તેજ આ છે ?

અર્થાત્ 'રઘુ'વંશ અને 'કૌરવ'વંશની વર્ણનાને વિષે પ્રથમ પુરુષોરૂપ **વાલ્મીકિ** અને **કાનીન** ( વ્યાસ )ને પ્રારંભ ( પ્રવૃત્તિ )ને વિષે આદિપુરુષરૂપ સૂર્ય અને ચન્દ્રની જેમ હું વંદું છું.

પાણિનિ—

**પાણિનિ**એ અષ્ટાધ્યાયી વ્યાકરણ રચ્યું છે. આ વ્યાકરણ વિદ્વદ્-વર્ગમાં અતિશય માનનીય છે. વળી એ પણ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે **શ્રીવિજયરત્ન**-શિષ્યે **પાણિનીય દ્વયાશ્રય** નામનું ૧૮૦ શ્લોકનું કાવ્ય રચ્યું છે.

**કાલિદાસાદિક કવિઓનું જૈન સમાજમાં સ્થાન—**

એ તો દેખીતી વાત છે કે **કાલિદાસ** પ્રમુખ મહાકવિઓનો અજૈન-હિંદુ સમાજમાં ઘણો સત્કાર થયો છે. પરંતુ ખુશી થવા જેવી હકીકત તો એ છે કે જૈન સમાજે પણ તેમનો સત્કાર કરવામાં પાછી પાની કરી નથી ( આ જૈનોની ઉદારતા-ગુણગ્રાહકતા સૂચવે છે, કેમકે જૈન કવિઓને અજૈન સમાજમાં યથાયોગ્ય સ્થાન અપાયું હોય એમ જોવામાં આવ્યું નથી ).

પ્રથમ તો આ કાવ્યથી જોઇ શકાય છે તેમ શ્રી**ભાવપ્રભ**સૂરિ પણ **કાલિદાસા**દિકની પ્રશંસા કરે છે. આ ઉપરાંત તેમના કરતાં સાત શતાબ્દી પૂર્વે થઇ ગયેલા કવીશ્વર **ધનપાલે** પણ આ મહાકવિઓની સ્તુતિ કરી છે. આ વાતના સમર્થનમાં નીચે મુજબનાં **તિલકમંજરી**નાં ૨૫ મા અને ૨૮ મા પદ્યો રજુ કરવામાં આવે છે.

" म्लायन्ति सकलाः कालि-दासेनासन्नवर्तिना ।
गिरः कवीनां दीपेन, मालतीकलिका इव ॥—अनु०
माघेन विघ्नितोत्साहा, नोत्सहन्ते पदक्रमे ।
स्मरन्ति भारवेरेव, कवयः कपयो यथा ॥"—अनु०

અર્થાત્ જેમ પાસે રહેલા દીપથી માલતી-કલિકા મ્લાન થઇ જાય છે, તેમ સમીપમાં રહેલા **કાલિદાસ**થી ( અન્ય ) સર્વે કવિઓની વાણીઓ મ્લાન બની જાય છે.

જેમ વાંદરાઓ માઘ ( માસની ઠંડી )થી ભગ્ન ઉત્સાહવાળા થઇ ચરણ-ન્યાસને વિષે ઉત્સાહ ધારણ કરતા નથી પરંતુ સૂર્યની કાન્તિનુંજ સ્મરણ કરે છે, તેમ કવિઓ **માઘ**થી નિરુત્સાહી બની કાવ્ય રચવામાં ઉત્સાહ ધરતા નથી, કિન્તુ **ભારવ**નેજ યાદ કરે છે.

આ ઉપરાંત આ કવીશ્વરોમાંથી કેટલાકને લગતી હકીકતો પણ જૈન ગ્રન્થોમાં નજરે પડે છે. જેમકે શ્રી**મેરુતુંગ**સૂરિએ રચેલા **પ્રબન્ધચિન્તામણિ** નામના ગ્રન્થમાં પ્રથમ સર્ગમાં [1]**કાલિદાસ** સંબંધી અને દ્વિતીય સર્ગમાં **માઘ** સંબંધી હકીકત મળી આવે છે, જ્યારે શ્રી**રાજશેખર**સૂરિપ્રણીત **ચતુર્વિંશતિ-પ્રબન્ધ**માં તો શ્રી**હર્ષ** કવિને લગતો એક આખો પ્રબન્ધ છે.

---

૧ કવીશ્વર કાલિદાસને લગતો ઉલ્લેખ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિકૃત **કાવ્યાનુશાસન**માં કાવ્યફળમાં જોવામાં આવે છે.

## માઘ-પ્રબન્ધ.

'ઉજ્જયિની' નગરીમાં ભોજ રાજા રાજ્ય કરતો હતો. તેણે માઘ પણ્ડિતની વિદ્વત્તાની તેમજ તેની દાન-શક્તિની પ્રશંસા થતી ઘણી વાર સાંભળી, તેથી તે તેને જોવાને આતુર બની ગયો. આથી તેણે 'શ્રીમાલ' નગરમાં વસતા માઘ પણ્ડિતને તેડી લાવવા રાજસેવકોને મોકલ્યા. તેમની સાથે કવીશ્વર માઘ આવતાં રાજાએ તેનો સત્કાર કર્યો. વિશેષમાં તેણે તેને યથેષ્ટ ભોજન જમાડીને પોતાની પાસે પોતાના જેવા પલંગમાં સુવાડયો અને શિયાળો હોવાથી તેને ઓઢવાને માટે યોગ્ય કંબલ પણ આપી તેમજ તેની સાથે વાર્તા-વિનોદ પણ કર્યો.

આ પ્રમાણે કવીશ્વર અને રાજાના દિવસો સુખે નિર્ગમન થતા હતા તેવામાં એક દિવસે સવારના માંગલિક વાજીંત્રના શબ્દ સાંભળીને જાગેલા ભોજ રાજા પાસે માઘ પણ્ડિતે પોતાને ઘેર જવાની રજા માંગી. આથી રાજા વિસ્મય પામી ગયો અને તેણે તેને પૂછયું કે શું આપની ભોજન, શય્યા, આચ્છાદન ઈત્યાદિ રૂપ સેવામાં કંઇ ખામી આવી ગઇ છે કે આપ જવા ઇચ્છો છો? આના ઉત્તરમાં માઘે જણાવ્યું કે હું ટાઢ સહન કરી શકતો નથી. આથી રાજાએ ન છૂટકે રજા આપી એટલે તે પોતાને દેશ જવા નીકળ્યો. રાજા તેને સામો વળાવવા ગયો. છૂટા પડતાં માઘે રાજાને વિનતિ કરી કે આપ એક વાર મારે ઘેર પધારવા કૃપા કરશો. આ વાત રાજાએ કબૂલ કરી.

ત્યાર બાદ થોડેક દિવસે ભોજ રાજા માઘની સંપત્તિ જોવાને માટે 'શ્રીમાલ' નગર તરફ જવા નીકળ્યો. ત્યાં રાજા આવી પહોંચતાં માઘે તેનું યોગ્ય સન્માન કર્યું. રાજા પોતાના સૈન્ય સહિત માઘ પણ્ડિતની ઘોડા બાંધવાની જગ્યાના એક ખૂણામાં સમાઇ જાય તેમ હતું તોપણ આ પણ્ડિતે ભોજ રાજાને પોતાના મહેલમાંજ ઉતારો આપ્યો.

આ મહેલની સમગ્ર ભૂમિ સુવર્ણમય હતી અને તેમાં દેવસ્થાનની ભૂમિ તો મણિ, મરકત હીરા વિગેરે કીંમતી ઝવેરાતથી જડેલી હતી. આથી સ્નાન કર્યા બાદ ત્યાંથી જતી વેળાએ તે ભૂમિને સેવાળયુક્ત જળવાળી સમજીને રાજાએ પોતાનું વસ્ત્ર ઊંચું લેવા માંડયું. તે વખતે સેવકોએ ખરી વાત કહીને તેની ભ્રાન્તિ દૂર કરી. વળી ભોજન સમયે પોતાને માટે આવેલા સુવર્ણના થાળમાં પોતાના દેશમાં નહિ ઉત્પન્ન થતા એવા તેમજ અન્ય ઋતુમાં ઉત્પન્ન થતા એવા અનેક પદાર્થો જોઇને રાજા સ્તબ્ધ બની ગયો. ભોજન કર્યા બાદ માઘે રાજાને સ્વાદિષ્ટ ફળો તેમજ જાત જાતનો મેવો ખાવા આપ્યાં. રાત્રિ પડતાં માઘ ભોજ રાજાને ચન્દ્રશાલામાં લઇ ગયો. ત્યાં અનેક પ્રકારના પૂર્વે નહિ જોયેલા ગ્રન્થો તેમજ તરેહવાર વસ્તુઓ ઉપર રાજાની દૃષ્ટિ પડી. આ બધું જોઇને રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. વળી શિયાળામાં પણ રાજાને ઉનાળાની ભ્રાન્તિ થઇ આવી, તેથી તેણે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા અને ચંદનનો લેપ કર્યો. એમ કરી પંખાના મંદ મંદ વાયુનો અનુભવ કરતો રાજા નિદ્રાધીન થઇ ગયો. આખી રાત્રિ ક્યાં પસાર થઇ ગઇ તેની તેને જરાએ ખબર પડી નહિ. પ્રાતઃકાળ થતાં શંખ-નાદથી જાગૃત બનેલા રાજાને માઘ ક્ષણે ક્ષણે સુખ શાન્તિની ખબર પૂછવા લાગ્યો.

---

૧ પ્રબન્ધચિન્તામણિનો આધાર લઇને મેં આ પ્રબન્ધ અત્ર આપ્યો છે.

આ પ્રમાણે સુખેથી દિવસો પસાર થતા હતા, તેવામાં એક દિવસે રાજાએ પોતાને નગરે જવા માટે માઘની રજા માંગી. તે વખતે માઘે પોતે રચવાને ઇચ્છેલા એવા 'ભોજસ્વામિપ્રસાદ' નામના ગ્રન્થનું પુણ્ય તેને અર્પણ કર્યું. ત્યાર પછી રાજા પોતાને નગરે ગયો.

માઘનો જન્મ થયો, ત્યારે તેના પિતાએ નૈમિત્તિક દ્વારા તેનું શુભાશુભ ફળ પૂછ્યું હતું. ત્યારે તેણે કહ્યું હતું કે તમારા પુત્રને પૂર્વ અવસ્થામાં ઘણીજ સમૃદ્ધિ મળવાથી તેનો મોટો ઉદય થશે, પરંતુ ઉત્તર અવસ્થામાં તેની સમૃદ્ધિ ક્ષીણ થઇ જશે અને પગે સોજા આવતાં તે મરી જશે.

આ પ્રમાણેની પોતાના પુત્રની દુઃખદ સ્થિતિથી વાકેફગાર બનેલા માઘના પિતાએ મનુષ્યનું સો વર્ષનું આયુષ્ય કલ્પીને તેણે સોનામાં જડાવેલા હીરાના ૩૬૦૦૦ હાર કરાવી ભંડારમાં મેલ્યા હતા. આ ઉપરાંત અન્ય પ્રકારની પણ સમૃદ્ધિ માઘને અર્પણ કરીને તેમજ તેને યોગ્ય શિક્ષા આપીને તેના પિતા મરણ પામ્યા હતા.

પિતાના અવસાન પછી કુબેરના જેવી ઋદ્ધિવાળા માઘે પણ્ડિતોને તેમજ યાચકોને મોં માંગ્યું દાન દેવા માંડયું. એમ કરતાં કરતાં તેની સમગ્ર સમૃદ્ધિ ક્ષીણ થઇ ગઇ. **શિશુપાલવધ** નામના મહાકાવ્યને રચી પણ્ડિતોને આશ્ચર્યાંકિત કરનારો માઘ પણ્ડિત એવો દરિદ્ર બની ગયો કે તે પોતાના દેશમાં રહેવાને પણ અસમર્થ થયો. આથી તેણે ભોજ રાજા પાસે જવા વિચાર કર્યો. તેના નગરની બહાર તે આવી પહોંચ્યો એટલે તેણે પોતાની પત્નીને પોતે રચેલું કાવ્ય આપીને રાજા પાસે મોકલી. ભોજ રાજા માઘની પત્નીની આવી દુર્દશા જોઇને અતિશય અચંબો પામ્યો. તેણે માઘે મોકલેલું પુસ્તક શલાકા મૂકીને જોયું. તેમ કરતાં તેણે તેમાં નીચે મુજબનો શ્લોક જોયો:—

" कुमुदवनमपश्रि श्रीमदम्भोजखण्डं
त्यजति मदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ।
उदयमहिमरश्मिर्याति शीतांशुरस्तं
हतविधिलसितानां ही विचित्रो विपाकः ॥"—मालिनी[1]

—શિશુપાલવધ સ૦ ૧૧, શ્લો૦ ૫૪

આનો અર્થ એ છે કે જ્યારે સૂર્ય ઊગે છે, ત્યારે ચન્દ્ર અસ્ત પામે છે. કુમુદોનું વન (સંકોચાઇ જવાથી) શોભારહિત બને છે, જ્યારે પદ્મવન ( ખીલી નીકળવાથી ) શોભી રહે છે. ઘુવડ ( અંધ થવાથી ) પોતાનો ગર્વ તજી દે છે, જ્યારે ચક્રવાક ( તેના વિરહનો અંત આવવાથી ) આનંદ પામે છે. આથી કરીને જ્યારે દૈવ રૂઠે છે, ત્યારે તેનો વિચિત્ર વિપાક અનુભવવો પડે છે.

આ કાવ્યને વાંચ્યા બાદ તેનો અર્થ વિચારતાં ભોજ રાજાએ માઘની પત્નીને કહ્યું કે આ કાવ્યના બદલામાં આખી પૃથ્વી આપી દઉં તો તે પણ ઓછી છે, તેથી સમયાનુસાર અર્થની પુષ્ટિ કરનારા આ 'ही' શબ્દનું મૂલ્ય હું એક લાખ રૂપિયા આપું છું. એમ કહી તેણે તે સ્ત્રીને તેટલું મૂલ્ય આપી વિદાય કરી.

---

१ मालिनीलक्षणम्—

" ननमयययुतेयं मालिनी भोगिलोकैः ।"

માર્ગે જતાં યાચક-લોકોએ આ સ્ત્રીને માઘની પત્ની તરીકે ઓળખી એટલે તેઓ તેની પાસે યાચના કરવા લાગ્યા. તેમને દાન આપતી આપતી જ્યારે તે માઘ પાસે આવી, ત્યારે તેની પાસે એક કોડી પણ રહી હતી નહિ. તે જેવી ગઇ હતી તેવીજ તેને ખાલી હાથે આવેલી જોઇને માઘે તેને તે સંબંધમાં ખુલાસો કરવા કહ્યું. તેની સ્ત્રીએ સત્ય હકીકત નિવેદન કરી એટલે પગે આવેલા સોજાથી પીડાતો માઘ બોલ્યો કે તું મારી મૂર્તિમતી કીર્તિ છે. એવામાં તેની પાસે યાચકો દાન લેવા આવી પહોંચ્યા. તેમને જોઇને દાન આપવા માટે ફુટી બદામ પણ પોતાની પાસે નહિ હોવાથી માઘને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તે નીચે મુજબનાં પદ્યો બોલ્યો—

" अर्था न सन्ति न च मुञ्चति मां दुराशा
 [1]दानाद्धि सङ्कुचति दुर्ललितः करो मे ।
याञ्चा च लाघवकरी स्ववधे च पापं
 प्राणाः ! स्वयं व्रजत [2]किं परिदेवितेन ? ॥ १ ॥–वसन्ततिलका
दारिद्र्यानलसन्तापः, शान्तः सन्तोषवारिणा ।
[3]दीनाशाभङ्गजन्मा तु, केनायमुपशाम्यतु ॥ २ ॥–अनु०
व्रजत व्रजत प्राणा !, अर्थिनि व्यर्थतां गते ।
पश्चादपि हि गन्तव्यं, क्व सार्थः पुनरीदृशः ? ॥ ३ ॥–अनु०
न भिक्षा दुर्भिक्षे पतति दुरवस्थाः कथमृणं
 लभन्ते कर्माणि [4]क्षितिपरिवृढान् कारयति कः ।
अदत्त्वाऽपि ग्रासं ग्रहपतिरसावस्तमयते
 क्व यामः किं कुर्मो गृहिणि ! गहनो जीवितविधिः ॥ ४ ॥—[5]शिखरिणी
क्षुत्क्षामः पथिको मदीयभवनं पृच्छन् कुतोऽप्यागतः
 तत् किं गेहिनि ! किञ्चिदस्ति यदयं भुङ्क्ते बुभुक्षातुरः ? ।
वाचाऽस्तीत्यभिधाय नास्ति च पुनः प्रोक्तं विनैवाक्षरैः
 स्थूलस्थूलविलोललोचनजलैर्बाष्पाम्भसां बिन्दुभिः ॥ ५ ॥"–[6]शार्दूलविक्रीडितम्

અર્થાત્ ( મારી પાસે ) દ્રવ્ય નથી. વળી દુષ્ટ આશા મને છોડતી નથી, તેથી ( મારો ) દુર્લલિત હાથ દાન આપવામાં સંકોચાય છે. વળી ( દાન આપવાને માટે ) ભીખ માગવી તે શરમ ભરેલું છે તેમજ આપઘાત કરવો તે પાપ છે. માટે હવે શોક કરવાથી શું ! વાસ્તે હે પ્રાણ! તમે તમારી મેળે ચાલ્યા જાઓ.—૧

દારિદ્ર્યરૂપ અગ્નિનો દાહ સંતોષરૂપ જળથી શાંત થાય છે, પરંતુ ગરીબોની આશાનો ભંગ કરવાથી ઉત્પન્ન થયેલો સંતાપ કોઇ પણ રીતે શાંત થતો નથી.—૨

---

१ 'त्यागान्न सङ्कुचति दुर्ललितं मनो मे' इति पाठः शिशुपालवधोपोद्घाते । २ 'किं नु विलम्बितेन' इति तत्रत्यः पाठः । ३ 'याचकाशाविघातान्तर्दाहः केनोपशाम्यति' इति तत्र पाठः । ४ 'द्विजपरि०' इति तत्रैव पाठः ।

५ शिखरिणीलक्षणम्—

" रसै रुद्रैश्छिन्ना यमनसभला गः शिखरिणी । "

६ शार्दूलविक्रीडितलक्षणम्—

" सूर्याश्वैर्मसजस्ततः सगुरवः शार्दूलविक्रीडितम् । "

જ્યારે યાચક નિરાશ થઇને જાય છે, તો પછી હે પ્રાણ ! તમે પણ ચાલવા માંડો, કેમકે પાછળથી પણ તમારે જવાનું છે અને વળી ફરીથી આવો સાર્થ પણ ક્યાંથી મળશે !—૩

વળી દુકાળમાં ભિક્ષા મળતી નથી તેમજ ગરીબને કોઇ ધીરતું નથી. વળી પૃથ્વીમાં શ્રેષ્ઠ એવા ( આપણા જેવા બ્રાહ્મણો )ની પાસે દાસપણું પણ કોણ કરાવે ? ગ્રાસ આપ્યા વિના સૂર્ય અસ્ત પામે છે, તો હે ગૃહિણી ! આપણે ક્યાં જઇએ અને શું કરીએ ? આ જીવન-વિધિ ગહન છે.—૪

ભૂખથી પીડાતો મુસાફર મારૂં ઘર પૂછતો પૂછતો કોઇક સ્થળેથી આવ્યો છે, તો હે ગૃહિણી ! એ ક્ષુધાતુર ખાઇ શકે એવું કંઇ ઘરમાં છે ? ત્યારે તેના પ્રત્યુત્તરમાં તેની સ્ત્રીએ વચન દ્વારા 'છે' એમ કહીને નેત્રમાંથી પડતાં (બોર બોર જેવડાં) મોટાં આંસુના બિન્દુઓ વડે વગર બોલેજ 'નથી' એમ સૂચવ્યું.—૫

આથી અત્યંત ખિન્ન થયેલા **માઘ** પણ્ડિતના પ્રાણ પરલોક પ્રયાણ કરી ગયા.

સવારના રાજાને તે વાતની ખબર પડતાં તેને ઘણો શોક થયો. વિશેષમાં 'શ્રીમાલ' નગરમાં **માઘ**ની જ્ઞાતિમાં ધનિકો હોવા છતાં તેમણે તેની ઉપેક્ષા કરી, તેથી તેણે તે નગરનું 'ભીલમાલ' એવું નામ પાડ્યું.

## [1]શ્રીહર્ષ-પ્રબન્ધ

પૂર્વ દેશમાં 'કાશી' પુરીને વિષે **ગોવિન્દચન્દ્ર** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને **જયન્તચન્દ્ર** નામનો એક પુત્ર હતો. આને રાજ્ય સોંપીને તે રાજાએ યોગ-માર્ગે પરલોક સાધ્યો. **જયન્તચન્દ્ર** પાસે અનેક વિદ્વાનો હતા. તેમાં એક **હીર** નામે બ્રાહ્મણ હતો. આ બ્રાહ્મણને **શ્રીહર્ષ** નામનો પુત્ર હતો.

**શ્રીહર્ષ** બાળક હતો તેવામાં એક દિવસે એક પણ્ડિતે રાજ-સભામાં તેના પિતાનો પરાજય કરી તેને મૌન કરી નાખ્યો. આથી લજ્જા પામી મનમાં વૈર ધારણ કરતો **હીર** દિવસ ગુજારવા લાગ્યો. મૃત્યુ-સમયે તેણે પોતાના પુત્ર **શ્રીહર્ષ**ને કહ્યું કે હે વત્સ ! અમુક પણ્ડિતે રાજ-સભામાં મારો માન-ભંગ કર્યો છે; વાસ્તે જો તું મારો સાચો પુત્ર હોય, તો તે અપમાનનું વૈર લેજે. **શ્રીહર્ષે** તેમ કરવા હા પાડી એટલે તેનો પિતા સુખેથી મરણ પામ્યો.

કાલાન્તરે **શ્રીહર્ષે** કુટુંબનો ભાર યોગ્ય જનોને સોંપ્યો અને તે પોતે વિદેશમાં વિદ્યા પ્રાપ્ત કરવા ગયો. વિદેશમાં રહીને તેણે તર્ક, અલંકાર, ગીત, ગણિત, જ્યોતિષ્, મન્ત્ર, વ્યાકરણ ઇત્યાદિ વિવિધ વિષયોનું જ્ઞાન મેળવ્યું. વિશેષમાં તેણે પોતાના ગુરૂએ આપેલા 'ચિન્તામણિ' મન્ત્રની એક વર્ષ પર્યંત ખંતથી સાધના કરી. એથી **ત્રિપુરા** ( **સરસ્વતી** ) દેવી પ્રત્યક્ષ થઇ અને તેણે **શ્રીહર્ષ**ને અમોઘાદેશ ( નિષ્ફળ નહિ જાય એવી આજ્ઞા ) ઇત્યાદિ વરદાનો આપ્યાં.

આથી ગર્વિષ્ઠ બનેલો **શ્રીહર્ષ** સર્વની સાથે વાદ કરવા લાગ્યો, પરંતુ તેની ભાષા લોકના સમજવામાં આવતી હતી નહિ તેથી તેને ખેદ થયો. તેથી તેણે **સરસ્વતી**ની સ્તુતિ કરી એટલે

---

[1] શ્રીરાજશેખરસૂરિકૃત ચતુર્વિંશતિ-પ્રબન્ધનો આધાર લઇને આ પ્રબન્ધ તૈયાર કરવામાં આવ્યો છે.

તે પ્રત્યક્ષ થઇ. તેમ થતાં તેણે કહ્યું કે હે માતા ! મને તો અતિપ્રતિજ્ઞા પણ દોષરૂપ થઇ પડી છે. **સરસ્વતી**એ તેના ઉત્તરમાં કહ્યું કે મધ્ય રાત્રિએ જળથી મસ્તક પલાળી દહીં ખાઇ તું સુઇ જજે. આથી કફાંશાવતારને લઇને તારી બુદ્ધિમાં સહજ જડતા પ્રાપ્ત થશે.

શ્રીહર્ષે આ પ્રમાણે કર્યું એટલે તે સ્થિર-વાક્ થયો અને ત્યાર પછી તેણે ખંડનાદિકના સો કરતાં વધારે ગ્રન્થો રચ્યા. આ પ્રમાણે કૃતકૃત્ય થઇને તે સ્વદેશ તરફ જવા નીકળ્યો. પોતાના નગરની બહાર રહીને તેણે 'કાશી' નરેશ જયન્તચન્દ્રને કહાવ્યું કે હું ભણીને આવ્યો છું.

આ સાંભળીને તે ગુણાનુરાગી રાજા હીરના વૈરી પ્રમુખ અનેક પણ્ડિતોને સાથે લઇને સામો ગયો અને તેણે શ્રીહર્ષને પ્રણામ કર્યો. શ્રીહર્ષે પણ યથાવિધિ રાજાદિકને માન આપ્યું. વિશેષમાં રાજાને ઉદ્દેશીને તેણે કહ્યું કે—

" गोविन्दनन्दनतया च वपुःश्रिया च
　　माऽस्मिन् नृपे कुरुत कामधियं तरुण्यः ।।
अस्त्रीकरोति जगतां विजये स्मरः स्त्री-
　　मस्त्रीजनः पुनरनेन विधीयते स्त्री ॥ "—वसन्ततिलका

હે સુન્દરીઓ ! આ નરેશ્વર [1]ગોવિન્દ-નન્દન છે તેથી કે એના દેહ-લાવણ્યથી તમે તેના ઉપર કામ-બુદ્ધિ કરશો નહિ; કેમકે કામદેવ જગત્‌નો વિજય કરવામાં [2]સ્ત્રીને અસ્ત્રી કરે છે અને આ તો [3]અસ્ત્રીને સ્ત્રી કરે છે.

આથી રાજા તથા સભા ઘણા ખુશી થયાં. પોતાના પિતાના વૈરીને જોઇને શ્રીહર્ષે કટાક્ષ-પૂર્વક કહ્યું કે—

" साहित्ये सुकुमारवस्तुनि दृढन्यायग्रहग्रन्थिले
　　तर्के वा मयि संविधातरि समं लीलायते भारती ।
शय्या वाऽस्तु मृदूत्तरच्छदवती दर्भाङ्कुरैरास्तृता
　　भूमिर्वा हृदयङ्गमो यदि पतिस्तुल्या रतिर्योषिताम् ॥ "-शार्दूल०

સુકુમાર વસ્તુવાળા સાહિત્યમાં કે દૃઢ ન્યાય ગ્રહથી કઠિન એવા તર્કમાં મારા પ્રતિ ભારતી-સમાન લીલા આચરે છેઃ મૃદુ આચ્છાદનવાળી શય્યા હો કે દર્ભાંકુરની પાથરેલી ભૂમિ હો તો પણ જો પોતાને ગમતો પતિ હોય તો તે સ્ત્રીને રતિ સરખીજ થાય છે.

આ સાંભળીને તેના પિતાના વૈરી પણ્ડિતે કહ્યું કે હે વાદિરાજ ! હે ભારતીસિદ્ધ ! તમારી સમાન કે તમારાથી અધિક કોઇ નથી. વિશેષમાં—

"हिंस्राः सन्ति सहस्रशोऽपि विपिने शौण्डीर्यवीर्योद्धता-
　　स्तस्यैकस्य पुनः स्तवीमहि महः सिंहस्य विश्वोत्तरम् ।
केलिः कोलकुलैर्मदो मदकलैः कोलाहलं नाहलैः
　　संहर्षो महिषैश्च यस्य मुमुचे साहंकृतेर्हुंकृतेः ॥"—शार्दूल०

---

૧ ગોવિન્દનન્દનના 'ગોવિન્દચન્દ્રનો પુત્ર' અને 'કૃષ્ણનો પુત્ર (પ્રદ્યુમ્ન)' એમ બે અર્થો થાય છે.

૨-૩ સ્ત્રીને અસ્ત્રી કરે છે એટલે સ્ત્રીને પુરૂષ બનાવે છે અને અસ્ત્રીને સ્ત્રી કરે છે એટલે પુરૂષને સ્ત્રી બનાવે છે. આ ઉક્તિ-વિરોધનો પરિહાર અસ્ત્રી એટલે અસ્ત્રને ધારણ કરનાર એવો અર્થ કરવાથી થાય છે. તાત્પર્ય એ છે કે કામદેવ સ્ત્રીને પોતાની અસ્ત્રધારિણી બનાવે છે, જ્યારે આ રાજા અસ્ત્રધારીને પણ સ્ત્રી જેવા કરી દે છે.

અર્થાત્ પોતાની કુશલતાના બળથી ઉદ્ધત બનેલાં એવાં હિંસક પ્રાણીઓ વનમાં ઘણાં હોય છે, પરંતુ એકલા સિંહનાજ અલૌકિક બળની અમે સ્તુતિ કરીએ છીએ; કેમકે તેનો અહંકારથી યુક્ત હુંકાર સાંભળતાંજ કૌલ-કુલો[1] કેલિ, મદકલો[2] મદ, નાહલો[3] કોલાહલ અને મહિષો[4] હર્ષ ત્યજી દે છે.

આ પ્રત્યુત્તર સાંભળીને શ્રીહર્ષનો ક્રોધ ઉતરી ગયો. રાજાએ પણ એ પણ્ડિતની પ્રશંસા કરતાં કહ્યું કે તમે સમયજ્ઞ છો, કેમકે અહિંઆ પ્રતિવાદીપણાનું કંઇ કામ હતું નહિ. આમ કહીને હીરના વૈરીને અને શ્રીહર્ષને રાજાએ પરસ્પર ભેટાડ્યા અને ઉભયને મિત્રાચારી કરાવી રવાના કર્યા.

એક વાર રાજાએ શ્રીહર્ષને કહ્યું કે હે વાદીન્દ્ર ! કોઇ ઉત્તમ પ્રબંધ રચો. રાજાની સૂચનાને માન આપીને તેણે દિવ્ય રસવાળું અને અતિગૂઢ વ્યંગ્યવાળું નૈષધ-કાવ્ય રચ્યું અને રાજાને તે બતાવ્યું. આ જોઇને તેણે કહ્યું કે તમે કાવ્ય તો બહુ સારૂં રચ્યું છે. પરંતુ 'કાશ્મીર' જઇને ત્યાંના પણ્ડિતોને આ બતાવો. ત્યાં શારદા-પીઠ ઉપર **સરસ્વતી** સાક્ષાત્ બીરાજે છે; તેના હાથમાં આ ગ્રન્થ મૂકો. **સરસ્વતીને** જે પ્રબન્ધ રૂચતો નહિ હોય તેને તે કચરાની પેઠે ફેંકી દે છે, જ્યારે તેને જે પ્રબન્ધ રૂચતો હોય છે તેને તે માથું હલાવતાં સારો કહી સ્વીકારે છે અને તેમ થતાં તે વખતે પુષ્પ-વૃષ્ટિ પણ થાય છે.

રાજાએ આપેલા દ્રવ્યથી મહાસામગ્રી તૈયાર કરાવી શ્રીહર્ષ 'કાશ્મીર' ગયો. ત્યાં જઇને તેણે આ પ્રબન્ધ **સરસ્વતીના** હાથમાં મૂક્યો એટલે તેણે તેને ફેંકી દીધો. ત્યારે શ્રીહર્ષે તેને કહ્યું કે તું ઘરડી થઇ તેથી તારી અક્કલ ગઇ છે કે શું ? મારા પ્રબન્ધને પણ અન્યના પ્રબન્ધ જેવો ગણે છે ? **સરસ્વતીએ** ઉત્તર આપ્યો કે આ પ્રબન્ધના ૧૧મા સર્ગમાં ૬૪મા[5] શ્લોકમાં તેં મને **વિષ્ણુની** પત્નીરૂપે વર્ણવી છે અને એમ કરીને મારી કુમારિકા તરીકેની કીર્તિને બટ્ટો લગાડ્યો છે, માટે મેં આ પ્રબંધને ફેંકી દીધો.

આ પ્રમાણેનું **સરસ્વતીનું** કહેવું સાંભળીને શ્રીહર્ષે કહ્યું કે એક અવતારમાં તેં **નારાયણને** પતિ તરીકે સ્વીકાર્યા હતા, તેથી પુરાણમાં તને **વિષ્ણુ**-પત્ની તરીકે ઓળખાવવામાં આવી છે. આના આધારે મેં આ વાત મારા કાવ્યમાં લખી છે, તો પછી તું ગુસ્સે કેમ થાય છે ? કોપ કરવાથી કલંક ભુસાઇ જતું નથી.

આ પ્રમાણેનો ઉત્તર સાંભળીને **સરસ્વતીએ** પોતાની મેળે પુસ્તક હાથમાં લીધું અને સભા સમક્ષ તેની ઘણી પ્રશંસા કરી. શ્રીહર્ષે ત્યાંના પણ્ડિતોને કહ્યું કે આ ગ્રન્થ અહિંના

---

૧ ડુક્કર. ૨ મદોન્મત્ત હાથી. ૩ મ્લેચ્છ જાતિ. ૪ પાડા.

૫ આ રહ્યો તે શ્લોકઃ—

" देवी पवित्रितचतुर्भुजवामभागा
वागालपत् पुनरिमां गरिमाभिरामाम् ।
एतस्य निष्कृपकृपाणसनाथपाणेः
पाणिग्रहादनुगृहाण गणं गुणानाम् ॥"—वसन्ततिलका

રાજા માધવદેવને બતાવો અને 'કાશી'નરેશ જયન્તચન્દ્ર ઉપર એવો લેખ કરી આપો કે આ ગ્રન્થ શુદ્ધ છે. શ્રીહર્ષની આ વાત ઉપર ત્યાંના બ્રાહ્મણોએ જરા પણ ધ્યાન આપ્યું નહિ એટલે તે ઘણા મહિના સુધી ત્યાં રહ્યો. તે ભાથું માત્ર ખાઇ રહ્યો અને અંતમાં બળદ વિગેરે પણ તેને વેચવાનો વારો આવ્યો.

એક વાર નદી પાસે કુવા આગળ શ્રીહર્ષ ગુપ્ત રીતે રૂદ્ર જાપ કરતો હતો. તેવામાં કોઇ ગૃહસ્થની બે દાસીઓ ત્યાં જળ ભરવા આવી. એકે કહ્યું કે હું પહેલી ભરૂં અને બીજીએ કહ્યું કે હું પહેલી ભરૂં. એમ કરતાં કરતાં તે બે જણીઓ લડી પડી. તે બંને વચ્ચે ગાળાગાળી અને અંતમાં મારામારી પણ થઇ. આથી તે બંનેએ રાજા આગળ ફરિયાદ કરી એટલે રાજાએ આ બાબતમાં કોઇ સાક્ષી હોય તો તેને હાજર કરવા કહ્યું. તે સ્ત્રીઓએ કહ્યું કે એ કુવા આગળ એક બ્રાહ્મણ જાપ જપે છે તે આ વાતનો સાક્ષી છે. આ ખબર મળતાં રાજપુરૂષો દ્વારા રાજાએ શ્રીહર્ષને બોલાવી મંગાવ્યો અને તેને સાચી હકીકત નિવેદન કરવા હુકમ કર્યો. શ્રીહર્ષે ગીર્વાણ ગિરામાં ઉત્તર આપ્યો કે હું તો પરદેશી છું અને આ પ્રાકૃત બોલનારીઓએ શું કહ્યું તે હું સમજી શક્યો નથી; માત્ર તેમના શબ્દો મને યાદ છે. રાજાએ કહ્યું કે તે કહો. એટલે તેણે તે શબ્દો બરાબર કહી સંભાળાવ્યા. આથી રાજાને ઘણો અચંબો લાગ્યો કે આની અવધારણ-શક્તિ કેવી અદ્ભુત છે!

દાસીઓના કલહનો યોગ્ય ન્યાય આપી તેમને વિદાય કર્યાં બાદ તે રાજાએ શ્રીહર્ષને પોતાની ઓળખાણ આપવા કહ્યું. આનો યોગ્ય ઉત્તર આપતાં તેણે રાજાને કહ્યું કે તમારા પણ્ડિતોની દુર્જનતાને લીધે તમારા નગરમાં મેં બહુ દુઃખ ભોગવ્યું છે. આથી રાજાએ પણ્ડિતોને બોલાવીને ઘણો ઠપકો આપ્યો અને શ્રીહર્ષનો યથાયોગ્ય સત્કાર કરવા તે પ્રત્યેકને ફરજ પાડી. પછીથી સત્કારપૂર્વક રાજાએ શ્રીહર્ષને પોતાને નગરે સત્કાર્યજ્ઞ પુરૂષો સહિત વિદાય કર્યો. તે જઇને જયન્તચન્દ્રને મળ્યો. સર્વ વૃત્તાન્ત સાંભળીને તે રાજા બહુ ખુશી થયો અને ત્યારથી નૈષધ-કાવ્ય લોકમાં પ્રસિદ્ધિને પામ્યું.

જયન્તચન્દ્રે ભોગિની તરીકે રાખેલી ગર્વિષ્ઠ વિદુષી સૂહવદેવી શ્રીહર્ષની ખ્યાતિ સહન કરી શકી નહિ, કેમકે જેમ તે વિદુષીની કલાભારતી તરીકે પ્રસિદ્ધિ હતી તેમ શ્રીહર્ષને લોકો નરભારતી કહેતા હતા. આથી એક દિવસે તેણે શ્રીહર્ષને પોતાની પાસે બોલાવ્યો અને તેનો સત્કાર કરતાં પૂછ્યું કે તમે કોણ છો? શ્રીહર્ષે જવાબ આપ્યો કે હું કલાસર્વજ્ઞ છું. આથી તે રાણીએ કહ્યું કે મને પગરખાં પહેરાવો. (આ પ્રમાણે કહેવાની મતલબ એ હતી કે જો શ્રીહર્ષ એ હું નથી જાણતો એમ કહે તો તે અસર્વજ્ઞ ઠરે.) શ્રીહર્ષે આ વાત અંગીકાર કરી અને તે પોતાને ઘેર ગયો. ઝાડનાં પાંદડાં ભેગાં કરી તેના વડે તેણે પગરખાં બનાવ્યાં અને સાંજના સૂહવદેવીને બોલાવી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. વિશેષમાં તેણે તે સ્વામિનીને કહ્યું કે રાજા આગળ પણ સિંચન કરજો; હું તો ચર્મકાર છું.

આ પ્રમાણેનું પોતાને કાર્ય કરવું પડ્યું તેથી ખિન્ન થયેલો શ્રીહર્ષ ગંગા નદીના તીરે જઇ સંન્યાસી થઇ રહ્યો. કાલાન્તરે તેનો સ્વર્ગવાસ થયો.

* * * * *

विद्यावशारसिकमानसलालसानां
चेतांसि यान्ति सुदृशां धृतिमिष्टमूर्ते ! ।
त्वय्यर्यमत्विषि तथैव नवोदयिन्यां
पद्माकरेषु जलजानि विकाशभाञ्जि ॥ ९ ॥

टीका

हे इष्टमूर्ते ! इष्टा–वल्लभा मूर्तिः–संहननं–शरीरं यस्याः सा तस्याः संबोधनं हे इष्टमूर्ते ! सुदृशां–सज्ज्ञानोपयोगिनां सुतरां पश्यन्तीति सुदृशस्तेषां सुदृशां चेतांसि–चित्तानि त्वयि विषये धृतिं-सुखं–परमाह्लादत्वं यान्ति–प्राप्नुवन्ति । किंविशिष्टानां सुदृशां ? 'विद्यावशारसिकमानसलालसानां' विद्यावशानां–विद्याविलासिनीनां रसिकमाने–शृङ्गारादिज्ञाने सलालसाः–सस्पृहाः विद्या० तेषां विद्यावशारसिकमानसलालसानां 'तत्पुरुषः'[1] । ( यद्वा ) विद्यावशासु रसिकमानसेन लालसा येषां ते तेषामिति 'बहुव्रीहिः' ।(उक्तमर्थं) अर्थान्तरेण द(द्र)ढयति–तथैव त्वयीव अर्यमत्विषि–सूर्यप्रभायां जलजानि–कमलानि धृतिं यान्ति । केषु ? पद्माकरेषु–तडागेषु । किंविशिष्टायां त्विषि ? नवोदयिन्यां प्रातरुदयं प्रापितायाम् । किंविशिष्टानि जलजानि ? 'विकाशभाञ्जि' विकाशं–साह्लादत्वं भजन्ते इत्येवंशीलानि विकाशभाञ्जि–प्रकर्षहर्षवन्तीति चेतांसि पयोजानि चेति ॥ ९ ॥

अन्वयः

( हे ) इष्ट-मूर्ते ! विद्या-वशा-रसिक-मान-स-( अथवा मानस-) लालसानां सु-दृशां ( विकाशभाञ्जि ) चेतांसि त्वयि धृतिं यान्ति, तथा एव पद्म-आकरेषु विकाशभाञ्जि जलजानि नव-उदयिन्यां अर्यमन्-त्विषि धृतिं यान्ति ।

શબ્દાર્થ

विद्या=વિદ્યા.
वशा=વનિતા, નારી.
रसिक=( १ ) રસસંબંધી; ( २ ) આનન્દિત.
मान=જ્ઞાન.
सह=સહિત.
मानस=મન.
लालसा=ઇચ્છા.
विद्यावशारसिकमानसलालसानां=( १ ) વિદ્યારૂપી વનિતાના રસસંબંધી જ્ઞાનને વિષે ઇચ્છાવાળા; ( २ ) વિદ્યારૂપી સ્ત્રીઓને વિષે આનંદિત મનથી અભિલાષા છે જેમને એવાઓના.
चेतांसि ( मू० चेतस् )=ચિત્તો.
यान्ति ( धा० या )=પામે છે.
सु=શ્રેષ્ઠતાવાચક અવ્યય.
दृश्=દૃષ્ટિ.
सुदृशां=સારી છે દૃષ્ટિ જેની એવા.
धृतिं ( मू० धृति )=આનંદને.
इष्ट=વલ્લભ, પ્રિય.
मूर्ति=શરીર.
इष्टमूर्ते !=હે પ્રિય છે શરીર જેનું એવી ! ( सं० )
त्वयि ( मू० युष्मद् )=તારે વિષે.
अर्यमन्=સૂર્ય.

1 'अयं' इत्यधिकः ख–पाठः ।

त्विष्=પ્રભા, તેજ.
अर्यमत्विषि=સૂર્યની પ્રભાને વિષે.
तथा=તેમ.
एव=જ.
नव=નવીન.
उदयिनी=ઉદયમાં આવેલી.
नवोदयिन्यां=નવીન છે ઉદય જેનો એવી.
पद्म=રાતું કમળ.
आकर=ખાણ.
पद्माकरेषु ( मू० पद्माकर )=તળાવોને વિષે.
जलजानि ( मू० जलज )=કમળો.
विकाश=( ૧ ) આનન્દ; ( ૨ ) ખીલવું તે.
भाज्=ભજનાર.
विकाशभाञ्जि=(૧) આનંદને ભજનારા; (૨) વિકાસને ભજનારા.

## પદ્યાર્થ

"જેની મૂર્તિ વલ્લભ છે એવી હે ( સરસ્વતી ) ! જેની વિદ્યારૂપી વિલાસિની (વનિતા)ના (શૃંગારાદિક) રસિક જ્ઞાનને વિષે અભિલાષા છે એવા [ અથવા જેની વિદ્યારૂપી વનિતાને વિષે રસિક મનથી અભિલાષા છે એવા ] તેમજ જેની દૃષ્ટિ સારી છે એવા ( અર્થાત્ સમ્યગ્-જ્ઞાનરૂપ ઉપયોગવાળા )નાં આનંદને ભજનારાં ચિત્તો તારે વિષે આનંદ પામે છે ( અર્થાત્ તારા સંસર્ગમાં વિદ્યા-વિલાસી જનો હર્ષિત બને છે ). તેવીજ રીતે સરોવરોમાંનાં વિકાસને પામનારાં પદ્મો નવીન ઉદયવાળી એવી ( અર્થાત્ પ્રાતઃકાલની ) સૂર્યની પ્રભાને વિષે આનંદ પામે છે ( અર્થાત્ સૂર્યોદય થવાથી તે પદ્મો ખીલી રહે છે )."—૯

* * * * *

त्वं किं करोपि न शिवे ! न समानमानान्
त्वत्संस्तवं पिपठिषो विदुषो गुरूहः ।
किं सेवयन्नुपकृतेः सुकृतैकहेतुं
भूत्याश्रितं य इह नात्मसमं करोति ॥ १० ॥

## टीका

हे शिवे–हे कल्याणिनि ! त्वं विदुषो–विचक्षणान् 'समानमानान्' मानेन–ज्ञानेन सह समानः समानः मानः–सत्कारो येषां ते समानमानास्तान् अथवा आत्मना समानं मानं–ज्ञानं येषां ते ( तान् ) समानमानान्–तुल्यज्ञानिनः ( किं ) न न करोपि ? अपितु करोपि इति । द्वौ नकारौ निर्णयं सूचयतः । किंविशिष्टान् विदुषः ? त्वत्संस्तवं–तव स्तोत्रं–गुणवर्णनं पिपठिषः–पठितुमिच्छून्, पठितुमिच्छन्तीति पिपठिषन्ति पिपठिषन्तीति पिपठिषः तान् पिपठिषः । युक्तोऽयमर्थः । इह–जगति यः पुमान् भूत्याश्रितं–धनाढ्यं पुरुषं सेवयन् प्रवर्तते । यत्तदोः ( नित्य )सम्बन्धात् तं सेवमानं नरं लक्ष्मीवान् किं आत्मसमं–आत्मना तुल्यं समृद्धं अथवा मया–लक्ष्म्या सह वर्तत इति समस्तं आत्मना–स्वभावेन समं–धनीश्वरं न करोति ? अपितु करोत्येवेत्यन्वयः । किंविशिष्टं भूत्याश्रितं ? सुकृतस्य–पुण्यस्य एकः–अद्वितीयो हेतुः सुकृतैकहेतुस्तम् । किंविशिष्टो यः पुमान् ? 'गुरूहः' ऊहि

१ 'नु' इति क–पाठः । २ 'न करोषि' इति क–पाठः । ३ 'च्छुधन्' इति ख–पाठः । ४ 'ऊह' इति ख–पाठः ।

वितर्के, ऊहनं ऊहो-विचारः, गुरुः-गरिष्ठ ऊहो-विचारो यस्य स गुरूहो-दीर्घविचारवान् । कस्याः ? उपकृतेः-उपकारस्य । दीर्घदर्शी आयतेः फलं विचारयतीत्यर्थः ॥ १० ॥

## अन्वयः

(हे) शिवे ! किं त्वं त्वद्-संस्तवं पिपठिषः विदुषः स-मान-(अथवा समान-) मानान् न न करोषि ?। उपकृतेः गुरु-ऊहः यः इह सुकृत-एक-हेतुं भूति-आश्रितं सेवयन् (प्रवर्तते), (तं) आत्मन्-समं (अथवा आत्मन् स-मं) किं न करोति ?।

## શબ્દાર્થ

त्वं (मू० युष्मद्)=તું.
किं=શું.
करोषि (धा० कृ)=કરે છે.
न=નહિ.
शिवे ! (मू० शिवा)=હે કલ્યાણિની !
मान=(१) જ્ઞાન; (२) સત્કાર.
समान=તુલ્ય.
समानमानान्=(१) જ્ઞાનસહિત સત્કાર છે જેનો એવા; (२) તુલ્ય છે જ્ઞાન જેનું એવા.
संस्तव=સ્તોત્ર, સ્તવન.
त्वत्संस्तवं=તારા સ્તોત્રને.
पिपठिषः (मू० पिपठिषू)=પાઠ કરવાની અભિલાષા રાખનારા.
विदुषः (मू० विद्वस्)=પણ્ડિતોને.
गुरु=મહાન્.
ऊह=વિચાર.
गुरूहः=મહાન્ છે વિચાર જેનો એવો.
सेवयन् (मू० सेवयत्)=સેવા કરતો.
उपकृतेः (मू० उपकृति)=ઉપકારનો.
सुकृत=પુણ્ય.
एक=અદ્વિતીય, અસાધારણ.
हेतु=કારણ.
सुकृतैकहेतुं=પુણ્યના અદ્વિતીય કારણરૂપ.
भूति=સંપત્તિ.
आश्रित (धा० श्रि)=આશ્રય કરાયેલ.
भूत्याश्रितं=સંપત્તિ વડે આશ્રય કરાયેલાને.
यः (मू० यद्)=જે.
आत्मन्=આત્મા.
सम=તુલ્ય.
मा=લક્ષ્મી.
आत्मसमं=(१) આત્માની સમાન; (२) આત્માની જેમ લક્ષ્મીયુક્ત.
करोति (धा० कृ)=કરે છે.

## પદ્યાર્થ

### સરસ્વતી-સ્તોત્રના પઠનનો પ્રભાવ—

"હે કલ્યાણિની ! તારા સ્તવનનો પાઠ કરવાની અભિલાષા રાખનારા એવા પણ્ડિતોને શું તું જ્ઞાન-સહિત સત્કારવાળા [અથવા (તારા) સમાન જ્ઞાનવાળા એવા] નથી નથી કરતી ? (અર્થાત્ કરે છેજ.) ઉપકાર (કરવા)નો જેનો મહાન્ વિચાર છે એવો જે (જન) અત્ર પુણ્યના અદ્વિતીય કારણરૂપ એવા સંપત્તિ વડે આશ્રય કરાયેલા (ધનાઢ્ય)ને સેવે છે, તેને શું તે (ધનાઢ્ય) પોતાના તુલ્ય [અથવા પોતાની જેમ લક્ષ્મીવાન્] બનાવતો નથી વારૂ !"—૧૦

* * * * *

यत् त्वत्कथाऽमृतरसं सरसं निपीय,
मेधाविनो नवसुधामपि नाद्रियन्ते ।
क्षीरार्णवार्ण उचितं मनसाऽप्यवाप्य
क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत् ? ॥ ११ ॥

## टीका

हे भगवति ! मेधाविनः–पण्डिता नवसुधामपि–नूतनामृतमपि नाद्रियन्ते–सुधां नाङ्गीकुर्वन्ति । किं कृत्वा ? यत् सरसं–सस्नेहं त्वत्कथाऽमृतरसं–तव स्तवामृतरसं निपीय–नितरां पीत्वा, सादरमास्वाद्येत्यर्थः । युक्तं चैतत् । कः पुरुषः मनसाऽपि–चेतसाऽपि जलनिधेः–लवणसमुद्रस्य क्षारं जलमशितुं–सादरमत्तुं–पातुमिच्छेत् ? अपितु न कोऽपि वाञ्छेत् । अश दीप्त्यदनयोर्म्वादिधातुः । किं कृत्वा ? उचितं–मनोऽभीष्टं सुधातुल्यं 'क्षीरार्णवार्णः' क्षीरार्णवस्य–क्षीरसमुद्रस्य अर्णः–पानीयं क्षीरार्णवार्णः क्षीरोदकं अवाप्य–प्राप्य । इति अनेन त्वत्कथाऽमृतेन सुधा तिरस्कृतेति भावः ॥ ११ ॥

### अन्वयः

यद् स-रसं त्वद्-कथा-अमृत-रसं निपीय मेधाविनः नव-सुधां अपि न आद्रियन्ते, ( तद् युक्तम् ) । उचितं क्षीर-अर्णव-अर्णः अवाप्य कः मनसा अपि जल-निधेः क्षारं जलं अशितुं इच्छेत् ? ।

### શબ્દાર્થ

यद्=જે.
कथा=સ્તવન.
अमृत=અમૃત.
रस=રસ.
त्वत्कथामृतरसं=તારા સ્તવનરૂપી અમૃતના રસને.
रस=સ્નેહ.
सरसं=સ્નેહપૂર્વક.
निपीय ( धा० पा )=અત્યંત પાન કરીને.
मेधाविनः ( मू० मेधाविन् )=પણ્ડિતો.
नव=નવીન, નૂતન.
सुधा=અમૃત.
नवसुधां=નવીન અમૃતને.
अपि=પણ.
न=નહિ.
आद्रियन्ते ( धा० ट )=આદર કરે છે.
क्षीर=દૂધ.
अर्णव=સમુદ્ર, સાગર.
अर्णस्=જળ.
क्षीरार्णवार्णः=ક્ષીર સમુદ્રનું જળ.
उचितं ( मू० उचित )=યોગ્ય.
मनसा ( मू० मनस् )=મન વડે.
अवाप्य ( धा० आप् )=પ્રાપ્ત કરીને.
क्षारं ( मू० क्षार )=લવણ, ખારૂં.
जलं ( मू० जल )=જળને.
जलनिधेः ( मू० जलनिधि )=સમુદ્રના.
अशितुं ( धा० अश् )=સ્વાદ લેવાને.
कः ( मू० किम् )=કોણ.
इच्छेत् ( धा० इष् )=ઇચ્છે.

### પદ્યાર્થ

**સરસ્વતી-સ્તોત્રના રસની અપૂર્વતા—**

"તારા સ્તવનરૂપી અમૃતના રસનું અત્યંત ( અર્થાત્ આકણ્ઠ ) પાન કર્યા પછી પણ્ડિતો નવીન અમૃતનો પણ જે સ્વીકાર કરતા નથી, ( તે યુક્ત છે, કેમકે ) ( મનોવલ્લભ હોવાને લીધે ) યોગ્ય એવું [1]ક્ષીરોદધિનું જળ મળ્યા પછી કોણ ( [2]લવણ ) સમુદ્રના ખારા જળનો આસ્વાદ લેવાને મનથી પણ ઇચ્છે ?"—૧૧

* * * * *

૧-૨ આ બે સમુદ્રોની સ્થૂલ માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૩૩ ).

जैना वदन्ति वरदे ! सति ! साधुरूपां
त्वामामनन्ति नितरामितरे भवानीम् ।
सारस्वतं मतविभिन्नमनेकमेकं
यत् ते समानमपरं न हि रूपमस्ति ॥ १२ ॥

## टीका

हे सति ! हे वरदे ! वरं ददातीति वरदा तस्याः संबोधनं हे वरदे ! यद्–यस्मात् कारणात् ते–तव समानं–तुल्यं अपरं–अन्यत् हि–निश्चितं सारस्वतं रूपं नास्ति–न वर्तते, किन्तु तवेदं रूपं, सरस्वत्या इदं सरस्वतीसंबन्धि, त्वमेव सरस्वतीत्यभिप्रायः । कीदृग् रूपं ? एकम्–अद्वितीयमपि अनेकं–बहुविधम् । अत एव किंविशिष्टं रूपं ? 'मतविभिन्नं' सर्वमतेषु–षड्दर्शनेषु विशेषेण भिन्नं–भेदं प्राप्तं, बहुधा जातमिति । तदेव दर्शयति—तत्–तस्मात् कारणात् हे सति ! जैना–जिनोपासकाः त्वां साधुरूपां वदन्ति–कथयन्ति । प्रशस्ता साध्वी साधुरूपा, तां साधुरूपाम् । प्रशंसायां रूपप्प्रत्ययः ('प्रशस्ते रूपप्' सिद्ध० अ० ७, पा० ३, सू० १०) । 'तसिलादिष्वाकृत्वसुचः' इति ( पाणिनेः अ० ६, पा० ३, सू० ३५ ) सूत्रात् साध्वीशब्दस्य पुंवद्भावः । ब्राह्मी साध्वीति ख्यातिः । पुनर्हे वरदे ! इतरे–अन्ये शिवोपासका विबुधा नितरां–निश्चयेन त्वां भवानीं आमनन्ति–भणन्ति । ततस्तवैकं सारस्वतं रूपं मतभेदेनानेकधा ख्यातम् । अथवा ते–तवापरं–अपूर्वरूपं एकं न हि ( अस्ति किन्तु ) अनेकमस्तीत्यन्वयः । कीदृग् रूपं ? 'समानं' मानेन–ज्ञानेन सह वर्तत इति समानम् । अन्यविशेषणं प्राग्वत्, अन्वयोऽपीति ॥ १२ ॥

## अन्वयः

( हे ) सति ! ( हे ) वर-दे ! यद् ते समानं अपरं सारस्वतं रूपं न हि अस्ति, (किन्तु) ते एकं रूपं अनेकं मत-विभिन्नं ( यथा- ) जैनाः त्वां साधु-रूपां वदन्ति, इतरे भवानीं नितरं आमनन्ति ।

## अथवा

( हे ) सति ! ( हे ) वर-दे ! जैनाः त्वां साधु-रूपां वदन्ति, इतरे नितरां ( त्वां ) भवानीं आमनन्ति, यद् ते स-मानं अ-परं सारस्वतं रूपं एकं न हि, ( किन्तु ) मत-विभिन्नं अनेकं अस्ति ।

## શબ્દાર્થ

जैनाः ( मू० जैन )=જૈનો.
वदन्ति ( धा० वद् )=કહે છે.
वर=વરદાન.
दा=આપવું.
वरदे !=હે વરદાન દેનારી !
सति ! ( मू० सती )=હે સાધ્વી !
साधु=સાધુ.
रूप=સ્વરૂપ.
साधुरूपां=સાધુ-સ્વરૂપી.
त्वां ( मू० युष्मद् )=તને.
आमनन्ति ( धा० मन् )=કહે છે.
नितरां=નિશ્ચયવાચક અવ્યય.
इतरे ( मू० इतर )=અન્ય.
भवानीं ( मू० भवानी )=ભવાની.
सारस्वतं ( मू० सारस्वत )=સરસ્વતીસંબંધી.
मत=દર્શન.
विभिन्न=વિશેષતઃ ભેદને પામેલું.
अनेकं ( मू० अनेक )=અનેક.

विद्या=વિદ્યા.
विनोदिन्=વિનોદી.
विद्वस्=વિદ્વાન, પણ્ડિત.
विद्याविनोदिविदुषां=વિદ્યાના વિનોદી એવા પણ્ડિતોના.
महतां ( मू० महत् )=મોટા.
मुख=મુખ.
अग्र=આગલો ભાગ.
मुखाग्रे=મુખના અગ્ર ભાગ ઉપર.
निघ्नन्ति ( धा० हन् )=વિનાશ કરે છે.
तिग्म=તીક્ષ્ણ, પ્રખર.
तिग्मकिरणाः=તીક્ષ્ણ કિરણો.
निहिताः ( मू० निहित )=સ્થાપન કરાયેલા.
निर्=(૧) નિર્ગમતાવાચક અવ્યય;(૨) અસંતતાસૂચક અવ્યય.
ईहा=ઇચ્છા, વાંછા.
निरीहे !=(૧) હે જતી રહી છે ઇચ્છા જેની એવી, હે નિઃસ્પૃહા !; (૨) અસંત ઇચ્છે છે ( લોકો ) જેને એવી ! ( સં० ).
तुङ्ग=ઉચ્ચ.
उदय=ઉદય.
अद्रि=પર્વત.
शिरस्=ટોચ.
तुङ्गोदयाद्रिशिरसि=ઉચ્ચ ઉદય-ગિરિના શિખર ઉપર.
इव=જેમ.
सहस्र=હજાર.
रश्मि=કિરણ.
सहस्ररश्मेः= સૂર્યના.

## પદ્યાર્થ

" ( યાચનાથી રહિત હોવાને લીધે ) હે નિઃસ્પૃહા ! [ અથવા ( વરદાન દેનારી હોવાને લીધે ) જેની લોકો અત્યંત વાંછા રાખે છે એવી ] હે ( સરસ્વતી ) ! જેમ ઉચ્ચ ઉદયગિરિ ઉપર રહેલાં સૂર્યનાં કિરણો વિશ્વવ્યાપી અંધકારનો નાશ કરે છે, તેમ તારી વાણીના વિલાસો પ્રખર તેમજ (¹ચૌદ ) વિદ્યાના ( પઠનપાઠનાદિક ) વિનોદયુક્ત વિદ્વાનોની જિહ્વાગ્રે રહ્યા થકા ( સંશયાદિક ) અજ્ઞાનમાત્રરૂપી અંધકારનો વિનાશ કરે છે."—૨૯

* * * *

पृथ्वीतलं द्वयमपायि पवित्रयित्वा
शुभ्रं यशो धवलयत्यधुनोर्ध्वलोकम् ।
प्राग् लङ्घयत् सुमुखि ! ते यदिदं महिम्ना–
मुच्चैस्तटं सुरगिरेरिव शातकौम्भम् ॥ ३० ॥

### टीका

हे 'सुमुखि !' सुष्ठु–शोभनं मुखं यस्याः सा सुमुखी तत्सम्बोधने हे सुमुखि ! यदिदं ते–तव शुभ्रम्–उज्ज्वलं यशः अधुना–साम्प्रतं ऊर्ध्वलोकं धवलयति–स्वर्गलोकं निर्मलयति–देवलोकं व्याप्नोति । किं कृत्वा ? प्राक्–पूर्वं द्वयं पृथ्वीतलं–नागलोकं मर्त्यलोकं च पवित्रयित्वा–पावनं

---

[1] ચૌદ વિદ્યાઓ નીચે મુજબ છેઃ—

" षडङ्गी वेदाश्चत्वारो, मीमांसाऽन्वीक्षिकी तथा ।
धर्मशास्त्रं पुराणं च, विद्या एताश्चतुर्दश ॥ १ ॥ "

આ સંબંધમાં વિશેષ માહિતી માટે જુઓ વીર-ભક્તામર ( પૃ० ૫૪ ).

कृत्वा। किंविशिष्टं पृथ्वीतलं ? 'अपायि' जन्ममृत्युरूपौ अपायौ अस्यास्तीत्यपायि–सकलुषं–मलिनं पवित्रयित्वा–विमलीकृत्य। तव यशः किं कुर्वत् ? महिम्नां–प्रभावानामुच्चैः–आधिक्येन सुरगिरेः–सुमेरोस्तटं तदधित्यकां लङ्घयत्–अतिक्रामत् "अधित्यकोर्ध्वभूमिः" इति हैमः (का०४,श्लो०१०१)। उत्प्रेक्षते–तव यशः किं कुर्वदिव ? महिम्नामुच्चैः–अतिशयेन शातकौम्भं–स्वर्णमयं सुमेरोस्तटं लङ्घदिव। "जाम्बूनदं शातकुम्भं, स्वर्णं हेम च हाटकं" इति कोषः। अथवा त्वद्यशः किमिव ? शातकौम्भमिव–तीर्थकृज्जन्मस्नपनकलशमिव अथवा कामकुम्भमिव कामितदायकम्। अत्र कुम्भकलशशब्दौ पुंनपुंसकलिङ्गौ। शातकौम्भं पृथ्वीतलं पवित्रीकृत्योर्ध्वलोकं विमलीकुरुते इति भावः॥ ३०॥

## अन्वयः

(हे) सु-मुखि! प्राक् अपायि द्वयं पृथ्वी-तलं पवित्रयित्वा यद् इदं ते यशः शुभ्रं (शातकौम्भं इव) (जातं), (तत्) महिम्नां उच्चैः सुर-गिरेः शातकौम्भं तटं लङ्घयत् इव अधुना ऊर्ध्व-लोकं धवलयति।

## શબ્દાર્થ

पृथ्वी=પૃથ્વી, ભૂમિ.
तल=સપાટી.
पृथ्वीतलं=પૃથ્વી-તલને.
द्वयं ( मू० द्वय )=બે.
अपायि ( अपायिन् )=સંકટસહિત.
पवित्रयित्वा ( मू० पवित्र )=પવિત્ર કરીને.
शुभ्रं ( मू० शुभ्र )=ઉજ્જવળ.
यशः ( मू० यशस् )=કીર્તિ.
धवलयति ( मू० धवल )=શ્વેત બનાવે છે.
अधुना=હમણાં.
ऊर्ध्व=ઊર્ધ્વ.
लोक=ભુવન.
ऊर्ध्वलोकं=સ્વર્ગ-લોકને.
प्राक्=પહેલાં.
लङ्घयत् ( धा० लङ्घ् )=ઉલ્લંઘન કરતી.
सु=સુન્દરતાવાચક અવ્યય.
मुख=વદન.
सुमुखि !=સુન્દર છે વદન જેનું એવી ! ( સં० )
ते ( मू० युष्मद् )=તારી.
यद्=જે.
महिम्नां ( मू० महिमन् )=મહિમાઓના.
उच्चैः=અતિશય વડે.
तटं ( मू० तट )=તટ.
सुर=દેવ.
सुरगिरेः=સુર-ગિરિના, મેરૂના.
इव=જેમ.
शातकौम्भं ( मू० शातकौम्भ )=( १ ) સુવર્ણમય; ( २ ) કળશ; ( ३ ) કામ-કુમ્ભ.

## પદ્યાર્થ

"હે સુંદર વદનવાળી ( **સરસ્વતી** ) ! પ્રથમ તો ( જન્મ-મૃત્યુરૂપી ) સંકટોથી વ્યાપ્ત એવા ( અર્થાત્ મલિન ) એવા ( નાગ-લોક અને મૃત્યુ-લોકરૂપી ) બે પૃથ્વી-તલોને પવિત્ર કરીને જે આ તારી કીર્તિ ઉજ્જવળ ( તેમજ તીર્થંકરના જન્મ-સ્નાત્રના ) કળશના જેવી [ અથવા ( વાંછિતદાયક હોવાથી ) કામકુમ્ભના જેવી ] (બની) છે, તે મહિમાઓના અતિશય વડે જાણે **સુમેરૂ**ના સુવર્ણમય તટનું ઉલ્લંઘન કરતી ન હોય તેમ હમણાં સ્વર્ગ-લોકને શ્વેત (અર્થાત્ નિર્મળ) બનાવી રહી છે."—૩૦

* * *

१ 'कोशः' इति ख-पाठः। २ '०सकौ' इति ख-पाठः।

रोमोर्मिभिर्भुवनमातरिव त्रिवेणी–
सङ्गं पवित्रयति लोकमदोऽङ्गवर्ति ।
विभ्राजते भगवति ! त्रिवलीपथं ते
प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम् ॥ २१ ॥

टीका

हे भुवनमातः !–हे जगदम्ब ! भुवनस्य माता इव माता भुवनमाता तत्सम्बोधनं हे भुवनमातः ! । यद्यप्यत्र सम्बोधनस्य प्लुतसंज्ञात्वेन सन्धेरभावस्तथाप्ययं भुवनमातःशब्दः छान्दसिकः छन्दसि तु भवतीति सन्धेर्न निषेधः, क्वचौ( चि ) भुवनमातरिति प्रयोगदर्शनात् हे जगन्मातः ! हे 'भगवति !' भगो–ज्ञानमस्या अस्तीति भगवती तत्सम्बोधनं हे भगवति !–हे ज्ञानवति ! ते–तव त्रिवलीपथं–त्रिवलीमार्गं–उदरं " त्रिवली तूदरे रेखा " इति कोषः[1] । त्रिवलीनां–उदररेखात्रयीणां पन्थाः त्रिवलीपथं, तवोदरं रेखात्रययुक्तमित्यर्थः । एतद् विभ्राजते–विशेषेण शोभते । हे भगवति ! अदः–त्वदीयं त्रिवलीपथं लोकं–सकलजीवलोकं पवित्रयति–पवित्रीकुरुते[2] । सकललोकस्य त्वदुदरान्तर्वर्तित्वाद् भुवनमातः इति विशेष्यपदं युक्तम् । त्वदपत्यानि सर्वे, सर्वेषां च त्वं मातेति भावः । किंविशिष्टं अदः त्रिवलीपथं ? 'अङ्गवर्ति' अङ्गे वर्तत इत्येवंशीलं अङ्गवर्ति, देहसंलग्नमित्यर्थः । कैः लोकं पवित्रयति ? रोमोर्मिभिः–सूक्ष्मश्यामकेशकल्लोलैः रोमाण्येव ऊर्मयः–कल्लोलास्तै रोमोर्मिभिः । उत्प्रेक्षते— त्रिवलीपथं किमिव ? 'त्रिवेणीसङ्गमिव' गङ्गायमुनासरस्वतीनां त्रयं एकत्रीभूतं इव तिस्रो वेणीभूता यस्य तीर्थस्य स त्रिवेणी तस्य सङ्गं–मिलापं त्रिवेणीसङ्गं सकलं विश्वं पवित्रीकुरुते । कैः ? ऊर्मिभिः । त्रिवलीपथं किं कुर्वत् ? त्रिजगतः–त्रिभुवनस्य 'परमेश्वरत्वं' परमेश्वरस्य भावः परमेश्वरत्वं–सर्वोत्कृष्टमहत्त्वं प्रख्यापयत्–कथयत्–त्रिभुवनजनशरण्यमिति विज्ञापयत् । अथ त्रिवेणीसङ्गमपि किं कुर्वत् ? त्रिजगतः–विश्वत्रयस्य परमेश्वरत्वं प्रख्यापयत्–प्रदर्शयत् । लोके त्रिवेणी प्रयागतीर्थम् ॥ २१ ॥

अन्वयः

( हे ) भुवन-मातः ! ( हे ) भगवति ! ते अदः अङ्ग-वर्ति त्रि-जगतः परमेश्वरत्वं प्रख्यापयत् त्रिवली-पथं त्रिवेणी-सङ्गं इव रोमन्-ऊर्मिभिः लोकं पवित्रयति विभ्राजते ( च ) ।

શબ્દાર્થ

रोमन्=રોમ, રૂવાંટી.
ऊर्मि=કલ્લોલ, મોજું.
रोमोर्मिभिः=રોમરૂપી કલ્લોલો વડે.
भुवन=જગત્, દુનિયા.
मातृ=માતા, જનની.
भुवनमातः !=હે જગદમ્બા, હે જગત્‌ની જનની !
इव=જેમ.
त्रिवेणी=ત્રિવેણી, પ્રયાગ.
सङ्ग=સંગમ.
त्रिवेणीसङ्गं=ત્રિવેણીનો સંગમ.
पवित्रयति=પવિત્ર કરે છે.
लोकं ( मू॰ लोक )=લોકને.
अदः ( मू॰ अदस् )=આ.
अङ्ग=શરીર.

१ 'कोशः' इति ख-पाठः । २ 'पवित्रं कुरुते इति ख-पाठः ।

वर्तिन्=રહેતું.
अङ्गवर्ति=શરીરમાં રહેતું.
विभ्राजते ( धा० भ्राज् )=વિશેષ શોભે છે.
भगवति ! ( मू० भगवती )=હે જ્ઞાનવતી !
त्रिवली=ઉદર ઉપરની ત્રણ રેખા.
त्रिवलीपथं=ત્રિવલીનો માર્ગ, ઉદર, પેટ.
ते ( मू० युष्मद् )=તારો.
प्रख्यापयत् ( धा० ख्या )=કહેતું.
त्रि=ત્રણ.
जगत्=દુનિયા.
त्रिजगतः=ત્રિભુવનના.
परमेश्वरत्वं ( मू० परमेश्वरत्व )=પરમેશ્વરપણાને, ઐશ્વર્યને.

## પદ્યાર્થ

"હે જગદમ્બા ! હે જ્ઞાનવતી ! તારા દેહમાં રહેલો અને વળી ત્રિભુવનના પરમેશ્વરપણાનું કથન કરનારો એવો આ તારો ત્રિવલીનો માર્ગ ( ગંગા, યમુના અને સરસ્વતીરૂપી ) ત્રિવેણીના સંગમની માફક ( અર્થાત્ પ્રયાગ તીર્થની જેમ ) રોમરૂપી કલ્લોલો વડે જગત્‌ને પવિત્ર કરે છે તેમજ તે વિશેષતઃ શોભે છે."—૩૧

* * * *

भाष्योक्तियुक्तिगहनानि च निर्मिमीषे
यत्र त्वमेव सति ! शास्त्रसरोवराणि ।
जानीमहे खलु सुवर्णमयानि वाक्य-
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३२ ॥

## टीका

हे सति ! वयमिति जानीमहे । इतिशब्दोऽध्याहार्यः । इतीति किं ? यत्र—यस्मिन् प्रस्तावे त्वमेव शास्त्रसरोवराणि निर्मिमीषे—रचयसि शास्त्राण्येव सरोवराणि—सरांसि शास्त्रसरोवराणि[1] । निर्-पूर्वो माङ्धातुः रचनार्थं द्योतयति । निर्मिमीषे—अतिशयेन रचनां करोषि । तत्र—तस्मिन् प्रस्तावेऽथवा तस्यां रचनायां खलु—निश्चितं विबुधाः—पण्डिता 'वाक्यपद्मानि' "वाक्यं स्त्याद्यन्तकं पदं" इति हैमः ( का० २, श्लो० १५६ ) वाक्यान्येव पद्मानि—कमलानि वाक्यपद्मानि[2] परिकल्पयन्ति—रचयन्ति—स्थापयन्ति, सकमलान्येव सरांसि चकासतीति भावः । किंविशिष्टानि पद्मानि ? 'सुवर्णमयानि' सुष्ठु—शोभना प्रचुरा वर्णा येषु तानि सुवर्णमयानि, प्राचुर्येऽर्थे मयट् । कमलपक्षे सुवर्णमयानि—हेममयानि, मानसे सरसि हेमकमलरचना योग्या । किंविशिष्टानि शास्त्रसरोवराणि ? 'भाष्योक्तियुक्तिगहनानि'[3] सूत्रं सूचनकृद् भाष्यं, तस्य उच्यन्ते संज्ञादयः षडपि याभिस्ता उक्तयः, योज्यन्ते शब्दा अनेके याभिस्ता युक्तयः, ताभिः भाष्योक्तियुक्तिभिः गहनानि—दुरवगाहानि—गम्भीरार्थानि भाष्योक्तियुक्तिगहनानि इति ॥ ३२ ॥

## अन्वयः

( हे ) सति ! यत्र च त्वं एव भाष्य-उक्ति-युक्ति-गहनानि शास्त्र-सरोवराणि निर्मिमीषे, तत्र खलु विबुधाः सु-वर्ण-मयानि (पद्मपक्षे सुवर्णमयानि) वाक्य-पद्मानि परिकल्पयन्ति ( इति ) जानीमहे ।

१-२ 'यानि च तानि' इत्यधिकः ख-पाठः द्वयोरपि स्थलयोः । ३ इदमुपलभ्यतेऽभिधानचिन्तामणौ ( का० २, श्लो० १६८ )।

## શબ્દાર્થ

भाष्य=ભાષ્ય.
उक्ति=ઉક્તિ, કથન.
युक्ति=યુક્તિ.
गहन=ગંભીર.
भाष्योक्तियुक्तिगहनानि=ભાષ્યની ઉક્તિ અને યુક્તિ એ વડે ગંભીર.
च=(૧) વળી; (૨) પાદ-પૂર્તિરૂપ અવ્યય.
निर्मिमीषे ( धा० मा )=તું રચે છે.
यत्र=જ્યાં.
त्वं ( मू० युष्मद् )=તું.
एव=જ.
सति ! ( मू० सती )=હે સાધ્વી !
शास्त्र=શાસ્ત્ર.
सरोवर=સરોવર, તળાવ.
शास्त्रसरोवराणि=શાસ્ત્રરૂપી સરોવરોને.
जानीमहे ( धा० ज्ञा )=અમે જાણીએ છીએ.
खलु=નિશ્ચયતાવાચક અવ્યય.
नु=શ્રેષ્ઠતાવાચક શબ્દ.
वर्ण=રંગ.
सुवर्ण=સોનું.
मय=પ્રચુરતાવાચક શબ્દ.
सुवर्णमयानि=( ૧ ) સુન્દર તેમજ ઘણા છે વર્ણો જેને વિષે એવાં; (૨) સુવર્ણમય.
वाक्य=વાક્ય.
पद्म=કમળ.
वाक्यपद्मानि=વાક્યરૂપી કમળો.
तत्र=ત્યાં.
विबुधाः ( मू० विबुध )=પણ્ડિતો.
परिकल्पयन्ति ( धा० कॢप् )=રચે છે.

## પદ્યાર્થ

"વળી, હે સતી ! જ્યાં ( અર્થાત્ જે પ્રસ્તાવને વિષે ) તુંજ ભાષ્યની ઉક્તિ અને યુક્તિઓ વડે ગહન એવાં શાસ્ત્રરૂપી સરોવરો રચે છે, ત્યાં (અર્થાત્ તે પ્રસ્તાવને વિષે અથવા તે રચનાને વિષે) ખરેખર પણ્ડિતો સુન્દર તેમજ પ્રચુર વર્ણવાળાં વાક્યરૂપી (સુવર્ણમય) કમળો રચે છે."—૩૨

## સ્પષ્ટીકરણ

ભાષ્ય—

સૂત્રોક્ત[1] અર્થનું વિસ્તારથી પ્રતિપાદન કરનારો ગ્રન્થ 'ભાષ્ય' કહેવાય છે. કહ્યું પણ છે કે—

" सूत्रं सूचनकृद् भाष्यं, सूत्रोक्तार्थप्रपञ्चकम् "

—અભિધાન-ચિન્તામણિ કાં૦ ૨, શ્લો૦ ૧૬૮

આવો ધ્વનિ શિશુપાલવધ ( સ૦ ૨, શ્લો૦ ૨૪ )ની મલ્લિનાથકૃત ટીકામાંથી પણ નીકળે છે. કેમકે ત્યાં કહ્યું છે કે-

" सूत्रस्थपदमादाय, वाक्यैः सूत्रानुसारिभिः ।
स्वपदानि च वर्ण्यन्ते, भाष्यं भाष्यविदो विदुः ॥ १ ॥ "

ઉક્તિ—

સંજ્ઞા, પરિભાષા, વિધિ, નિયમ, અતિદેશ અને અધિકાર એ છ[2] પ્રકારનાં સૂત્રોને કથન કરનારાં વચનો 'ઉક્તિ' કહેવાય છે.

* * * *

---

૧ સૂત્રનું લક્ષણ—

" अल्पाक्षरमसन्दिग्धं, सारवद् विश्वतोमुखम् ।
अस्तोभमनवद्यं च, सूत्रं सूत्रविदो विदुः ॥ १ ॥"

—શિશુપાલ-વધ ( સ૦ ૨, શ્લો૦ ૨૪ )માં મલ્લિનાથકૃત ટીકા.

૨ સરખાવો—

" संज्ञा च परिभाषा च, विधिर्नियम एव च ।
अतिदेशोऽधिकारश्च, षड्विधं सूत्रलक्षणम् ॥ १ ॥"

( ब्राह्मया वाग्वैभवं कुण्डलयोः कान्तिश्च )—

वाग्वैभवं विजयते न यथेतरस्या
'ब्राह्मि !' प्रकामरचनारुचिरं तथा ते ।
ताडङ्कयोस्तव गभस्तिरतीन्दुभान्वो-
स्तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ? ॥ ३३ ॥

## टीका

हे ब्राह्मि ! ब्रह्मणोऽपत्यं स्त्री ब्राह्मी तत्सम्बोधनं हे ब्राह्मि ! ते-तव 'वाग्वैभवं' वाचां-वाणीनां विभोरिदं वैभवं-महत्त्वं यत् तद् वाग्वैभवं यथा विजयते-सर्वोत्कृष्टत्वेन प्रवर्तते । 'विपराभ्यां जेरात्' विजयने इति (आतमने)पदम् । तथा तत्तुल्यं वाग्वैभवं इतरस्या अन्यस्या न विजयते-न सुतरां भासते इत्यर्थः । किंविशिष्टं वाग्वैभवं ? 'प्रकामरचनारुचिरं' प्रकामम्-अत्यर्थं रचनाभिः रुचिरं-मनोहरं प्रकामरचनारुचिरम् । पुनरपि-निश्चयेन हे ब्राह्मि ! तव ताडङ्कयोः-कुण्डलयोः गभस्तिः-कान्तिः यादृग् विजयते, विकाशिनः-समुदितस्य ग्रहगणस्य-नक्षत्रसमूहस्य तादृक् कान्तिः-दीप्तिः कुतः विजयते ? न सुतरां भासते, हीनत्वादित्यर्थः । किंविशिष्टयोः ताडङ्कयोः ? 'अतीन्दुभान्वोः' अतिक्रान्तौ इन्दुभानू-चन्द्रसूर्यौ यौ तौ अतीन्दुभानू तयोः अतीन्दुभान्वोः, शशिरविभ्यामधिककान्त्योरिति भावः ॥ ३३ ॥

## अन्वयः

( हे ) ब्राह्मि ! यथा ते प्रकाम-रचना-रुचिरं वाच्-विभवं विजयते, तथा इतरस्याः न । (यादृक्) तव अति-इन्दु-भान्वोः ताडङ्कयोः गभस्तिः ( अस्ति ), तादृक् विकाशिनः अपि ग्रह-गणस्य कुतः ? ।

## શબ્દાર્થ

वाच्=વાણી.
वैभव=મહત્ત્વ.
वाग्वैभवं=વાણીઓનું મહત્ત્વ.
विजयते ( धा० जि )=વિજયી વર્તે છે.
न=નહિ.
यथा=જેમ.
इतरस्याः ( मू० इतरा )=અન્યનું.
ब्राह्मि ! ( मू० ब्राह्मी )=હે બ્રાહ્મી !
प्रकाम=અત્યંત.
रचना-રચના.
रुचिर=મનોહર.
प्रकामरचनारुचिरं=રચના વડે અત્યંત મનોહર.
तथा=તેમ.
ते ( मू० युष्मद् )=તારો.
ताडङ्कयोः ( मू० ताडङ्क )=કર્ણ-ભૂષણોની, કુણ્ડલોની.
तव ( मू० युष्मद् )=તારો.
गभस्तिः ( मू० गभस्ति )=કાન્તિ, પ્રકાશ.
अति=અતિક્રમણતાવાચક અવ્યય.
इन्दु=ચન્દ્ર.
भानु=સૂર્ય.
अतीन्दुभान्वोः=અતિક્રમણ કર્યું છે ચન્દ્ર અને સૂર્યનું જેણે એવાં.
तादृक् ( मू० तादृश् )=તેવી.
कुतः=ક્યાંથી.
ग्रह=ગ્રહ.
ग्रहगणस्य=ગ્રહોના સમુદાયની.
विकाशिनः ( मू० विकाशिन् )=ઉદયમાં આવેલા.
अपि=(૧) નિશ્ચયતાવાચક અવ્યય; (૨) પણ.

१ 'विपराभ्यां जेः' इति पाणिनीये ( अ० १, पा० ३, सू० १९ ) सारस्वते ( सू० ११४९ ) च ।
२ 'सुतरां भासते न, हीन०' इति ख-पाठः ।

## પદ્યાર્થ

### બ્રાહ્મીનો વાગ્વૈભવ તેમજ તેનાં કુણ્ડળોની કાન્તિ—

"હે બ્રાહ્મી ! રચના વડે અત્યંત મનોહર એવો તારો વાણી-વૈભવ જેવો વિજયી વર્તે છે, તેવો અન્યનો નથી. (પરંતુ આ હકીકત વ્યાજબી છે, કેમકે) ચન્દ્ર અને સૂર્યનું (પ્રભામાં) અતિક્રમણ કરનારાં (અર્થાત્ તેના કરતાં પણ વધારે તેજસ્વી) એવાં તારાં કુણ્ડળોની જેટલી કાન્તિ છે, તેટલી કાન્તિ ઉદયમાં આવેલા (અર્થાત્ ઉગેલા) એવા ગ્રહોના સમુદાયની પણ (ખરેખર) ક્યાંથી હોય !"—૩૩

## સ્પષ્ટીકરણ

### ગ્રહ-વિચાર—

જૈન શાસ્ત્રમાં દેવોના ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક એમ જ ચાર ભેદો પાડવામાં આવ્યા છે, તેમાં વળી જ્યોતિષ્કના સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા એમ પાંચ ભેદો પડે છે. આ સર્વ જ્યોતિષ્કો 'જ્યોતિસ્' શબ્દજ સૂચવે છે તેમ સ્વયં પ્રકાશમાન છે; અર્થાત્ ચન્દ્ર સૂર્યના પ્રકાશથી શોભે છે એ પ્રકારના પાશ્ચાત્ય ખગોળ વિદ્યાના મન્તવ્ય સાથે જૈન દર્શન મળતું આવતું નથી. જમ્બૂદ્વીપમાં બે સૂર્ય અને બે ચન્દ્ર છે. ગ્રહ, નક્ષત્ર અને તારા એ ચન્દ્રનો પરિવાર છે.[1] ૮૮ ગ્રહ, ૨૮ નક્ષત્ર અને ૬૬૯૭૫ [2]કોટાકોટિ તારા એ પ્રત્યેક ચન્દ્રનો પરિવાર છે. તેમાં ૮૮[3] ગ્રહોનાં નામો સૂર્ય-પ્રજ્ઞપ્તિના ૧૦૧ મા સૂત્ર પ્રમાણે નીચે મુજબ છેઃ—

(૧) અંગારક (મંગળ), (૨) વિકાલક, (૩) લોહિત્યક, (૪) શનૈશ્ચર, (૫) આધુનિક, (૬) પ્રાધુનિક, (૭) કણ, (૮) કણક, (૯) કણકણક, (૧૦) કણવિતાનક, (૧૧) કણસંતાનક, (૧૨) સોમ, (૧૩) સહિત, (૧૪) આશ્વાસન, (૧૫) કાર્યોપગ, (૧૬) કર્બટક, (૧૭) અજકરક, (૧૮) દુન્દુભક, (૧૯) શંખ, (૨૦) શંખનાભ, (૨૧) શંખવર્ણાભ, (૨૨) કંસ, (૨૩) કંસનાભ, (૨૪) કંસવર્ણાભ, (૨૫) નીલ, (૨૬) નીલાવભાસ, (૨૭) રૂપ્પી, (૨૮) રૂપ્યવભાસ, (૨૯) ભસ્મ, (૩૦) ભસ્મરાશિ, (૩૧) તિલ, (૩૨) તિલપુષ્પવર્ણક, (૩૩) દક, (૩૪) દકવર્ણ, (૩૫) કાય, (૩૬) વન્ધ્ય, (૩૭) ઇન્દ્રાગ્નિ, (૩૮) ધૂમકેતુ, (૩૯) હરિ, (૪૦) પિંગલ, (૪૧) બુધ, (૪૨) શુક્ર, (૪૩) બૃહસ્પતિ, (૪૪) રાહુ, (૪૫) અગસ્તિ, (૪૬) માણવક, (૪૭) કામસ્પર્શ, (૪૮) (૫૪) અરુણ, (૫૫) અગ્નિ, (૫૬) કાલ, (૫૭) મહાકાલ, (૫૮) સ્વસ્તિક, (૫૯)

---

૧ ગ્રહાદિકને ચન્દ્રનો પરિવાર ગણવામાં આવે છે તે વ્યાજબી છે, કેમકે જોકે સૂર્ય અને ચંદ્ર બંને ઇન્દ્રો છે, છતાં પણ ચન્દ્ર મહર્દ્ધિક છે. વળી સૂર્ય મંગળાદિકના તેજનો રક્ષક નથી પણ અભિભાવક છે-તેને નિસ્તેજ કરનારો છે.

૨ 'કોટાકોટિ' થી શું સમજવું તે સંબંધમાં મતભેદ છે. જુઓ બૃહત્સંગ્રહિણીની શ્રીમલયગિરિકૃત વૃત્તિ (પત્રાંક ૪૦).

૩ હિંદુ શાસ્ત્રમાં નવ ગ્રહો માનવામાં આવ્યા છે. કહ્યું પણ છે કે—

"सूर्यश्चन्द्रो मङ्गलश्च, बुधश्चापि बृहस्पतिः ।
शुक्रः शनैश्चरो राहुः, केतुश्चेति ग्रहा नव ॥१॥"

ધુર, ( ૪૯ ) પ્રમુખ, ( ૫૦ ) વિકટ, ( ૫૧ ) વિસંધિકલ્પ, ( ૫૨ ) પ્રકલ્પ, ( ૫૩ ) જટાલ, સૌવસ્તિક, ( ૬૦ ) વર્ધમાનક, ( ૬૧ ) પ્રલમ્બ, ( ૬૨ ) નિત્યાલોક, ( ૬૩ ) નિત્યોદ્યોત, ( ૬૪ ) સ્વયંપ્રભ, ( ૬૫ ) અવભાસ, ( ૬૬ ) શ્રેયસ્કર, ( ૬૭ ) ખેમંકર, ( ૬૮ ) આભંકર, ( ૬૯ ) પ્રભંકર, ( ૭૦ ) અરજા, ( ૭૧ ) વિરજા, ( ૭૨ ) અશોક, ( ૭૩ ) વીતશોક, ( ૭૪ ) વિવર્ત્ત, ( ૭૫ ) વિવસ્ત્ર, ( ૭૬ ) વિશાલ, ( ૭૭ ) શાલ, ( ૭૮ ) સુવ્રત, ( ૭૯ ) અનિવૃત્તિ, ( ૮૦ ) એકજટી, ( ૮૧ ) દ્વિજટી, ( ૮૨ ) કર, ( ૮૩ ) કરિક, ( ૮૪ ) રાજ, ( ૮૫ ) અર્ગલ, ( ૮૬ ) પુષ્પ, ( ૮૭ ) ભાવ અને ( ૮૮ ) હેતુ.

આ ઉપરથી જોઇ શકાય છે તેમ સૂર્ય અને ચન્દ્રએ બંનેનો ગ્રહોમાં સમાવેશ થતો નથી, કેમકે બારમા ગ્રહનું જે ‘ સોમ ’ નામ આપ્યું છે તેથી ‘ ચન્દ્ર ’ સમજી શકાય તેમ નથી, કારણકે ચન્દ્ર એ ચન્દ્રનો પરિવાર ગણાય નહિ. પરંતુ બૃહચ્છાંતિમાં સૂર્ય અને ચન્દ્રનો પણ નવ ગ્રહોમાં [1]ઉલ્લેખ કરવામાં આવ્યો છે, વાસ્તે આ હકીકત વિચારણીય છે એમ લાગે; કિન્તુ ખરી રીતે તેમ નથી, કારણકે સૂર્ય અને ચન્દ્રની ઇન્દ્રરૂપ પ્રધાનતા સૂચવવા માટે ગ્રહોથી તેનો પૃથક્ ઉલ્લેખ કરવામાં આવ્યો છે ( જુઓ તત્ત્વાર્થરાજવાર્તિક પૃ૦ ૧૫૫).

**ગ્રહોનું સ્થાન—**

સૂર્ય, ચન્દ્ર અને નક્ષત્રોની જેમ ગ્રહો તિર્યગ્-લોકમાં આવેલા છે. સમભૂતલા પૃથ્વીથી સૂર્ય ૮૦૦ યોજન ઊંચો છે. તેનાથી ચન્દ્ર ૮૦ યોજન ઊંચો છે અને તેનાથી ૨૦ યોજન ઊંચે પ્રકીર્ણક તારાઓ છે. ગ્રહ અને તારા અનિયમિત ગતિવાળા હોવાથી તેઓ ચન્દ્ર અને સૂર્યની ઉપર નીચે ચાલે છે. સૂર્યથી દશ યોજનથી નીચે કોઈ પણ જ્યોતિષ્કનું વિમાન નથી, કેમકે સમભૂતલા પૃથ્વીથી ૭૯૦ યોજને જ્યોતિષ્ક વિમાનોનો નીચલો ભાગ છે, જ્યારે તેનો ઉપલો ભાગ ૯૦૦ યોજને છે. આથી ૧૧૦ યોજનનું આ બેને વિષે અન્તર રહેલું છે.

બૃહત્-સંગ્રહિણીની ટીકામાં શ્રીમલયગિરિ સૂચવે છે તેમ આ સંબંધમાં મતભેદ છે, એ વાત ત્યાં આપેલાં નીચેનાં પદ્યો ઉપરથી જોઇ શકાય છે:—

“ शतानि सप्त गत्वोर्ध्वं, योजनानां भुवस्तलात् ।
नवतिं च स्थितास्तारा:, सर्वाधस्तान्नभस्तले ॥ १ ॥
तारकपटलाद् गत्वा, योजनानि दशोपरि ।
सूर्याणां पटलं तस्मा-दशीतिः शीतरोचिषाम् ॥ २ ॥
चत्वारि तु ततो गत्वा, नक्षत्रपटलं स्थितम् ।
गत्वा ततोऽपि चत्वारि, बुधानां पटलं भवेत् ॥ ३ ॥
शुक्राणां च गुरूणां च, भौमानां मन्दसंज्ञिनाम् ।
त्रीणि त्रीणि च गत्वोर्ध्वं, क्रमेण पटलं स्थितम् ॥ ४ ॥

અર્થાત્ સમભૂતલા પૃથ્વીથી તારાઓ ૭૯૦ યોજન ઊંચા છે અને સર્વ જ્યોતિષ્કોમાં તેઓ નીચા છે. તારાઓથી દશ યોજને સૂર્ય છે અને સૂર્યથી એંસી યોજને ચન્દ્ર છે. તેનાથી ચાર

૧ આ પ્રમાણે ઉલ્લેખ કરવાનો હેતુ સામાન્ય વિવક્ષા કે અન્ય લોકનું અનુકરણ હશે એમ લાગે છે.

યોજને નક્ષત્રો છે. નક્ષત્રોથી ચાર યોજને બુધ, બુધથી ત્રણ યોજને શુક્ર, શુક્રથી ત્રણ યોજને ગુરૂ (બૃહસ્પતિ), ગુરૂથી ત્રણ યોજને ભૌમ (મંગળ) અને ભૌમથી ત્રણ યોજને શનિ છે.' શ્રીગન્ધહસ્તીના મત પ્રમાણે સૂર્યની નીચે મંગળ ચાલે છે. શ્રીહરિભદ્રસૂરિ તો એમ કથે છે કે જ્યોતિષ્ક વિમાનોમાં સૌથી નીચે ભરણી વિગેરે નક્ષત્ર છે, જ્યારે સૌથી ઉપર સ્વાતિ પ્રમુખ નક્ષત્ર છે.

**રાહુ-વિચાર—**

જૈન દર્શનમાં બે જાતના રાહુ માનેલા છે—(૧) પર્વરાહુ અને (૨) નિત્યરાહુ. જે રાહુ ક્વચિત્ અકસ્માત્ આવીને સૂર્ય અને ચન્દ્રનાં વિમાનોનું આચ્છાદન કરે છે તે 'પર્વરાહુ' કહેવાય છે. (આ બનાવને ગ્રહણ કહેવામાં આવે છે). જે નિત્યરાહુ છે તેના વિમાનનો વર્ણ શ્યામ છે. તે ચન્દ્રની સાથેજ નિત્ય રહે છે અને તે ચન્દ્રના વિમાનથી સર્વદા ચાર આંગળ નીચે ચાલે છે. આ નિત્યરાહુ કૃષ્ણપક્ષના પ્રતિપદ્ (પડવા)થી માંડીને પ્રતિદિન ચન્દ્રની એકેક કળાનું પોતાના ઉપરના ભાગથી માંડીને પંદરમા ભાગથી આચ્છાદન કરે છે, જ્યારે શુક્લ પક્ષમાં પ્રતિપદ્થી માંડીને એકેક કળાને તે પ્રકટ કરે છે. આથી કરીને ચન્દ્ર નાનો મોટા દેખાય છે. બાકી વસ્તુતઃ તો તે એક સરખોજ છે.

નવ મુખ્ય ગ્રહોમાંના કેતુના તેમજ ૮૮ ગ્રહો પૈકી બાકીનાં ગ્રહોનાં સ્થાન વિષે ઉલ્લેખ કરવો બાકી રહી જાય છે, પરંતુ તેને માટે કંઇ ઉલ્લેખ મારી જાણમાં નથી.

**ગ્રહોનો વિષ્કમ્ભ વિગેરે—**

મનુષ્યલોકમાં રહેલા ગ્રહોનો વિષ્કમ્ભ બે ગાઉનો છે અને તેની ઊંચાઇ એક ગાઉની છે, જ્યારે તેની બહાર રહેલા ગ્રહોનો વિષ્કમ્ભ એક ગાઉનો અને તેની ઊંચાઇ અડધા ગાઉની છે. વળી ગ્રહોના મુકુટને વિષે અન્ય જ્યોતિષ્કોના મુકુટની જેમ મસ્તક અને મુકુટને ઢાંકે એવા તેજના મંડળ પોતાના આકારવાળા હોય છે.

* * * *

कल्याणि ! सोपनिषदः प्रसभं प्रगृह्य
वेदानतीन्द्रजदरो जलधौ जुगोप ।
भीष्मं विधेरसुरमुग्ररुषाऽपि यस्तं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ २४ ॥

टीका

हे 'कल्याणि !' कल्याणं–भद्रं अस्या अस्तीति कल्याणी तस्याः सम्बोधनं हे कल्याणि ! 'भवदाश्रितानां' भवतीमाश्रिता भवदाश्रितास्तेषां–त्वदाराधकानां पुंसां कदापि भयं नो भवति । किं कृत्वाऽपि ? तं वक्ष्यमाणमसुरं–दैत्यं दृष्ट्वाऽपि–निश्चयेन निरीक्ष्यापि। किंविशिष्टं (असुरं)?

૧ આ માન્યતા તત્ત્વાર્થરાજવાર્તિક (પૃ૦ ૧૫૬) માં પણ દૃષ્ટિ-ગોચર થાય છે.

भीष्मं–भयङ्करं [विलोक्य]। तं कं ? यो दानवः प्रसभं हठात्–बलात्कारेण विधेः–ब्रह्मणः वेदान् प्रगृह्य–प्रकर्षेण गृहीत्वा ( उग्ररुपा–तीव्रक्रोधेन ) जलधौ–समुद्रे जुगोप–गोपयामास। किंविशिष्टान् वेदान् ? सोपनिषदः–सरहस्यान्। किंविशिष्टो यः ? 'अतीन्द्रजदरः–अवगणितसुरेन्द्रभयः, इन्द्राज्जात इन्द्रजः, स चासौ दरश्च–भयं इन्द्रजदरस्तं अतिक्रान्तः अतीन्द्रजदरः। एतादृगसुरोऽपि न पराभवतीत्यर्थः ॥ ३४ ॥

## अन्वयः

( हे ) कल्याणि ! यः अति–इन्द्र–ज–दरः प्रसभं विधेः स–उपनिषदः वेदान् प्रगृह्य उग्र–रुपा जलधौ जुगोप, तं भीष्मं असुरं दृष्ट्वा अपि भवत्–आश्रितानां भयं नो भवति।

## શબ્દાર્થ

कल्याणि ! ( मू० कल्याणी )=હે ભદ્રે!
सह=સહિત.
उपनिषद्=રહસ્ય.
सोपनिषदः=રહસ્ય-યુક્ત.
प्रसभं=બળાત્કારથી.
प्रगृह्य ( धा० ग्रह )=ગ્રહણ કરીને.
वेदान् ( मू० वेद )=વેદોને.
अति=અવગણનાવાચક અવ્યય.
इन्द्र=સુરપતિ.
जन्=ઉત્પન્ન થવું.
दर=ભય.
अतीन्द्रजदरः=અવગણના કરી છે ઇન્દ્રના ભયની જેણે એવો.
जलधौ ( मू० जलधि )=સમુદ્રમાં.
जुगोप ( धा० गुप् )=સંતાડ્યા.
भीष्मं ( मू० भीष्म )=ભયંકર.
विधेः ( मू० विधि )=બ્રહ્માના.
असुरं ( मू० असुर )=દૈત્યને, દાનવને.
उग्र=તીવ્ર.
रुष्=ક્રોધ.
उग्ररुपा=તીવ્ર ક્રોધ વડે.
अपि=પણ.
यः ( मू० यद् )=જે.
तं ( मू० तद् )=તેને.
दृष्ट्वा ( धा० दृश् )=જોઇને.
भयं ( मू० भय )=બીક.
भवति ( धा० भू )=થાય છે.
नो=નહિ.
भवत्=આપ.
आश्रित ( धा० श्रि )=આશ્રય લીધેલ.
भवदाश्रितानां=આપનો આશ્રય લીધેલાને.

## પદ્યાર્થ

" હે ભદ્રે ! જેણે ઇન્દ્રના ભયની ( પણ ) અવગણના કરી છે એવા જે [1]દૈત્યે બ્રહ્માના રહસ્યાત્મક ( [2]ચાર ) વેદોને બળાત્કાર પૂર્વક ગ્રહણ કરીને તીવ્ર ક્રોધ વડે તેને સમુદ્રમાં સંતાડ્યા, તે ભયંકર દૈત્યના દર્શનથી ( પણ ) તારા સેવકોને ( લેશતઃ પણ ) ભય નથી."—૩૪

* * * *

गर्जद्घनाघनसमानतनूगजेन्द्र-
विष्कम्भकुम्भपरिरम्भजयाधिरूढः।
द्वेष्योऽपि भूप्रसरदश्वपदातिसैन्यो
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३५ ॥

---

१ આ દૈત્યનું નામ શંખ છે. ૨ ઋગ્વેદ, યજુર્વેદ, અથર્વવેદ અને સામવેદ એ ચાર વેદો છે.

## टीका

हे कल्याणि ! द्वेप्योऽपि–शत्रुरपि ते–तव 'क्रमयुगाचलसंश्रितं' क्रमयुगमेव–चरणयुगलमेवाचलः–पर्वतस्तं संश्रित–आश्रितस्तं क्रमयुगाचलसंश्रितं–त्वच्चरणसेविनं नरं न आक्रामति–न पीडयति । किंविशिष्टो द्वेप्यः ? 'गर्जद्घनाघनसमानतनूगजेन्द्रविष्कम्भकुम्भपरिरम्भजयाधिरूढः' गर्जन्–शब्दायमानो घनाघनो–मेघस्तेन समाना तनूः–शरीरं यस्यासौ घनाघनसमानतनूः–मेघवर्णशरीरः स चासौ गजेन्द्रश्च तस्य विष्कम्भः–विस्तीर्णः कुम्भः तं परिरम्भजयाभ्यां–आरोहणविजयाभ्यां अधिरूढो यः स गर्जद्घनाघनसमानतनूगजेन्द्रविष्कम्भकुम्भपरिरम्भजयाधिरूढः । पुनः किंविशिष्टो द्वेप्यः ? 'भूप्रसरदश्वपदातिसैन्यः' भुवि–पृथिव्यां प्रसरद्–योद्धुं समुल्लसदश्वपदातीनां (तिनः) सैन्यं–कटकं यस्य स भूप्रसरदश्वपदातिसैन्यः, प्रचलकलित इत्यर्थः । 'द्विप अप्रीतौ' द्वेष्टीति द्वेप्यः ॥ ३५ ॥

## अन्वयः

(हे कल्याणि !) गर्जत्–घनाघन–समान–तनू–गज–इन्द्र–विष्कम्भ–कुम्भ–परिरम्भ–जय–अधिरूढः भू–प्रसरत्–अश्व–पदाति–सैन्यः द्वेप्यः अपि ते क्रम–युग–अचल–संश्रितं (नरं) न आक्रामति ।

## શબ્દાર્થ

गर्जत् ( धा० गर्ज् )=ગર્જના કરનાર.
घनाघन=મેઘ.
समान=તુલ્ય.
तनू=દેહ.
गज=હાથી.
इन्द्र=મુખ્ય.
विष्कम्भ=વિસ્તીર્ણ.
कुम्भ=ગણ્ડસ્થળ.
परिरम्भ=આલિંગન..
जय=વિજય.
अधिरूढ ( धा० रुह् )=આરોહણ કરેલો.
गर्जद्घनाघनसमानतनूगजेन्द्रविष्कम्भकुम्भपरिरम्भजयाधिरूढः=ગર્જના કરતા એવા મેઘના સમાન દેહ છે જેનો એવા ગજેન્દ્રના વિસ્તીર્ણ કુમ્ભના આલિંગન તેમજ વિજયને માટે ( તેના ઉપર ) આરોહણ કરેલો એવો.
द्वेप्यः ( मू० द्वेप्य )=વૈરી, શત્રુ.
अपि=પણ.
भू=પૃથ્વી.
प्रसरत् ( धा० सृ )=પ્રસરતું.
अश्व=ઘોડો.
पदाति=પાયદળ.
सैन्य=લશ્કર.
भूप्रसरदश्वपदातिसैन्यः=પૃથ્વી ઉપર પ્રસરતું છે અશ્વ અને પાયદળનું સૈન્ય જેનું એવો.
न=નહિ.
आक्रामति ( धा० क्रम् )=આક્રમણ કરે છે.
क्रम=ચરણ.
युग=યુગલ.
अचल=પર્વત.
संश्रित ( धा० श्रि )=આશ્રય લીધેલ.
क्रमयुगाचलसंश्रितं=ચરણ-યુગલરૂપી પર્વતનો આશ્રય લીધેલાને.
ते ( मू० युष्मद् )=તારા.

## પદ્યાર્થ

"ગર્જના કરતા એવા મેઘના સમાન ( શ્યામવર્ણી ) દેહવાળા ગજેન્દ્રના વિસ્તીર્ણ કુમ્ભના આલિંગનાર્થે તેમજ વિજય મેળવવાને માટે તેના ઉપર આરૂઢ થયેલો એવો તેમજ ભૂમિને વિષે યુદ્ધ કરવાને માટે જેનું અશ્વ તેમજ પાયદળોનું લશ્કર કટિબદ્ધ થઇ રહ્યું છે એવો

શત્રુ પણ (હે ભદ્રે !) તારા ચરણયુગલરૂપી પર્વતોનો આશ્રય લીધેલાને પીડા કરી શકતો નથી."—૩૫

* * * *

मांसासृगस्थिरसशुक्रसलज्जमज्जा-
स्नायूदिते वपुषि पित्तमरुत्कफाद्यैः ।
रोगानलं चपलितावयवं विकारै-
स्त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ३६ ॥

टीका

हे कल्याणि ! 'त्वन्नामकीर्तनजलं' तव नाम त्वन्नाम त्वन्नाम्नः कीर्तनं-कथनम्-एकाग्रजपनं तदेव जलं-पानीयं यत् तत् त्वन्नामकीर्तनजलं अशेषं-समस्तं रोगानलं-कष्टकृशानुं शमयति-विध्यापयति । कस्मिन् ? वपुषि-शरीरे । किंविशिष्टे वपुषि ? 'मांसासृगस्थिरसशुक्रसलज्जमज्जा-स्नायूदिते' मांसं च असृग्-रुधिरं च अस्थि च रसश्च शुक्रं-वीर्यं च सलज्जश्चासौ मज्जा च सलज्जमज्जा तस्मिन्, मज्जनि लज्जात्वं पित्रङ्गत्वादास्ते, यतो यस्य पिता कुलीनः तत्पुत्रः सलज्जः स्यात् तस्य चाङ्गे पित्रङ्गानि तिष्ठन्ति । यदुक्तं विवाहप्रज्ञप्त्याम्—"तओ पितियंगा पण्णत्ता, तं-जहा-अट्ठि अट्ठिमिंजा केसमंसूरोमणहे" इति पाठात् सलज्जमज्जा इतिपदमुचितं, स्नायुः-नाडी च मांसासृगस्थिरसशुक्रसलज्जमज्जास्नायवस्ताभिः उदिते-उत्पन्ने । तैः सप्तधातुभिः अथवा दशधातुभिः मनुजतनुरुत्पद्यते । ते चोच्यन्ते—

"रसासृग्मांसमेदोऽस्थि-मज्जाशुक्राणि धातवः ।
सप्तैव दश वैकेषां, रोमत्वक्स्नायुभिः सह ॥ १ ॥"

इति हैमः ( का० ३, श्लो० २८३ )। तदुत्पन्ने वपुषि रुग्वैश्वानरं त्वन्नामोदकं उपशमयति । किंविशिष्टं रोगानलं ? 'पित्तमरुत्कफाद्यैः विकारैः चपलितावयवं' पित्तं च मरुच्च कफश्च पित्तमरुत्कफास्ते आद्या येषु ते पित्तमरुत्कफाद्यास्तैः पित्तमरुत्कफाद्यैः विकारैः-वहुपीडनैः चपलितानि( ताः ) चपलभावं प्रापितानि( ताः ) अवयवानि( वाः )-नाड्यच्छ्वासादीनि यस्य तत् चपलितावयवम् । तत् सर्वं शमयतीति भावः ॥ ३६ ॥

अन्वयः

( हे कल्याणि ! ) त्वत्-नामन्-कीर्तन-जलं मांस-असृज्-अस्थि-रस-शुक्र-स-लज्ज-मज्जा-स्नायु-उदिते वपुषि पित्त-मरुत्-कफ-आद्यैः विकारैः चपलित-अवयवं अ-शेषं रोग-अनलं शमयति ।

---

१ 'मज्ज' इति प्रतिभाति पदव्याख्यातः ।
२ छाया—

त्रीणि पित्रङ्गानि प्रज्ञप्तानि, तद्यथा—अस्थि, अस्थिमज्जा, केशश्मश्रुरोमनखाः ।

## શબ્દાર્થ

मांस=માંસ.
असृज्=શોણિત, લોહી.
अस्थि=હાડકું.
रस=રસ.
शुक्र=વીર્ય.
सलज्ज=લજ્જાશીળ.
मज्जा=ચરબી.
स्नायु=નાડી.
उदित ( धा० इ )=ઉદયમાં આવેલ.
मांसासृगस्थिरसशुक्रसलज्जमज्जास्नायूदिते=માંસ, લોહી, હાડકાં, રસ, વીર્ય, લજ્જાશીળ ચરબી અને સ્નાયુ વડે ઉદયમાં આવેલા.
वपुषि=( मू० वपुस् )=દેહને વિષે.
पित्त=પિત્ત.
मरुत्=વાયુ.
कफ=કફ.
आद्य=પ્રમુખ.
पित्तमरुत्कफाद्यैः=પિત્ત, વાયુ અને કફાદિક.
रोग=રોગ, વ્યાધિ.
अनल=અગ્નિ.
रोगानलं=વ્યાધિરૂપ અગ્નિને.
चपलित=ચપળતાને પ્રાપ્ત કરાવેલ.
अवयव=અવયવ, અંગોપાંગ.
चपलितावयवं=ચપળતા પામ્યાં છે અવયવો જેનાથી એવા.
विकारैः ( मू० विकार )=વિકારો વડે.
नामन्=નામ.
कीर्तन=સ્તવન.
जल=જળ, પાણી.
त्वन्नामकीर्तनजलं=તારા નામના કીર્તનરૂપી જળ.
शमयति ( धा० शम् )=શમાવે છે, શાંત પાડે છે.
शेष=અવશેષ.
अशेषं ( मू० अशेष )=સમસ્ત.

## પદ્યાર્થ

"( હે ભદ્રે !) માંસ, શોણિત, અસ્થિ, રસ, વીર્ય, સલજ્જ મજ્જા અને સ્નાયુ (એ સાત ધાતુ) વડે ઉત્પન્ન થયેલા શરીરને વિષે પિત્ત, વાયુ અને કફ આદિ વિકારોથી ચપળતા પામી ગયાં છે ( નાડી, ઉચ્છ્વાસ ઇત્યાદિ ) અવયવો જેનાથી એવા વ્યાધિરૂપી સમસ્ત અગ્નિને તારા નામના કીર્તનરૂપી જળ શાંત કરે છે."—૩૬

* * * *

मिथ्याप्रवादनिरतं व्यधिकृत्यसूय-
मेकान्तपक्षकृतकक्षविलक्षितास्यम् ।
चेतोऽस्तभीः स परिमर्दयते द्विजिह्वं
त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ३७ ॥

## टीका

हे कल्याणि ! यस्य पुंसः–पुरुषस्य हृदि–हृदये 'त्वन्नामनागदमनी' त्वन्नामैव नागदमनी–सर्पवश्यकारिका जटी सा च त्वन्नामनागदमनी वर्तते । यत्तदोः सम्बन्धात् स–त्वदाराधकः पुमान् द्विजिह्वं–दुर्जनं परिमर्दयते–चूर्णयति स्वायत्तीकरोति वा। किंविशिष्टः सः ? 'चेतोऽस्तभीः' चेतसः चित्तात् अस्ता–दूरीभूता भीः–भयं यस्य स चेतोऽस्तभीः, निर्भय इत्यर्थः । किंविशिष्टं द्विजिह्वं ? मिथ्याप्रवादनिरतं–असत्प्रलापे आसक्तम् । पुनः किंविशिष्टं द्विजिह्वं ? 'व्यधिकृत्यसूयं' विशेषेण अधिकृतिः–अधिकता प्राप्ता असूया–ईर्ष्या यस्मिन् स व्यधिकृत्यसूयस्तम्। पुनः किंविशिष्टं द्विजिह्वं ?

'एकान्तपक्षकृतकक्षविलक्षितास्यं' एकान्तपक्षस्य-अद्वैतवादिनः कृतकक्षं-कृतोपमानं कृताङ्गीकरणं वा तेन विलक्षम्-उदासीनं जातमस्येति विलक्षितं आस्यं-मुखं यस्य स एकान्तपक्षकृतकक्षविलक्षितास्यः तम् । अनेकान्तवादिभिरनेकश एकान्तवादिनो विलक्षीकृता इति तात्पर्यम् ॥ ३७ ॥

अन्वयः

( हे कल्याणि ! ) यस्य पुंसः हृदि त्वद्-नामन्-नाग-दमनी (वर्तते), सः चेतस्-अस्त-भीः मिथ्या-प्रवाद-निरतं वि-अधिकृति-असूयं एक-अन्त-पक्ष-कृत-कक्ष-विलक्षित-आस्यं द्विजिह्वं परिमर्दयते ।

શબ્દાર્થ

मिथ्या=અસત્ય, ખોટા.
प्रवाद=પ્રલાપ, બકવાદ.
निरत ( धा० रम् )=અત્યંત આસક્ત.
मिथ्याप्रवादनिरतं=અસત્ય પ્રલાપોને વિષે અત્યંત આસક્ત.
वि=વિશેષતાવાચક અવ્યય.
अधिकृति=અધિકતાને પામેલા.
असूया=ઈર્ષ્યા.
व्यधिकृत्यसूयं=વિશેષતઃ અધિકતાને પ્રાપ્ત થઇ છે ઈર્ષ્યા જેને વિષે એવા.
एक=એક.
अन्त=નિશ્ચય.
पक्ष=પક્ષ.
कृत ( धा० कृ )=કરેલ.
कक्ष=અંગીકાર.
विलक्षित=ઉદાસીન થયેલ.
आस्य=વદન, મુખ.
एकान्तपक्षकृतकक्षविलक्षितास्यं=એકાન્ત પક્ષનો અંગીકાર કરવા વડે વિલક્ષ બની ગયું છે વદન જેનું એવા.
चेतस्=મન.
अस्त ( धा० अस् )=ફેંકી દીધેલ.
भी=ભય.
चेतोऽस्तभीः=જેના ચિત્તમાંથી દૂર થયો છે ભય એવો.
सः ( मू० तद् )=તે.
परिमर्दयते ( धा० मृद् )=ચૂર્ણ કરે છે.
द्विजिह्वं ( मू० द्विजिह्व )=(૧) દુર્જનને; (૨) સર્પને.
नामन्=નામ.
नाग=સર્પ.
दमनी=જડી.
त्वन्नामनागदमनी=તારા નામરૂપી સર્પને વશ કરનારી જડી.
हृदि ( मू० हृद् )=હૃદયમાં.
यस्य ( मू० यद् )=જેના.
पुंसः ( मू० पुंस् )=પુરૂષના.

પદ્યાર્થ

"( હે ભદ્રે ! ) જે પુરૂષના હૃદયમાં તારા નામરૂપી સર્પને વશ કરનારી જડી છે, તે નિર્ભય ચિત્તવાળો હોઇ કરીને અસત્ય પ્રલાપોને વિષે અત્યંત આસક્ત, વિશેષતઃ ઈર્ષ્યાળુ, તેમજ એકાન્ત પક્ષનો અંગીકાર કરવાથી વિલક્ષ વદનવાળા બનેલા એવા દુર્જન ( રૂપી સર્પ )ને ચૂર્ણ કરે છે ( અર્થાત્ તેને વશ કરી લે છે )."—૩૭

* * * * *

प्राचीनकर्मजनितावरणं जगत्सु
मौढ्यं मदाढ्यदृढमुद्रितसान्द्रतन्द्रम् ।
दीपांशुपिष्टमयि ! सद्मसु देवि ! पुंसां
त्वत्कीर्तनात् तम इवाशु भिदामुपैति ॥ ३८ ॥

## टीका

हे कल्याणि ! हे देवि ! अयि इति कोमलामन्त्रणे पुंसां–त्वदुपासकानां मौढ्यं–मूर्खता आशु–शीघ्रं भिदां–विलयमुपैति–प्राप्नोति । केषु ? जगत्सु । कस्मात् ? त्वत्कीर्तनात्–तव गुणकथनात् । किंविशिष्टं मौढ्यं ? 'प्राचीनकर्मजनितावरणं' प्राग्जन्मनि भवानि–उत्पन्नानि प्राचीनानि यानि कर्माणि तैर्जनितम्–उत्पादितं ज्ञानदर्शनीयावरणादिरूपमावरणं यस्मिंस्तत् प्राचीनकर्मजनितावरणम् । पुनः किंविशिष्टं मौढ्यं ? 'मदाढ्यदृढमुद्रितसान्द्रतन्द्रं' मदाढ्यत्वेन–गर्वाधिक्येन दृढमुद्रा जाताऽस्येति दृढमुद्रितं सान्द्रं–सघनं तन्द्रेति–आलस्यं यस्मिंस्तत् मदाढ्यदृढमुद्रितसान्द्रतन्द्रम् । अथवा दृढमुद्रा जाताऽस्यामिति दृढमुद्रिता ( सा ) चासौ सान्द्रा–सघना तन्द्रा यस्मिंस्तत् तथा । मौढ्यं किमिव ? तम इव–अन्धकारमिव । यथा दीपांशुपिष्टं–दीपकिरणचूर्णितं तम आशु–शीघ्रं भिदां प्राप्नोति । केषु ? सद्मसु–गृहेषु मन्दिरेषु । तद्वत् । दीपस्यांशुभिः–किरणैः पिष्टं दीपांशुपिष्टम् । 'पिष संचूर्णने' ( इत्यस्य ) पिष्टमिति रूपम् ॥ ३८ ॥

## अन्वयः

अयि देवि ! पुंसां प्राचीन-कर्मन्-जनित-आवरणं मद-आढ्य-दृढ-मुद्रित-सान्द्र-तन्द्रं मौढ्यं जगत्सु त्वत्-कीर्तनात् सद्मसु दीप-अंशु-पिष्टं तमः इव आशु भिदां उपैति ।

## શબ્દાર્થ

प्राचीन=પુરાતન, પુરાણાં, જૂનાં.
कर्मन्=કર્મ.
जनित ( धा० जन् )=ઉત્પન્ન કરાયેલ.
आवरण=આવરણ.
प्राचीनकर्मजनितावरणं=પ્રાચીન કર્મો વડે ઉત્પન્ન કરાયેલાં છે આવરણ જેને વિષે એવી.
जगत्सु ( मू० जगत् )=દુનિયાઓને વિષે.
मौढ्यं ( मू० मौढ्य )=મૂર્ખતા.
मद=અભિમાન, ગર્વ.
आढ्य=ભરપૂર.
दृढ=મજબૂત.
मुद्रित=મુદ્રિત.
सान्द्र=ઘન.
तन्द्रा=આળસ.
मदाढ्यदृढमुद्रितसान्द्रतन्द्रं=ગર્વની અધિકતા વડે મજબૂત રીતે મુદ્રિત થયું છે ઘન આળસ જેને વિષે એવી.
दीप=દીપક, દીવો.
अंशु=કિરણ.
पिष्ट ( धा० पिष् )=ચૂર્ણિત.
दीपांशुपिष्टं=દીપકનાં કિરણો વડે ચૂર્ણિત.
अयि=સંબોધનવાચક શબ્દ.
सद्मसु ( मू० सद्मन् )=ગૃહોને વિષે.
देवि ! ( मू० देवी )=હે દેવી !
पुंसां ( मू० पुंस् )=મનુષ્યોની.
त्वत्कीर्तनात्=તારા કીર્તનથી.
तमः ( मू० तमस् )=અંધકાર.
इव=જેમ.
आशु=શીઘ્ર.
भिदां ( मू० भिदा )=નાશને.
उपैति ( धा० इ )=પામે છે.

## પદ્યાર્થ

" હે દેવી ! પ્રાચીન કર્મો વડે ઉત્પન્ન થયેલાં એવાં ( જ્ઞાનાવરણાદિક ) આવરણો જેને વિષે છે એવી તેમજ જેને વિષે વળી ગર્વની અધિકતા વડે ઘન આલસ્યનું મજબૂત મુદ્રણ થયું છે એવી મનુષ્યોની મૂર્ખતા દુનિયાઓને વિષે તારા સંકીર્તનથી ગૃહોને વિષે દીપકનાં કિરણોથી ચૂર્ણિત થયેલા અંધકારની જેમ નાશ પામે છે."—૩૮

* * * *

૧ જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૬-૭ ).

साहित्यशाब्दिकरसामृतपूरितायां
सत्तर्ककर्कशमहोर्मिमनोरमायाम् ।
पारं निरन्तरमशेषकलन्दिकायां
त्वत्पादपङ्कजवनाश्रयिणो लभन्ते ॥ ३९ ॥

## टीका

हे देवि ! निरन्तरं त्वत्पादपङ्कजवनाश्रयिणोऽशेषकलन्दिकायां–समस्तविद्यायां पारं लभन्ते–प्राप्नुवन्ति । त्वत्पादपङ्कजवनं–तव चरणकमलवनं आश्रयन्ते–सेवन्ते इतिशीलास्त्वत्पादपङ्कजवनाश्रयिणः । "कलन्दिका सर्वविद्या" इति हैमः ( का० २, श्लो० १७२ ) । किंविशिष्टायां कलन्दिकायां ? 'साहित्यशाब्दिकरसामृतपूरितायां' साहित्यं–छन्दःकाव्यादि, शाब्दिको–व्याकरणग्रन्थः, तयोः रस एवामृतं तेन पूरिता–भरि( भृ )ता तस्यां साहित्यशाब्दिकरसामृतपूरितायाम् । पुनः किंविशिष्टायां कलन्दिकायां ? 'सत्तर्ककर्कशमहोर्मिमनोरमायां' सतां–पण्डितानां तर्काः–प्रमाणादिपदार्थविचारास्त एव कर्कशाः–कठोरा महोर्मयो–महाकल्लोलास्तैर्मनोरमा–मनोहरा या सा सत्तर्ककर्कशमहोर्मिमनोरमा तस्यां सत्तर्ककर्कशमहोर्मिमनोरमायाम् । तत्पर्यन्तं त्वदाराधका लभन्त इत्यर्थः ॥ ३९॥

## अन्वयः

( हे देवि ! ) निरन्तरं त्वत्–पाद–पङ्कज–वन–आश्रयिणः साहित्य–शाब्दिक–रस–अमृत–पूरितायां सद्–तर्क–कर्कश–महत्–ऊर्मि–मनोरमायां अ–शेष कलन्दिकायां पारं लभन्ते ।

## શબ્દાર્થ

साहित्य=સાહિત્ય.
शाब्दिक=વ્યાકરણ.
रस=રસ.
अमृत=અમૃત.
पूरित ( धा० पूर् )=પૂર્ણ.
साहित्यशाब्दिकरसामृतपूरितायां=સાહિત્ય અને વ્યાકરણના રસરૂપી અમૃતથી પૂર્ણ.
सद्=પણ્ડિત.
तर्क=તર્ક.
कर्कश=કઠોર.
महत्=મોટા.
ऊर्मि=કલ્લોલ.
मनोरम=મનોહર.
सत्तर्ककर्कशमहोर्मिमनोरमायां=પણ્ડિતોના તર્કરૂપી કઠોર તેમજ મોટા કલ્લોલો વડે મનોહર.
पारं ( मू० पार )=પારને.
निरन्तरं=સર્વદા.
अशेष=નિઃશેષ, સમસ્ત.
कलन्दिका=વિદ્યા.
अशेषकलन्दिकायां=સમસ્ત વિદ્યામાં.
पाद=ચરણ,
पङ्कज=કમલ.
वन=વન.
आश्रयिन्=આશ્રય લેનાર.
त्वत्पादपङ्कजवनाश्रयिणः=તારાં ચરણ-કમલોરૂપી વનનો આશ્રય લેનારા.
लभन्ते ( धा० लभ् )=પામે છે.

## પદ્યાર્થ

"હે દેવી ! નિરન્તર તારાં ચરણ-કમલરૂપી વનનો આશ્રય લેનારા ( કાવ્યાદિક ) સાહિત્ય

અને વ્યાકરણના રસામૃતથી પરિપૂર્ણ એવી તેમજ પણ્ડિતોના તર્કરૂપી કઠોર તેમજ મોટા કલ્લોલો વડે મનોહર એવી સર્વ વિદ્યાને વિષે પાર પામે છે."—૩૯

* * * *

संस्थैरुपर्युपरि लोकमिलौकसो ज्ञा
व्योम्नो गुरुज्ञकविभिः सह सख्यमुच्चैः ।
अन्योऽन्यमान्यमिति ते यदवैमि मात–
स्त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥ ४० ॥

## टीका

हे मातरहमिति अवैमि–जानामि । इतीति किं ? यत् 'इलौकसो ज्ञा' इलायाम्–उर्व्यां–भूमौ ओको–गृहं येषां ते इलौकसो–मनुष्या ज्ञाः–पण्डिताः सख्यं–मैत्रीभावं व्रजन्ति–प्राप्नुवन्ति । कैः सह ? गुरुज्ञकविभिः सह–बृहस्पतिबुधभृगुदेवैः सह । त्वदाराधका देवप्रिया भवन्तीति भावः । कस्मात् ? ते–तव स्मरणात्–ध्यानात् । किंविशिष्टैः ? व्योम्न–आकाशस्य उपर्युपरि लोकं–देवलोकं उपरि यथाक्रमं संस्थैः–स्थितैः । किंविशिष्टस्य व्योम्नः ? 'भवतः' भानि–नक्षत्राणि सन्त्यस्मिंस्तद् भवत् तस्य भवतः, नक्षत्रमण्डितस्येत्यर्थः । किंविशिष्टं सख्यं ? उच्चैः–अतिशयेन अन्योऽन्यमान्यं–परस्परपूज्यम् । किं कृत्वा ? त्रासं विहाय–भयं त्यक्त्वा । मर्त्या अमर्त्यान् अमर्त्याश्च मर्त्यान् अर्थयन्तीति परस्परं प्रीतिरिति ॥ ४० ॥

## अन्वयः

( हे ) मातः ! यद् इला–ओकसः ज्ञाः ते स्मरणात् त्रासं विहाय भ–वतः व्योम्नः उपरि उपरि लोकं संस्थैः गुरु–ज्ञ–कविभिः सह उच्चैः अन्योऽन्य-मान्यं सख्यं व्रजन्ति इति अवैमि ।

## શબ્દાર્થ

संस्थैः ( मू० संस्थ )=રહેલા.
उपरि=ઉપર.
लोकं ( मू० लोक )=લોકમાં, દુનિયામાં.
इला=પૃથ્વી.
ओकस्=ગૃહ.
इलौकसः=પૃથ્વી ઉપર ગૃહો છે જેનાં તે, મનુષ્યો.
ज्ञाः ( मू० ज्ञ )=પણ્ડિતો.
व्योम्नः ( मू० व्योमन् )=આકાશના.
गुरु=બૃહસ્પતિ.
ज्ञ=બુધ.
कवि=શુક્ર.
गुरुज्ञकविभिः=બૃહસ્પતિ, બુધ અને શુક્ર સાથે.
सह=સાથે.
सख्यं ( मू० सख्य )=મિત્રતાને, દોસ્તીને.
उच्चैः=અત્યન્ત.
अन्योऽन्य=પરસ્પર.
मान्य=માન્ય, પૂજ્ય.
अन्योऽन्यमान्यं=પરસ્પર પૂજ્ય.
अवैमि ( धा० इ )=હું જાણું છું.
मातः ! ( मू० मातृ )=હે માતા !
त्रासं ( मू० त्रास )=ત્રાસને.
विहाय ( धा० हा )=છોડીને.
भवतः ( मू० भ–वत् )=નક્ષત્ર-યુક્ત.
स्मरणात् ( मू० स्मरण )=સ્મરણથી.
व्रजन्ति ( धा० व्रज् )=પામે છે.

### પદ્યાર્થ

"હે માતા! મર્ત્ય-લોકવાસી પણ્ડિતો તારૂં સ્મરણ કરવાથી ત્રાસરહિત બનીને નક્ષત્ર-યુક્ત આકાશના ઉપર ઉપર આવેલા લોકને વિષે રહેલા એવા બૃહસ્પતિ, બુધ અને શુક્રે સાથે એક બીજાને અતિશય માન્ય એવી મિત્રતા પામે છે ( અર્થાત્ માનવોની દેવો સાથે અને દેવોની માનવો સાથે પણ મૈત્રી થાય છે )."—૪૦

### સ્પષ્ટીકરણ

**નક્ષત્ર-વિચાર—**

જૈન દર્શનમાં નક્ષત્રો ૨૮ માનવામાં આવ્યા છે, જ્યારે સાધારણ રીતે લોકમાં ૨૭ નક્ષત્રોનો વ્યવહાર છે. અત્ર 'અભિજિત્' નો ઉત્તરાષાઢાના ચતુર્થ પાદમાં અનુપ્રવેશ થતો હોવાથી તેને જુદું ગણવામાં ન આવે, તો જૈન માન્યતા લૌકિક માન્યતાની સાથે મળતી થાય છે. ૨૮ નક્ષત્રોનાં નામો **જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ**ના ૧૫૫ મા સૂત્રમાં સૂચવ્યા પ્રમાણે નીચે મુજબ છે:—

( ૧ ) અભિજિત્, ( ૨ ) શ્રવણ, ( ૩ ) ધનિષ્ઠા, ( ૪ ) શતભિષક્, ( ૫ ) પૂર્વાભદ્રપદા, ( ૬ ) ઉત્તરાભદ્રપદા, ( ૭ ) રેવતી, ( ૮ ) અશ્વિની, ( ૯ ) ભરણી, ( ૧૦ ) કૃત્તિકા, ( ૧૧ ) રોહિણી, ( ૧૨ ) મૃગશિરસ્, ( ૧૩ ) આર્દ્રા, ( ૧૪ ) પુનર્વસુ, (૧૫) પુષ્ય, (૧૬) આશ્લેષા, ( ૧૭ ) મઘા, ( ૧૮ ) પૂર્વાફાલ્ગુની, ( ૧૯ ) ઉત્તરાફાલ્ગુની, ( ૨૦ ) હસ્ત, ( ૨૧ ) ચિત્રા, ( ૨૨ ) સ્વાતિ, ( ૨૩ ) વિશાખા, ( ૨૪ ) અનુરાધા, ( ૨૫ ) જ્યેષ્ઠા, ( ૨૬ ) મૂળ, ( ૨૭ ) પૂર્વાષાઢા અને ( ૨૮ ) ઉત્તરાષાઢા.

હિંદુ શાસ્ત્રમાં આ પ્રમાણેનો ક્રમ જોવાતો નથી. જૈન દર્શનમાં ભિન્ન ક્રમ રાખવાનો હેતુ એ છે કે યુગના પ્રારંભમાં ચન્દ્રની સાથે અભિજિત્નો પ્રથમ યોગ થાય છે ( જુઓ **જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિની શાન્તિચન્દ્રીયા** વૃત્તિ પત્રાંક ૪૯૬ ).

મનુષ્યલોકમાં રહેલા નક્ષત્રોનો વિષ્કમ્ભ એક ગાઉનો અને તેની ઊંચાઇ અડધા ગાઉની છે, જ્યારે તેની બહારનાં નક્ષત્રોનો વિષ્કમ્ભ અડધા ગાઉનો અને ઊંચાઇ એથી અડધી છે.

* * * *

देवा इयन्त्यजनिमम्ब ! तव प्रसादात्
प्राप्नोत्यहो प्रकृतिमात्मनि मानवीयाम् ।
व्यक्तं त्वचिन्त्यमहिमा प्रतिभाति तिर्यङ्
मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥ ४१ ॥

### टीका

हे अम्ब ! व्यक्तं—प्रकटं यथा स्यात् तथा तवात्मनि—स्वरूपे—वाग्देवतारूपेऽचिन्त्यमहिमा प्रतिभाति—प्रतिभासते । यद्—यस्मात् कारणात् तिर्यङ् मानवीयां प्रकृतिं—नरतनुं प्राप्नोति । अहो

इत्याश्चर्ये । मर्त्या–नरा मकरध्वजतुल्यरूपाः–कामदेवसमाकारा भवन्ति । तु–पुनः । अहो इत्याश्चर्ये । देवाः–सुरा अजनिं–अयोनिजन्मत्वं इयन्ति–प्राप्नुवन्ति । कस्मात् ? तव–भवत्याः प्रसादात्–जपा(तवा)नुग्रहाद् इति ॥ ४१ ॥

अन्वयः

( हे ) अम्ब ! ( तव ) आत्मनि अचिन्त्य-महिमा व्यक्तं प्रतिभाति, ( यद् ) तव प्रसादात् अहो तिर्यङ् मानवीयां प्रकृतिं प्राप्नोति, मर्त्याः मकर-ध्वज-तुल्य-रूपाः भवन्ति, देवाः तु अ-जनिं इयन्ति ।

શબ્દાર્થ

देवाः ( मू० देव )=સુરો.
इयन्ति=પામે છે.
अजनिं ( मू० अ–जनि )=યોનિ-રહિત જન્મને.
अम्ब ! ( मू० अम्बा )=હે માતા !
तव ( मू० युष्मद् )=તારા.
प्रसादात् ( मू० प्रसाद )=પ્રસાદથી, કૃપાથી.
प्राप्नोति ( धा० आप् )=મેળવે છે.
अहो=અહો !
प्रकृतिं ( मू० प्रकृति )=પ્રકૃતિને.
आत्मनि ( मू० आत्मन् )=સ્વરૂપને વિષે.
मानवीयां ( मू० मानवीया )=મનુષ્યસંબંધી.
व्यक्तं=સ્પષ્ટ રીતે.
तु=વળી.
चिन्त्य=વિચારણીય.
अचिन्त्य=વિચાર નહિ થઇ શકે એવો.
महिमन्=મહિમા, પ્રભાવ.
अचिन्त्यमहिमा=અચિન્ત્ય મહિમા.
प्रतिभाति ( धा० भा )=શોભે છે.
तिर्यङ् ( मू० तिर्यच् )=તિર્યંચ.
मर्त्याः ( मू० मर्त्य )=માનવો.
भवन्ति ( धा० भू )=થાય છે.
मकर=મગર.
ध्वज=ધ્વજા.
मकरध्वज=મદન.
तुल्य=સમાન.
रूप=રૂપ.
मकरध्वजतुल्यरूपाः=મદનના સમાન રૂપ જેનું એવા.

પદ્યાર્થ

"હે માતા ! તારા સ્વરૂપને વિષે અચિન્ત્ય મહિમાનો સ્પષ્ટ રીતે પ્રતિભાસ થાય છે (અર્થાત્ તારો મહિમા અપૂર્વ છે ), (કેમકે ) તારી કૃપા વડે અહો ! [1]તિર્યંચ મનુષ્ય-સંબંધી પ્રકૃતિને પામે છે (અર્થાત્ તિર્યંચ ભવનો ત્યાગ કરીને મનુષ્ય-ભવ પામે છે ). વળી મનુષ્યો મદનના સમાન સ્વરૂપવાળા બને છે અને દેવો તો યોનિ-રહિત એવા જન્મને પામે છે."—૪૧

* * * * *

ये चानवद्यपदवीं प्रतिपद्य पद्मे !
त्वच्छिक्षिता वपुषि वासरतिं लभन्ते ।
नोऽनुग्रहात् तव शिवास्पदमाप्य ते यत्
सद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥ ४२ ॥

---

१ જે જીવોને નારકી, માનવ કે દેવ-દાનવ તરીકે ઓળખાવી ન શકાય, તે જીવોને 'તિર્યંચ' કહેવામાં આવે છે. અન્ય શબ્દોમાં કહીએ તો એકેન્દ્રિયથી ચતુરિન્દ્રિય જીવો અને પંચેન્દ્રિય પૈકી દેવ-દાનવ, માનવ અને નારકી સિવાયના જીવો 'તિર્યંચ' છે.

### टीका

हे पद्मे !–हे कमले ! च–पुनः ये नरा 'त्वच्छिक्षिताः' त्वया शिक्षिताः त्वच्छिक्षिताः त्वच्छिकाशाल्लब्धवरप्रसादा ईदृशाः पुरुषाः त्वल्लब्धवरप्रसादा वपुषि–शरीरे योनिजन्मनि वासरतिं नो लभन्ते, वसनं वासो–गर्भावतारस्तस्मिन् रतिः–प्रीतिः वासरतिस्तां वासरतिं न प्राप्नुवन्ति । किं कृत्वा ? अनवद्यपदवीं–निरवद्यमार्गं प्रतिपद्य–संप्राप्य । स्याद्वादनयपन्थानमासाद्यापुनरावृत्तिमीहन्ते इति भावः । यद्–यस्मात् कारणात् ते–त्वत्संमानिताः (तव अनुग्रहात्) शिवास्पदं–सिद्धिस्थानं आप्य–लब्ध्वा स्वयम्–आत्मनैव सद्यः–तत्कालं विगतबन्धभया भवन्ति–विशेपेण गतं–विलयं प्राप्तं अष्टकर्मणां बन्धस्य भयं येषां ते विगतबन्धभया जन्मजरारहिता जायन्त इति ॥ ४२ ॥

### अन्वयः

( हे ) पद्मे ! त्वत्–शिक्षिताः ये च अन्–अवद्य-पदवीं प्रतिपद्य वपुषि वास-रतिं नो लभन्ते यद् ते तव अनुग्रहात् शिव–आस्पदं आप्य सद्यः स्वयं विगत-बन्ध-भयाः भवन्ति ।

### શબ્દાર્થ

ये ( मू० यद् )=જેઓ.
च=વળી.
अवद्य=દૂષણ.
अनवद्य=અવિદ્યમાન છે દૂષણ જેને વિષે એવા, દોષ-રહિત.
पदवी=માર્ગ.
अनवद्यपदवीं=દોષ-રહિત માર્ગને.
प्रतिपद्य ( धा० पद् )=પ્રાપ્ત કરીને.
पद्मे ! ( मू० पद्मा )=હે લક્ષ્મી !
शिक्षित ( धा० शिक्ष् )=શિક્ષા પામેલ.
त्वच्छिक्षिताः=તારી પાસેથી શિક્ષા પામેલા.
वपुषि ( मू० वपुस् )=દેહને વિષે.
वास=નિવાસ.
रति=પ્રીતિ.
वासरतिं=નિવાસની પ્રીતિને.
लभन्ते ( धा० लभ् )=મેળવે છે.
नो=નહિ.
अनुग्रहात् ( मू० अनुग्रह )=પ્રસાદ વડે.
शिव=મોક્ષ.
आस्पद=સ્થાન.
शिवास्पदं=મોક્ષ-સ્થાનને.
आप्य ( धा० आप् )=પ્રાપ્ત કરીને.
ते ( मू० तद् )=તેઓ.
यद्=જેથી કરીને.
सद्यस्=તત્કાળ.
स्वयं=પોતાની મેળે.
विगत ( धा० गम् )=વિશેષતઃ ગયેલ.
बन्ध=બન્ધ.
भय=બીક.
विगतबन्धभयाः=વિશેષતઃ જતો રહ્યો છે બન્ધનો ભય જેમનો એવા.
भवन्ति ( धा० भू )=થાય છે.

### પદ્યાર્થ

"વળી હે લક્ષ્મી ! તારી પાસેથી શિક્ષા પામેલા ( અર્થાત્ તારા વરદાન વડે વિભૂષિત બનેલા ) એવા જે ( મનુષ્યો ) ( સ્યાદ્વાદરૂપી ) દોષ-રહિત સ્થાનને પ્રાપ્ત કરીને માતાના શરીરમાં નિવાસ કરવામાં પ્રીતિ રાખતા નથી ( અર્થાત્ જેઓ ગર્ભાવતારથી વિમુખ બને છે ), તેઓ તે કારણને લીધે તારી કૃપા વડે મુક્તિ-પદવીને પ્રાપ્ત કરીને પોતાની મેળે તત્કાલ ( અષ્ટ કર્મના ) બન્ધના ભયથી મુક્ત બને છે."—૪૨

* * * * *

१ 'त्वया० पुरुषाः' इति पाठः क-प्रत्यां न वर्तते ।

इन्दोः कलेव विमलाऽपि कलङ्कमुक्ता
गङ्गेव पावनकरी नजलाशयाऽपि ।
स्यात् तस्य भारति ! सहस्रमुखी मनीषा
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४३ ॥

टीका

हे भारति ! भरतस्य–भरतक्षेत्रस्याधिष्ठातृत्वाद् भारती अथवा भरतेन भ्रात्रा चक्रवर्तिना सह जाता–युगलप्रसवत्वात् सहोत्पन्ना भारती–ब्राह्मी तत्सम्बोधने हे भारति ! । यो मतिमान्–प्राज्ञ इमं–मत्कृतं 'तावकं' तवेदं तावकं स्तोत्रं अधीते–पठति । अधिपूर्व इङ् अध्ययने । तस्य मतिमतः मनीषा–बुद्धिः 'सहस्रमुखी' सहस्रं मुखं यस्याः सा, अथवा मुखे सहस्ररूपा एकस्या अनेकार्थरूपा सा सहस्रमुखी स्यात्–भवेत् । किंविशिष्टा मनीषा ? पावनकरी–पवित्रकारिणी अपि नजलाशया डलयोः सावर्ण्यात् 'नजडाशया' नजडेषु–मूर्खेषु आशयः–अभिप्रायो यस्याः सा नजडाशया, नञो नञादिगणे पठितत्वात् अनादेशो न । मनीषा का इव ? गङ्गा इव । किंविशिष्टा गङ्गा ? सहस्रमुखी–सहस्रधारा, अपीति विरोधे जलाशया–जलरूपा किं पावनकरी न ? अपि तु पावनकरी स्यादेव । जलमाशेते–समन्तात् तिष्ठति यत्र सा जलाशया नित्यजला हिमवतोऽवतरिता पवित्रा स्वयं पुनाति च लोकम् । पुनः किंविशिष्टा मनीषा ? विमला–निर्मला अपि–निश्चयेन कलङ्कमुक्ता–कलङ्करहिता । मनीषा का इव ? इन्दोः–चन्द्रस्य कलेव, सा विमलाऽपि कलङ्कमुक्ता न, सकलङ्कत्वा-( वत्वा )त्, मनीषायां निष्कलङ्कत्वमधिकम् । इन्दोः कलाऽपि सहस्रमुखी सहस्ररश्मीनामुदयत्वात् तुल्यविशेषणानि ॥ ४३ ॥

अन्वयः

( हे ) भारति ! यः मतिमान् इमं तावकं स्तवं अधीते, तस्य मनीषा इन्दोः सहस्र-मुखी कला इव सहस्र-मुखी विमला कलङ्क-मुक्ता अपि सहस्र-मुखी गङ्गा इव पावनकरी न-जल-आशया अपि स्यात् ।

શબ્દાર્થ

इन्दोः ( मू० इन्दु )=ચન્દ્રની.
कला=કળા.
इव=જેમ.
विमला ( मू० विमल )=નિર્મળ.
अपि=નિશ્ચયવાચક અવ્યય.
कलङ्क=કલંક.
मुक्त ( धा० मुच् )=મુક્ત.
कलङ्कमुक्ता=કલંકથી રહિત.
गङ्गा=ગંગા.
पावन=પવિત્ર.
करी=કરનારી.
पावनकरी=પવિત્ર કરનારી.
न=નહિ.
जलाशया=ચારેબાજુ જળ જ્યાં રહે છે તે, સર્વદા જળવાળી.
जड=મૂર્ખ.
आशय=અભિપ્રાય.
नजलाशया=મૂર્ખને વિષે આશય નથી જેનો એવી.
स्यात् ( धा० अस् )=થાય.
तस्य ( मू० तद् )=તેની.
भारति ! ( मू० भारती )=હે સરસ્વતી !

सहस्र=હજાર.
मुख=મુખ.
सहस्रमुखी=હજાર મુખવાળી.
मनीषा=મતિ, બુદ્ધિ.
यः ( मू० यद् )=જે.
तावकं ( मू० तावक )=તારા.
स्तवं ( मू० स्तव )=સ્તોત્રને.
इमं ( मू० इदम् )=આ.
मतिमान् ( मू० मतिमत् )=બુદ્ધિશાળી.
अधीते ( धा० इ )=પઠે છે.

## પદ્યાર્થ

"હે **સરસ્વતી !** જે બુદ્ધિશાળી ( મેં રચેલા ) આ તારા સ્તોત્રનું પઠન કરે, તેની બુદ્ધિ ચન્દ્રની [1]સહસ્ર-મુખી કલાની જેમ નિર્મળ અને કલંક-રહિત તેમજ [2]સહસ્ર-મુખી ગંગા (નદી)-ની જેમ પવિત્ર કરનારી અને વળી જડને વિષે અભિપ્રાય-રહિત એવી નક્કી થાય."—૪૩

*　　*　　*　　*

योऽहञ्जयेऽकृत जयोऽगुरुषेऽमकर्ण–
पादप्रसादमुदि तो गुरुधर्मसिंहः ।
वाग्देवि ! भूम्नि भवतीभिरभिज्ञसङ्घे
तं मानतुङ्गमवशा समुपैति लक्ष्मीः ॥ ४४ ॥

## टीका

हे वाग्देवि !–श्रुताधिष्ठातृत्वाद् हे श्रुतदेवि ! वाचां–वाणीनां मध्ये देवी महिमाधिक्येन दीव्यति–क्रीडतीति वाग्देवी तत्सम्बोधने हे वाग्देवि ! भवतीभिः–युष्माभिर्यः 'गुरुधर्मसिंहः' गुरुः–गरिष्ठो यो धर्मो–दशविधः क्षान्त्यादिस्तत्र सिंह इव सिंहः प्रबलपौरुषत्वात् पुमान् 'भूम्नि' बहोर्भावो भूमा तस्मिन् भूम्नि बहुविधे 'अभिज्ञसङ्घे' अभिज्ञो–दक्षो–धर्मपरायणो योऽसौ सङ्घश्चतुर्विधः साधुसाध्वीश्रावकश्राविकारूपस्तस्मिन्नभिज्ञसङ्घे 'जयो' जयतीति जयः–जयवान् अकृत–चक्रे । ग्रन्थकर्तुर्नामाऽपि गुरुधर्मसिंहः गुरुः–आचार्यश्चासौ धर्मसिंहश्च धर्मसिंहाभिधानः गुरुधर्मसिंहः, बहूनां धर्मोपदेशकत्वाद् गुरुः–आचार्यः स्याद्वादनयप्रख्यापनाज्जैनाचार्यः श्रीधर्मसिंहनामाऽहं चतुर्विधसङ्घसभायां वाग्देवताभिर्जयवान् चक्रे इति कथनाशयेन लब्धवरप्रसाद इति ज्ञापितम् । किंविशिष्टेऽभिज्ञसङ्घे ? 'अहञ्जये' अन्येषामेकान्तवादिनां अहमित्यहङ्कारं जयतीति अहञ्जयस्तस्मिन्नहञ्जये । अहमित्यहङ्कारार्थेऽव्ययम् । मिथ्यात्वं निर्मूलमुन्मूल्य सम्यक्त्वमूलस्वधर्मतत्परे सङ्घे इत्यर्थः । पुनः किंविशिष्टो यः ? 'तः' 'तु वृद्धौ' धातुः त्वदनुग्रहात् तौतीति तः, स्वमहिम्ना वृद्धिं प्राप्त इत्यर्थः । किंविशिष्टे सङ्घे ? 'अगुरुषे' अनाचाराः सन्त आत्मानं गुरुत्वमन्यमाना येऽगुरवस्तान् सिनोति–वाग्वादैर्बन्धते–निरुत्तरीकरोति सः अगुरुषः–कुगुरुनिषेधकः तस्मिन्नगुरुषे । 'षिञ् बन्धने' सिनोतेर्डः कृदन्तप्रत्ययः, (ततः) अगुरुष इति सिद्धम् । पुनः किंविशिष्टे सङ्घे ? 'अमकर्णपादप्रसादमुदि' अम् रोगे अमतीति अम् क्विबन्तः अम्–रोगः, अकं–दुःखं, न कं अकं, अं च अकं च ऋणं च अमकर्णानि, तानि पाति–

[1] ચન્દ્રનાં કિરણોની સંખ્યા એક હજારની હોવાથી આ વિશેષણ યુક્ત છે.
[2] હિમાલય પર્વત ઉપરથી પડતી ગંગા નદીની સહસ્ર ધારા હોવાથી આ વિશેષણ સાર્થક છે.

रक्षतीति अमकर्णपं, तच्च तत् अत् च-बन्धनं, अति अदि बन्धने क्विबन्तः, अत्शब्दो बन्धनपर्यायार्थः, अमकर्णपात्, तस्य अमकर्णपादः-रोगदुःखऋणरूपबन्धनस्याप्रसादः-पराभवस्तेन मुद्-हर्षो यस्य सोऽमकर्णपादप्रसादमुत् तस्मिन् अमकर्णपादप्रसादमुदि । तत्र-शासनाधिष्ठातुः भवत्या अनुग्रहात् सप्त ईतयः रोगादयः सङ्घे न पराभवन्ति तेन प्रकर्षहर्षयुक्ते इत्यर्थः । अथ च ग्रन्थकर्तुः पक्षे विशेषणे च । किंविशिष्टो यो गुरुधर्मसिंहः ? गुरुपेमकर्णपादप्रसादमुदितः स्वयं शिक्षार्पितत्वात् स्वहस्तदीक्षाप्रदानात् स्वपदस्थापितत्वात् गुरुः-महान् गुरुर्मदीयधर्मोपदेष्टा श्रीपूज्यः पेमकर्णाभिधेयः तेषां ( तस्य ) पादप्रसादेन-चरणप्रभावेण मुदितो-हर्षितः गुरुपेमकर्णपादप्रसादमुदितः, श्रीमद्गुरुपादानुग्रहप्रवृद्धहर्ष इत्यर्थः । अत्र पेमकर्णशब्दस्य श्रवणनक्षत्रस्य च चतुर्थपादे जन्मत्वान्मूर्धन्यपकारादिक उचित एवेति निर्णीय लिखितोऽस्ति । अथवा ग्रामनाम्नोः संस्काराभावान्नात्र वितर्कः । हे देवते ! त्वया यो जयवान् चक्रे, यः कः पुरुषोत्तमः तदाह--अवशा-निर्गला लक्ष्मीः तं जयवन्तं पुरुषोत्तमं समुपैति-सुतरां भजते-प्रीत्याऽऽश्रयतीत्यर्थः । किंविशिष्टं तं ? 'मानतुङ्गं' मानेन-सन्मानेन गुर्वनुग्रहप्रतिष्ठया त्वत्तो लब्धवरेण च तुङ्गः-उच्चैस्तरो महिमाधिको यः स मानतुङ्गः तं मानतुङ्गं सदा साम्राज्यलक्ष्मीः सेवते इति भावः । अथ चतुर्थपादे मानतुङ्गशब्देन प्राचीनभक्तामरस्तोत्रकर्त्रा स्वनाम मानतुङ्गाचार्य इति ज्ञापितम् । तच्च सर्वमवसेयमिति ॥ ४४ ॥

॥ इति श्रीचतुर्थपादसमस्यापूरितभक्तामरस्तोत्रवृत्तिः स्वोपज्ञा समाप्ता ॥

### अन्वयः

( हे ) धात्रू-देवि ! भवतीभिः यः तः गुरु-धर्म-सिंहः अहं-जये अ-गुरु-पे अम्-अ-फ-ऋण-पं-अत्-अ-प्रसाद-मुदि भूम्नि अभिक्ष-सङ्घे जयः कृतः, तं मान-तुङ्गं अ-वशा लक्ष्मीः समुपैति ।

### अथवा

( हे ) धात्रू-देवि ! भवतीभिः यः गुरु-पेमकर्ण-पाद-प्रसाद-मुदितः गुरु-धर्मसिंहः अहं-जये भूम्नि-अभिक्ष-सङ्घे जयः कृतः, तं मान-तुङ्गं अ-वशा लक्ष्मीः समुपैति ।

### શબ્દાર્થ

यः ( मू० यद् )=જે.
अहं=અહંકારવાચક અવ્યય.
अहञ्जये ( मू० अहञ्जय )=અહંકારને જીતે છે તેવા.
अकृत ( धा० कृ )=કરતો હવો.
जयः ( मू० जय )=વિજયી.
अ=નકારવાચક શબ્દ.
गुरु=ગુરૂ.
सि=બાંધવું.
अगुरुपे=કુગુરૂને બંધન-કર્તા એવા.
अम्=રોગ.
फ=સુખ.
अक=દુઃખ.
ऋण=ઋણ, દેવું.
पा=રક્ષણ કરવું.
अत्=બંધન.
प्रसाद=પ્રસાદ, કૃપા.
मुद्=હર્ષ.
अमकर्णपादप्रसादमुदि=રોગ, દુઃખ અને ઋણનું રક્ષણ કરનારા એવા બન્ધનના પરાભવને લીધે હર્ષ છે જેને એવા.
तः ( मू० त )=વૃદ્ધિ પામેલા.
गुरु=(૧) મહાન્; (૨) આચાર્ય.
पेमकर्ण=પેમકર્ણ, ધર્મસિંહના ગુરૂ.
मुदित ( धा० मुद् )=હર્ષિત.
गुरुपेमकर्णपादप्रसादमुदितः=ગુરૂ પેમકર્ણના ચરણની કૃપા વડે હર્ષિત.
गुरु=મોટા.

धर्म=ધર્મ.
सिंह=સિંહ.
धर्मसिंह=ધર્મસિંહ, આ સ્તોત્રના કર્તા.
गुरुधर्मसिंहः=(૧) મહાધર્મને વિષે સિંહ સમાન; (૨) ધર્મસિંહ આચાર્ય.
वाच्=વાણી.
देवी=દેવી.
वाग्देवि !=હે વાગ્દેવતા !
भूम्नि ( मू० भूमन् )=બહુવિધ, અનેક પ્રકારવાળા.
भवतीभिः ( मू० भवती )=આપશ્રી વડે.
अभिज्ञ=ચતુર.
सङ्घ=સંઘ.
अभिज्ञसङ्घे=ચતુર સંઘને વિષે.
तं ( मू० तद् )=તેને.
मान=સત્કાર.
तुङ्ग=ઉન્નત.
मानतुङ्ग=માનતુંગ, ભક્તામર-સ્તોત્રના કર્તા.
मानतुङ्ग=સત્કાર વડે ઉન્નત.
अवशा ( मू० अवश )=સ્વતંત્ર.
समुपैति ( धा० इ )=સમીપ જાય છે.
लक्ष्मीः ( मू० लक्ष्मी )=લક્ષ્મી.

## પદ્યાર્થ

"હે વાગ્-દેવી ! ( એકાન્તવાદીઓના ) અહંકારને જીતનારા એવા, વળી ( અનાચારી હોવા છતાં પણ પોતાને ગુરૂ કહેવડાવનારા એવા ) કુગુરૂઓને બન્ધન-કર્તા ( અર્થાત્ તેમને નિરૂત્તર બનાવનારા એવા ), વળી રોગ, દુઃખ અને ઋણરૂપી બન્ધનના પરાભવને લીધે હર્ષિત ( અર્થાત્ રોગાદિકથી મુક્ત હોવાને લીધે હર્ષિત ) એવા બહુવિધ ( સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપી ચતુર્વિધ ) ચતુર સંઘને વિષે ( પોતાના ગૌરવને લીધે ) વૃદ્ધિ પામેલા એવો જે ગરિષ્ઠ ( દશવિધ ) ધર્મને વિષે સિંહસમાન ( મનુષ્ય ) આપશ્રી વડે વિજયી થયો, તે સત્કાર વડે ઉન્નત ( બનેલા મનુષ્ય )ની સમીપ સ્વતંત્ર **લક્ષ્મી** જાય છે."

## અથવા

"હે વાગ્-દેવી ! ગુરૂ (શ્રી )ષેમકર્ણના ચરણ-પ્રસાદથી હર્ષ પામેલા એવો જે હું ( સ્યાદ્વાદરૂપી માર્ગને પ્રતિપાદન કરનારો જૈન ) આચાર્ય **ધર્મસિંહ** ( એકાન્તવાદી એવા જૈનેતરોના ) અભિમાનને મોડનારા એવા તથા વળી બહુવિધ તેમજ ચતુર એવા સંઘને વિષે તારા વડે ( અર્થાત્ તારા વરદાનના પ્રસાદથી ) વિજયી બન્યો, તે (ગુરૂના તેમજ તારા કૃપાપાત્ર બનવારૂપ) સત્કાર વડે ઉન્નત ( અર્થાત્ અન્ય મનુષ્યો કરતાં અધિક મહિમાવાળા એવા મને ) સ્વતંત્ર ( આત્મિક ) લક્ષ્મી સદા સેવે છે."—૪૪

## સ્પષ્ટીકરણ

### ધર્મના દશ પ્રકારો—

( ૧ ) ક્ષમા, ( ૨ ) નિર્લોભતા, ( ૩ ) સરલતા, ( ૪ ) મૃદુતા, ( ૫ ) લાઘવ, ( ૬ ) સત્ય, ( ૭ ) સંયમ, ( ૮ ) તપ, ( ૯ ) ત્યાગ અને ( ૧૦ ) બ્રહ્મચર્ય એ ધર્મના દશ પ્રકારો છે. આ વાતની **સમવાયાંગ**ના દશમા સ્થાનકનો નીચે મુજબનો ઉલ્લેખ સાક્ષી પૂરે છે:—

"[1]दसविहे समणधम्मे पन्नत्ते, तंजहा—खंती १ मुत्ती २ अज्जवे ३ मद्दवे ४ लाघवे ५ सच्चे ६ संजमे ७ तवे ८ चियाए ९ बंभचेरवासे १० ।"

* * * * *

१ छाया—

दशविधः श्रमणधर्मः प्रज्ञप्तः, तद्यथा—क्षान्तिः, मुक्तिः, आर्जवं, मार्दवं, लाघवं, सत्यं, संयमः, तपः, त्यागः, ब्रह्मचर्यवासः ।



( २ )

श्रीलक्ष्मीविमलमुनिवर्यविरचितम्

# ॥ शान्तिभक्तामरम् ॥

श्रीगुरुभ्यो नमः । श्रीशारदायै नमः ।

श्री'शान्ति'मङ्गिसमवायहितं सुरेन्द्रा
लोकान्तिका इति गिराऽभिदधुर्यमाशु ।
तीर्थं विधेहि परिहाय नृराज्यभोगा-
वालम्बनं भवजले पततां जनानाम् ॥ १ ॥–वसन्ततिलका

'शक्रा'र्च्यपादकमलं विमलप्रतापं
व्यापादिताखिलखलारिनृपेन्द्रवर्गम् ।
क्षीणाष्टकर्मवरचक्रभृतां त्रयाणां
स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ २ ॥–युग्मम्

### अन्वयः

'नृ-राज्य-भोगौ परिहाय अङ्गिन्-समवाय-हितं भव-जले पततां जनानां आलम्बनं तीर्थं आशु विधेहि' इति यं लोकान्तिकाः सुर-इन्द्राः गिरा अभिदधुः, तं 'शक्र'-अर्च्य-पाद-कमलं विमल-प्रतापं व्यापादित-अखिल-खल-अरि-नृप-इन्द्र-वर्गं क्षीणाष्टकर्मन्-वर-चक्रभृतां त्रयाणां प्रथमं जिन-इन्द्रं श्री-'शान्ति' अहं अपि किल स्तोष्ये ।

### શબ્દાર્થ

श्री=માનવાચક શબ્દ.
शान्ति ( मू० शान्ति )=શાન્તિ(નાથ)ને, સોળમા તીર્થંકરને.
अङ्गिन्=પ્રાણી.
समवाय=સમુદાય, સમૂહ.
हित=કલ્યાણકારી.
अङ्गिसमवायहितं=પ્રાણીઓના સમુદાયને કલ્યાણકારી.
सुर=દેવ.
इन्द्र=નાથ.
सुरेन्द्राः=દેવેન્દ્રો, સુર-પતિઓ.
लोकान्तिकाः ( मू० लोकान्तिक )=લોકાન્તિક (દેવો).

---

१-२ एते द्वे श्रीशान्तिपदस्य विशेषणे वा ।

इति=એમ.
गिरा ( मू० गिर् )=વાણી વડે.
अभिदधुः ( धा० धा )=કહેતા હવા.
यं ( मू० यद् )=જેને.
आशु=શીઘ્ર, જલદી.
तीर्थं ( मू० तीर्थ )=ચતુર્વિધ સંઘ.
विधेहि ( धा० धा )=કર.
परिहाय ( धा० हा )=ત્યજી દઇને, છોડીને.
नृ=માનવ.
राज्य=રાજ્ય.
भोग=ભોગ.
नृराज्यभोगौ=( ૧ ) મનુષ્યના અને રાજ્યના ભોગોને; ( ૨ ) માનવ-રાજ્ય તેમજ ભોગને.
आलम्बनं ( मू० आलम्बन )=આધાર.
भव=સંસાર.
जल=જળ.
भवजले=સંસારરૂપ સમુદ્રને વિષે.
पततां ( मू० पतत् )=પડતા.
जनानां ( मू० जन )=મનુષ્યોના.
शक्र=શક્ર, સૌધર્મ નામના પ્રથમ દેવલોકનો ઇન્દ્ર.
अर्च्य=પૂજનીય, પૂજવા લાયક.
पाद=ચરણ.
कमल=કમળ.
शक्रार्च्यपादकमलं=શક્રને પૂજવા યોગ્ય છે ચરણ-કમલ જેનાં એવા.
विमल=નિર્મળ.
प्रताप=પ્રતાપ, તેજ.
विमलप्रतापं=નિર્મળ છે પ્રતાપ જેનો એવા.
व्यापादित ( धा० पद् )=મરણ પમાડેલ.
अखिल=સમસ્ત, સર્વ.
खल=શઠ, લુચ્ચો માણસ.
अरि=દુશ્મન.
नृप=ક્ષોણીધર, નૃપતિ, રાજા.
वर्ग=સમુદાય, સમૂહ.
व्यापादिताखिलखलारिनृपेन्द्रवर्गं=નાશ કર્યો છે સમસ્ત શઠ અને દુશ્મન એવા નૃપતિના સમૂહનો જેણે એવા.
क्षीणाष्टकर्मन्=તીર્થંકર.
वर=ઉત્તમ.
चक्रभृत्=ચક્રી, ચક્રવર્તી.
क्षीणाष्टकर्मवरचक्रभृतां=તીર્થંકરરૂપ ઉત્તમ ચક્રવર્તીઓના.
त्रयाणां ( मू० त्रय )=ત્રણના સમુદાયના.
स्तोष्ये ( धा० स्तु )=હું સ્તુતિ કરીશ.
किल=ખચિત.
अहं ( मू० अस्मद् )=હું.
अपि=પણ.
तं ( मू० तद् )=તેને.
प्रथमं ( मू० प्रथम )=પહેલા.
जिन=( ૧ ) વીતરાગ; ( ૨ ) સામાન્ય-કેવલી.
जिनेन्द्रं=જિનેશ્વરને, તીર્થંકરને.

## પદ્યાર્થ

### લોકાન્તિક દેવોની શાન્તિનાથને વિજ્ઞપ્તિ—

" મનુષ્યના તેમજ રાજ્ય(-પદવી)ના ભોગોને ત્યજી દઇને (ભવ્ય) પ્રાણીઓના સમુદાયને કલ્યાણકારી એવા તેમજ સંસાર-સમુદ્રમાં પડતા જનોને આધારભૂત એવા તીર્થને તું શીઘ્ર પ્રવર્તાવ

૧ સરખાવો—

" क्षीणाष्टकर्मा परमेष्ठ्यधीश्वरः "

—અભિધાન-ચિન્તામણિ (કા૦ ૧, શ્લો૦ ૨૪).

૨ ભોગો યાને વિષય-શ્રેણિની માહિતી માટે જુઓ ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ ( પૃ૦ ૧૪૮ ).

૩ ભવ્યની વ્યાખ્યા માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૪-૫ ).

૪ સંસારને સમુદ્રની ઉપમા કેવી રીતે ઘટે છે તે સંબંધમાં સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૧૪૭ )માં વિચાર કરવામાં આવ્યો છે.

૫ તીર્થ શબ્દના અર્થ માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૧૫ ).

એમ જેને લોકાન્તિક દેવેન્દ્રોએ વાણી દ્વારા કહ્યું તે શકને પૂજ્ય એવાં ચરણ-કમલવાળા, વિમળ પ્રતાપવાળા, વળી સમસ્ત શઠ અને શત્રુરૂપ એવા ક્ષોણીધરના સમૂહનો જેણે નાશ કર્યો છે એવા, તેમજ ([1]શાન્તિનાથ, [2]કુન્થુનાથ અને [3]અરનાથ) એ ત્રણ [4]તીર્થંકરરૂપ ઉત્તમ [5]ચક્રવર્તીઓમાં (ચક્રવર્તી તેમજ તીર્થંકર તરીકે) પ્રથમ એવા [6]જિનેશ્વર શ્રીશાન્તિ(નાથ)ને હું પણ સ્તવીશ."—૧-૨

## સ્પષ્ટીકરણ

### લોકાન્તિક દેવો—

જૈન શાસ્ત્રમાં દેવોના ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક એમ જે ચાર પ્રકારો પાડવામાં આવ્યા છે તે પૈકી વૈમાનિક દેવોના અવાન્તર ભેદોમાં લોકાન્તિક દેવોનો સમાવેશ થાય છે. આ દેવોના સ્થાનને 'બ્રહ્મલોક' તરીકે ઓળખાવવામાં આવે છે. આનો આકાર સંપૂર્ણ ચન્દ્ર જેવો ગોળ છે.

સમસ્ત લોકાન્તિક દેવો સમ્યગ્-દૃષ્ટિ છે. આ દેવોને સદ્ધર્મ પ્રતિ બહુમાન હોવાથી તેમજ તેમનું ચિત્ત સંસાર-દુઃખથી પીડિત જીવો તરફ દયાર્દ્ર હોવાથી તેઓને તીર્થંકરના જન્માદિકને વિષે વિશેષ આનંદ થાય છે. વળી તેમના કલ્પ (આચાર) મુજબ તેઓ દીક્ષા લેવાને તત્પર બનેલા તીર્થંકરની પાસે જઇ પ્રસન્ન ચિત્તે તેમની સ્તુતિ કરી જગતના કલ્યાણાર્થે તીર્થ પ્રવર્તાવવા તેમને વિજ્ઞપ્તિ કરે છે. ત્યાર બાદ તીર્થંકર વાર્ષિક દાન દેવાનો આરંભ કરે છે અને અંતમાં દીક્ષા લે છે.

લોકાન્તિક દેવોના (૧) સારસ્વત, (૨) આદિત્ય, (૩) વહ્નિ, (૪) અરૂણ, (૫) ગર્દતોય, (૬) તુષિત, (૭) અવ્યાબાધ, (૮) મરૂત્ અને (૯) અરિષ્ટ એમ નવ પ્રકારો છે. આ દેવો પૈકી પ્રથમના આઠ પ્રકારના દેવો કૃષ્ણરાજીના આંતરામાં ઇશાન કોણથી માંડીને પ્રત્યેક દિશામાં અનુક્રમે રહે છે. અર્થાત્ ઈશાન કોણમાં સારસ્વત, પૂર્વ દિશામાં આદિત્ય, અગ્નિ કોણમાં વહ્નિ, દક્ષિણ દિશામાં અરૂણ, નૈર્ઋત્ય કોણમાં ગર્દતોય, પશ્ચિમ દિશામાં તુષિત, વાયવ્ય કોણમાં અવ્યાબાધ અને ઉત્તર દિશામાં મરૂત્ રહે છે, જ્યારે નવમા પ્રકારના અરિષ્ટ દેવો મધ્યમાં રિષ્ટ વિમાનમાં વસે છે.

સર્વ લોકાન્તિક દેવો એકાવતારી છે અર્થાત્ તેઓ બધા ચ્યવીને મનુષ્ય તરીકે ઉત્પન્ન થઇ મોક્ષે જનારા છે એ પ્રમાણે દિગમ્બરો તેમજ કેટલાક શ્વેતામ્બરો પણ માને છે, જ્યારે કેટલાક શ્વેતામ્બરો

---

૧-૨-૩ આ સોળમા સત્તરમા અને અઢારમા તીર્થંકરોની સ્થૂલ રૂપરેખા સ્તુતિ-ચતુર્વિંશતિકાના અનુક્રમે ૧૮૫ મા, ૧૯૮ મા અને ૨૦૮ મા પૃષ્ઠમાં આલેખવામાં આવી છે.
૪ તીર્થંકરને લગતી ટુંક હકીકત માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૫, ૨૪, ૩૦-૩૩).
૫ ચક્રવર્તીના સંબંધમાં માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૨૦૫-૨૧૭).
૬ જિનેશ્વર એટલે કોણ તે સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૪, ૮૨) ઉપરથી જોઇ શકાય છે.

તેમ માનતા નથી. વિશેષમાં સારસ્વત અને આદિત્યની વચમાં અગ્ન્યાભ અને સૂર્યાભ, આદિત્ય અને વહ્નિની વચમાં ચન્દ્રાભ અને સત્યાભ એમ બે બે જાતના દેવોની વચ્ચે અન્ય બે બે જાતના દેવો છે એવી દિગમ્બરોની માન્યતા છે. વળી આ લોકાન્તિક દેવો એક બીજાથી સ્વતંત્ર હોવાથી તેમજ વિષય-વાસનાથી મુક્ત હોવાથી તેઓ 'દેવર્ષિ' કહેવાય છે એમ પણ તેઓ માને છે[2].

* * * * *

श्रुत्वेति वार्षिकमदाः प्रतिपादनं त्वं
भव्याय पापवनवह्न्यमृतायमानम् ।
सारं स्वभावसुखदं जिन ! तत्र दान-
मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ? ॥ ३ ॥

**अन्वयः**

इतिं प्रतिपादनं श्रुत्वा ( हे ) जिन ! त्वं तत्र भव्याय पाप-वन-वह्नि-अमृतायमानं सारं स्वभाव-सुख-दं वार्षिकं दानं अदाः । अन्यः कः जनः ( तत् ) सहसा ग्रहीतुं इच्छति ? ।

**શબ્દાર્થ**

**श्रुत्वा** ( धा० श्रु )=શ્રવણ કરીને, સાંભળીને.
**इति**=એ પ્રમાણે.
**वार्षिकं** ( मू० वार्षिक )=એક વર્ષ સુધીનું.
**अदाः** ( धा० दा )=આપતો હવો.
**प्रतिपादनं** ( मू० प्रतिपादन )=કથનને, નિરૂપણને.
**त्वं** ( मू० युष्मद् )=તું.
**भव्याय** ( मू० भव्य )=મોક્ષે જનારાને.
**पाप**=પાપ.
**वन**=વન, જંગલ.
**वह्नि**=અગ્નિ, આગ.
**अमृतायमान** ( मू० अमृत )=જળનું આચરણ કરનારૂં.
**पापवह्न्यमृतायमानं**=પાપરૂપી દાવાનળ પ્રતિ જળનું આચરણ કરનારા.
**सारं** ( मू० सार )=ઉત્તમ.
**स्वभाव**=સ્વભાવ.
**सुख**=સુખ.
**दा**=આપવું.
**स्वभावसुखदं**=સ્વભાવના સુખને આપનારૂં.
**जिन** ! ( मू० जिन )=હે તીર્થંકર !
**तत्र**=ત્યાં.
**दानं** ( मू० दान )=દાનને.
**अन्यः** ( मू० अन्य )=બીજો.
**कः** ( मू० किम् )=કોણ.
**इच्छति** ( धा० इष् )=ઇચ્છે છે.
**जनः** ( मू० जन )=મનુષ્ય.
**सहसा**=એકદમ.
**ग्रहीतुं** ( धा० ग्रह् )=લેવાને.

---

૧ આ સંબંધમાં મત-ભેદ છે, કેમકે ઉપાધ્યાય શ્રી**વિનયવિજય** **કલ્પસૂત્ર**ની **સુબોધિકા** નામની ( સૂ૦ ૧૧૦ ની ) વૃત્તિમાં એવો ઉલ્લેખ કરે છે કે—

"*लोकान्ते-संसारान्ते भवा लोकान्तिकाः, एकावतारत्वात्; अन्यथा ब्रह्मलोकवासिनां तेषां लोकान्तभवत्वं विरुध्यते*",જ્યારે **પ્રવચન-સારોદ્ધાર**માં લોકાન્તિકના સાત આઠ ભવો હોવા વિષે ઉલ્લેખ છે અને વળી **ઔપપાતિક** સૂત્રમાં "*लोकस्य-ब्रह्मलोकस्य अन्ते-समीपे भवा लोकान्तिकाः*" એ પ્રકારની વ્યુત્પત્તિ પણ જોવામાં આવે છે. આ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે **સારસ્વતા**દિક મુખ્ય લોકાન્તિક દેવો એકાવતારીજ હોવા જોઇએ, જ્યારે તેનો પરિવાર સાત આઠ ભવવાળો હોય.

૨ જુઓ **તત્ત્વાર્થરાજવાર્તિક** ( પૃ૦ ૧૭૪ ).

३ 'सारस्वभाव०' इति ग-पाठः ।

## પદ્યાર્થ

### પ્રભુએ દીધેલું સાંવત્સરિક દાન—

" એ પ્રમાણેનું ( લોકાન્તિકનું ) કથન શ્રવણ કર્યા બાદ હે તીર્થંકર ! તેં ભવ્ય ( જન )ને પાપરૂપી દાવાનળ પ્રતિ જળના સમાન ( અર્થાત્ પાપાગ્નિને શાંત કરનારૂં ) તથા ઉત્તમ તેમજ સ્વાભાવિક સુખને અર્પણ કરનારૂં એવું વાર્ષિક દાન ત્યાં ( અર્થાત્ ગજપુરમાં ) દીધું. ( ભવ્ય જન સિવાય આ દાનને ) એકદમ ગ્રહણ કરવાને બીજો કોણ ઇચ્છે ? "—૩

*     *     *     *     *

आत्तं व्रतं युगरसं( ६४ )प्रमितं सहस्रं
स्त्रीणां त्वया निहितमुक्तिहृदा विहाय ।
त्वामन्तरेण वनितोदभृतं किलान्यः
को वा तरीतुमलमम्बुनिधिं भुजाभ्याम् ? ॥ ४ ॥

### अन्वयः

स्त्रीणां युग-रस-प्रमितं सहस्रं ( ६४००० ) विहाय निहित-मुक्ति-हृदा त्वया व्रतं आत्तम् । त्वां अन्तरेण कः वा अन्यः वनिता-उदन्-भृतं अम्बु-निधिं भुजाभ्यां तरीतुं किल अलम् ?।

### શબ્દાર્થ

आत्तं ( मू० आत्त )=ગ્રહણ કરાયું.
व्रतं ( मू० व्रत )=( મહા )વ્રત, ચારિત્ર.
युग=યુગ, ચારસંખ્યાસૂચક શબ્દ.
रस=રસ, ७ „ „
प्रमित ( धा० मा )=માપેલું.
युगरसप्रमितं=૬૪ પ્રમાણવાળું.
सहस्रं ( मू० सहस्र )=હજારને.
स्त्रीणां ( मू० स्त्री )=નારીઓના.
त्वया ( मू० युष्मद् )=તારા વડે.
निहित ( धा० धा )=સ્થાપન કરેલ.
मुक्ति=મોક્ષ.
हृद्=હૃદય.
निहितमुक्तिहृदा=સ્થાપન કર્યું છે મુક્તિને વિષે હૃદય જેણે એવા.
विहाय ( धा० हा )=છોડીને.
त्वां ( मू० युष्मद् )=તને.
अन्तरेण=વિના.
वनिता=સ્ત્રી, લલના.
उदन्=જળ.
भृत ( धा० भृ )=ભરેલ.
वनितोदभृतं=સ્ત્રીરૂપી જળ વડે ભરેલા.
किल=ખરેખર.
अन्यः ( मू० अन्य )=બીજો, અપર.
कः ( मू० किम् )=કોણ.
वा=અથવા.
तरीतुं ( धा० तॄ )=તરવાને.
अलं=સમર્થતાવાચક અવ્યય.
अम्बु=જળ.
निधि=ભંડાર.
अम्बुनिधिं ( मू० अम्बुनिधि )=સમુદ્રને.
भुजाभ्यां=બે હાથ વડે.

---

૧ આ સંબંધમાં માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ० ૮૩ ).

## પદ્યાર્થ

**પ્રભુએ લીધેલી દીક્ષા—**

" ચોસઠ હજાર ( ૬૪૦૦૦ ) સ્ત્રીઓનો ત્યાગ કરીને મુક્તિને વિષે હૃદય સ્થાપન કરેલા ( અર્થાત્ મુક્તિ-મહિલાને મળવા ઉત્સુક ) એવા તેં વ્રતનું ગ્રહણ કર્યું ( અર્થાત્ દીક્ષા લીધી ). અથવા તારા સિવાય બીજો કોણ વનિતારૂપી જળથી પૂર્ણ એવા સમુદ્રને ( યથાર્થ જ્ઞાન અને ક્રિયારૂપી ) બે હાથ વડે તરી જવાને સમર્થ થઇ શકે ? "—૪

* * * *

आदाय नाथ! चरणं त्रिजगत्पिता त्वं
मोहाधिमत्तनुमतोऽपि चिकित्ससि स्म ।
चित्रं न तत्र गदिनोऽपि [1]हि नैव वैद्यं
नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ? ॥ ५ ॥

## अन्वयः

( हे ) नाथ! त्रि-जगत्-पिता त्वं चरणं आदाय मोह-आधिमत्-तनुमतः अपि चिकित्ससि स्म, तत्र न चित्रं; हि किं ना गदिनः अपि निज-शिशोः परिपालनार्थं वैद्यं न एव अभ्येति? ।

## શબ્દાર્થ

आदाय ( धा० दा )=ગ્રહણ કરીને.
नाथ! ( मू० नाथ )=હે સ્વામિન્ !
चरणं ( मू० चरण )=ચારિત્રને.
त्रि=ત્રણ.
जगत्=દુનિયા, લોક.
पितृ=પિતા, તાત.
त्रिजगत्पिता=ત્રૈલોક્યના પિતા.
त्वं ( मू० युष्मद् )=તું.
मोह=મોહ, મોહનીય કર્મ.
आधि=પીડા.
तनुमत्=જીવ.
मोहाधिमत्तनुमतः=મોહનીય ( કર્મ )ની પીડા છે જેને એવા (જીવ)ને.
अपि=પણ.
चिकित्ससि स्म (धा० कित् )=તું ચિકિત્સા કરતો હતો.
चित्रं=આશ્ચર્યવાચક અવ્યય.
न=નહિ.
तत्र=ત્યાં.
गदिनः ( मू० गदिन् )=રોગી.
हि=કેમકે.
ना ( मू० नृ )=મનુષ્ય.
एव=જ.
वैद्यं ( मू० वैद्य )=વૈદ્યને.
अभ्येति ( धा० इ )=સામે જાય છે.
किं=શું.
निज=પોતાના.
शिशु=બાળક.
निजशिशोः=પોતાના બાળકની.
परिपालन=રક્ષા.
अर्थ=પ્રયોજન.
परिपालनार्थं=રક્ષાને માટે.

---

१ ' पितैव ' इति ख–पाठश्चिन्तनीयः ।

## પદ્યાર્થ

**પ્રભુએ કરેલી મોહની ચિકિત્સા—**

"હે નાથ ! ચારિત્ર ગ્રહણ કરીને (કેવલજ્ઞાન પ્રાપ્ત કરી) [1]ત્રૈલોક્યના પિતા (સમાન બનેલા) એવા તેં [2]મોહનીય (કર્મ)ની પીડાથી ગ્રસ્ત જીવોની પણ ચિકિત્સા કરી તેમાં કંઇ આશ્ચર્ય નથી; કેમકે રોગી એવા પણ પોતાના બાળકના બચાવને માટે મનુષ્ય વૈદ્યની પાસે શું જતો નથી ?"—૫

* * * *

सर्वव्रतं क्षितिभृतो जगृहुस्तवानु
तत्कारणं करणनागहरे ! त्वमेव ।
आह्लादयत्यपि वनं सुरभिर्जनान् यत्
तच्चारुचूतकलिकानिकरैकहेतुः ॥ ६ ॥

अन्वयः

(हे) करण-नाग-हरे ! तव अनु क्षिति-भृतः सर्व-व्रतं जगृहुः, तत्-कारणं त्वं एव । यत् सुरभिः जनान् अन्यद् अपि वनं आह्लादयति, तत् चारु-चूत-कलिका-निकर-एक-हेतुः ।

## શબ્દાર્થ

सर्व=સમસ્ત.
व्रत=વ્રત.
सर्वव्रतं=સંપૂર્ણ વ્રતને.
क्षिति=પૃથ્વી.
भृत् (धा० भृ)=ધારણ કરનાર.
क्षितिभृतः (मू० क्षितिभृत्)=પૃથ્વીપતિઓએ, રાજાઓએ.
जगृहुः (धा० ग्रह)=ગ્રહણ કર્યું.
तव (मू० युष्मद्)=તારી.
अनु=પાછળ.
आह्लादयति (धा० ह्लाद्)=ખુશી કરે છે.
अपि=પણ.
वनं (मू० वन)=જંગલને.
सुरभिः (मू० सुरभि)=(१) સુગંધ, સુવાસ; (२) વસંત.
जनान् (मू० जन)= મનુષ્યોને.
यत्=જે માટે.
तत्=તે માટે.
चारु=મનોહર.
तद्=તે.
कारण=કારણ, હેતુ.
तत्कारणं=તેનું કારણ.
करण=ઇન્દ્રિય.
नाग=હાથી.
हरि=સિંહ.
करणनागहरे !=હે ઇન્દ્રિયરૂપી હાથી પ્રતિ સિંહ (સમાન) !
त्वं (मू० युष्मद्)=તું.
एव=જ.
चूत=આમ્ર, આંબો.
कलिका=કળી, માંજર.
निकर=સમૂહ.
एक=અદ્વિતીય, અસાધારણ.
हेतु=કારણ.
चारुचूतकलिकानिकरैकहेतुः=મનોહર આમ્ર-મંજરીના સમુદાયરૂપી અસાધારણ કારણ.

---

૧ આની સ્થૂલ માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૪૧) તેમજ ઋષભ-પંચાશિકા (પૃ૦ ૫૬).
૨ આની રૂપરેખા ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ (પૃ૦ ૮૩) માં આલેખવામાં આવી છે.

## પદ્યાર્થ

**પ્રભુનો અપૂર્વ સંયમ—**

"તારી પાછળ પૃથ્વીપતિઓએ ( પણ ) સંપૂર્ણ વ્રત ( સર્વવિરતિ ચરિત્ર ) ગ્રહણ કર્યું તેનું કારણ હે ( પાંચ ) ઇન્દ્રિયોરૂપી હાથી પ્રતિ સિંહસમાન ! તું જ છે. જે માટે સુવાસ મનુષ્યો પ્રતિ અન્ય વનને પણ પ્રીતિકર બનાવે છે, તેમાં મનોહર આમ્ર-મંજરીનો સમુદાય અસાધારણ કારણ છે (અર્થાત્ આમ્રમંજરીમાંથી એવી સુગંધ નીકળે છે કે એથી કરીને બાકીનું બધું વન પણ બહેકી રહે છે અને તેથી આ વનના કોઇ પણ ભાગમાં બેઠેલો પ્રાણી આનંદ પામે છે )."—६

* * * *

अज्ञानमाशु कठिनं दलितं त्वया तद्  
ध्यानज्वलज्ज्वलनज्योत्स्नमयेन विश्वम् ।  
ज्ञानेन सोज्ज्वलगुणेन हि पञ्चमेन  
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

### अन्वयः

ध्यान-ज्वलत्-ज्वलन-ज्योत्स्नमयेन स-उज्ज्वल-गुणेन पञ्चमेन ज्ञानेन त्वया तद् विश्वं कठिनं अज्ञानं सूर्य-अंशु-भिन्नं शार्वरं अन्धकारं इव आशु हि दलितम् ।

### શબ્દાર્થ

अज्ञानं ( मू० अज्ञान )=અજ્ઞાન, મૂર્ખતા.  
आशु=જલદી.  
कठिनं ( मू० कठिन )=કઠણ.  
दलितं ( मू० दलित )=નષ્ટ થયું.  
त्वया ( मू० युष्मद् )=તારાથી.  
तद्=પ્રસિદ્ધાર્થક શબ્દ.  
ध्यान=ધ્યાન.  
ज्वलत् ( धा० ज्वल् )=દેદીપ્યમાન, પ્રકાશતો.  
ज्वलन=અગ્નિ.  
ज्योत्स्न=પ્રકાશમાન.  
मय=પ્રચુરતાવાચક શબ્દ.  
ज्योत्स्नमयेन=અત્યંત પ્રકાશમાન.  
विश्वं ( मू० विश्व )=સમસ્ત, સંપૂર્ણ.  
ज्ञानेन ( मू० ज्ञान )=જ્ઞાન વડે.  
सह=સહિત.  
उज्ज्वल=ઉજ્જવળ, નિર્મળ.  
गुण=ગુણ.  
सोज्ज्वलगुणेन=ઉજ્જવળ ગુણોથી યુક્ત.  
हि=પાદપૂર્તિરૂપ અવ્યય.  
पञ्चमेन ( मू० पञ्चम )=પાંચમા.  
सूर्य=સૂર્ય, રવિ.  
अंशु=કિરણ.  
भिन्न ( धा० भिद् )=ભેદાયેલું.  
सूर्यांशुभिन्नं=સૂર્યનાં કિરણો વડે ભેદાયેલું.  
इव=જેમ.  
शार्वरं ( मू० शार्वर )=રાત્રિસંબંધી.  
अन्धकारं ( मू० अन्धकार )=અંધારું.

## પદ્યાર્થ

**કેવલજ્ઞાની પ્રભુએ કરેલ અજ્ઞાનનો નાશ—**

"જેમ રાત્રિ-સંબંધનો સમસ્ત ગાઢ અંધકાર સૂર્યનાં કિરણોથી ભેદાતાં નાશ પામે છે, તેમ ( શુક્લ ) ધ્યાનરૂપી અતિશય દેદીપ્યમાન અગ્નિની પ્રભાથી વ્યાપ્ત તેમજ ઉજ્જવળ ગુણોએ

કરીને યુક્ત એવા પંચમ ( અર્થાત્ કેવલ ) જ્ઞાન વડે તેં સુપ્રસિદ્ધ, સમસ્ત તેમજ કઠણ એવા અજ્ઞાનનો સત્વર નાશ કર્યો."—૭

* * * *

मान्यानि तानि विबुधैः कमलानि कान्त्यं
गच्छन्ति त्वत्पदमितानि च यानि योग्यम् ।
उच्चं विपक्तसुरनाथशिरः परं न
पद्माकरेषु जलजानि विकाशभाञ्जि ॥ ८ ॥

अन्वयः

यानि कमलानि उच्चं विपक्त-सुर-नाथ-शिरः योग्यं त्वत्-पदं इतानि तानि विबुधैः मान्यानि कान्त्यं च गच्छन्ति, परं पद्म-आकरेषु विकाश-भाञ्जि जलजानि न ।

શબ્દાર્થ

मान्यानि ( मू० मान्य )=સ્વીકારવા લાયક.
तानि ( मू० तद् )=તે.
विबुधैः ( मू० विबुध )=દેવો વડે.
कमलानि ( मू० कमल )=કમળો.
कान्त्यं ( मू० कान्त्य )=મનોહરતાને.
गच्छन्ति ( धा० गम् )=પામે છે.
पद्=ચરણ.
त्वत्पदं=તારા ચરણને.
इतानि ( मू० इत )=પ્રાપ્ત થયેલાં.
च=અને.
यानि ( मू० यद् )=જે.
योग्यं ( मू० योग्य )=યોગ્ય.
उच्चं=અત્યંતતાવાચક અવ્યય.
विपक्त ( धा० सञ्ज् )=અત્યંત આસક્ત.
सुर=દેવ.
नाथ=સ્વામી.
शिरस्=મસ્તક.
विपक्तसुरनाथशिरः=અત્યંત આસક્ત છે ઇન્દ્રનું મસ્તક જેને વિષે એવા.
परं=પરન્તુ.
न=નહિ.
पद्म=સૂર્ય-કમળ.
आकर=ખાણ.
पद्माकरेषु=સરોવરોને વિષે.
जलजानि ( मू० जलज )=કમળો.
विकाश=ખીલવું તે.
भाज्=ભજવું.
विकाशभाञ्जि=વિકાશને ભજનારાં.

પદ્યાર્થ

"જે કમળો ઉચ્ચ તથા વળી સુરપતિનું મસ્તક જેને વિષે અત્યંત આસક્ત છે એવા તેમજ યોગ્ય એવા તારા ચરણને પામેલાં છે, તે ( કમળો ) વિબુધોને માન્ય છે તેમજ તે મનોહરતાને પામે છે, પરંતુ સરોવરોમાં વિકસ્વર થનારાં (કિન્તુ તારા ચરણનો આશ્રય ન લેનારાં એવાં) કમળો વિબુધોને માન્ય નથી તેમજ તે મનોહરતાને પામતા નથી."—૮

* * * *

मर्त्योऽन्तिके व्रजति तेऽमृततां मुनीन्द्र-
स्योत्पन्नसारगुणकेवलदर्शनस्य ।
मुक्त्यङ्गनारमणवारिधरस्य शुक्तौ
मुक्ताफलद्युतिमुपैति ननूदबिन्दुः ॥ ९ ॥

**अन्वयः**

( यथा ) उदन्–बिन्दुः शुक्तौ मुक्ताफल–द्युतिं ननु उपैति, ( तथा ) मुनि-इन्द्रस्य उत्पन्न–सार–गुण–केवल–दर्शनस्य मुक्ति–अङ्गना–रमण–वारिधरस्य ते अन्तिके मर्त्यः अमृततां व्रजति ।

**શબ્દાર્થ**

मर्त्यः ( मू० मर्त्य )=માનવ.
अन्तिके ( मू० अन्तिक )=સમીપમાં.
व्रजति ( धा० व्रज् )=પામે છે.
ते ( मू० युष्मद् )=તારી.
अमृततां ( मू० अमृतता )=મોક્ષપણાને.
मुनि=સાધુ.
इन्द्र=શ્રેષ્ઠતાવાચક શબ્દ.
मुनीन्द्रस्य=મુનિવરના.
उत्पन्न ( धा० पद् )=ઉત્પન્ન થયેલ.
गुण=ગુણ.
केवल=કેવલ.
दर्शन=દર્શન.
उत्पन्नसारगुणकेवलदर्शनस्य=ઉત્પન્ન થયાં છે ઉત્તમ ગુણ અને કેવલદર્શન જેને વિષે એવા.
मुक्ति=મોક્ષ.
अङ्गना=મહિલા, સ્ત્રી.
रमण=ક્રીડા કરનાર.
वारिधर=મેઘ.
मुक्त्यङ्गनारमणवारिधरस्य=મુક્તિરૂપી મહિલાની સાથે ક્રીડા કરવામાં મેઘસમાન.
शुक्तौ ( मू० शुक्ति )=છીપમાં.
मुक्ताफल=મોતી.
द्युति=તેજ.
मुक्ताफलद्युतिं=મોતીના તેજને.
उपैति ( धा० इ )=પામે છે.
ननु=ખચિત.
उदन्=જળ.
बिन्दु=બિન્દુ, ટીપું.
उदबिन्दुः=જળનું બિન્દુ.

**પદ્યાર્થ**

" ( જેમ ) જળનું બિન્દુ શુક્તિમાં મૌક્તિકની પ્રભાને પામે છે, ( તેમ હે નાથ ! ) તું કે જે મુનીશ્વર છે તથા વળી જેને વિષે ઉત્તમ ગુણ અને કેવલદર્શન ઉત્પન્ન થયેલાં છે તેમજ જે મુક્તિરૂપી મહિલાની સાથે ક્રીડા કરવામાં મેઘસમાન છે તેની સમીપમાં માનવ મોક્ષપણાને પામે છે. "—૯

* * * *

त्वत्पादपद्ममभिपूज्य भजन्ति पादम्यं
पद्मानि किं तदुचितं न वितीर्णवित्त ! ।
ब्रह्मस्वरूपमय ! तस्य हि सेवया किं
भूत्याऽऽश्रितं य इह नात्मसमं करोति ? ॥ १० ॥

---

१ 'मभियुज्य' इति क–ख–पाठः ।

अन्वयः

( हे ) वितीर्ण-वित्त ! ( हे ) ब्रह्मन्-स्वरूप-मय ! त्वत्-पाद-पद्मं अभिपूज्य पद्मानि पाद्यं भजन्ति, किं तद् उचितं न ? ( अन्यथा ) यः आश्रितं भूत्या आत्मन्-समं न करोति, तस्य हि सेवया किम् ? ।

શબ્દાર્થ

पाद्=ચરણ, પગ.
पद्म=કમળ.
त्वत्पादपद्मं=તારા ચરણ-કમલને.
अभिपूज्य ( धा० पूज् )=અર્ચન કરીને, પૂજીને.
भजन्ति ( धा० भज् )=ભજે છે.
पाद्यं ( मू० पाद्य )=લક્ષ્મીને, શોભાને.
पद्मानि ( मू० पद्म )=સૂર્ય-કમલો.
किं=શું.
तद् ( मू० तद् )=તે.
उचितं ( मू० उचित )=યોગ્ય.
न=નહિ.
वितीर्ण ( धा० तॄ )=અર્પણ કરેલ.
वित्त=ધન.
वितीर्णवित्त !=અર્પણ કર્યું છે ધન જેણે એવા ! (સં०)
ब्रह्मन्=જ્ઞાન.
स्वरूप=સ્વરૂપ.
ब्रह्मस्वरूपमय !=હે જ્ઞાનસ્વરૂપી !
तस्य ( मू० तद् )=તેની.
हि=નિશ્ચયતાવાચક અવ્યય.
सेवया ( मू० सेवा )=સેવાથી, ચાકરીથી.
भूत्या ( मू० भूति )=સંપત્તિ વડે.
आश्रितं ( मू० आश्रित )=આશ્રય કરેલાને.
यः ( मू० यद् )=જે.
इह=અહિંઆ, આ દુનિયામાં.
आत्मन्=આત્મા.
सम=તુલ્ય, સમાન.
आत्मसमं=પોતાના સમાન.
करोति ( धा० कृ )=કરે છે.

પદ્યાર્થ

" જેણે (દીક્ષા સમયે એક વર્ષ સુધી) ધન અર્પણ કર્યું છે એવા ( હે નાથ ) ! હે બ્રહ્મસ્વરૂપી (પરમેશ્વર) ! તારાં ચરણ-કમલનું અર્ચન કરીને પદ્મો શોભાને પામે છે, તે શું યોગ્ય નથી ? ( તે યોગ્ય છે; કેમકે, નહિ તો ) જે પોતાના સેવકને સંપત્તિ(રૂપ વિષય)માં પોતાના સમાન કરતો નથી, તેની સેવાથી શું ? ( અર્થાત્ તેની સેવા કરવાથી સર્યું. ) "—૧૦

* * *

पीत्वा वचस्तव नृभिर्न पिपास्यतेऽन्यद्
ध्वस्तासमानरसमाप्तनयं गताघ ! ।
मिथ्यादृगुक्तमृभुसिन्धुपयःपिबानां
क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत् ? ॥ ११ ॥

अन्वयः

( हे ) गत-अघ ! तव ध्वस्त-असमान-रसं आप्त-नयं वचः पीत्वा नृभिः अन्यत् मिथ्या-दृश्-उक्तं न पिपास्यते । ऋभु-सिन्धु-पयस्-पिबानां कः जल-निधेः क्षारं जलं अशितुं इच्छेत् ? ।

१ 'ध्वस्ता०' इति ग-पाठः ।

## શબ્દાર્થ

पीत्वा ( धा० पा )=પાન કરીને, પીને.
वचः ( मू० वचस् )=વચનને.
तव ( मू० युष्मद् )=તારા.
नृभिः ( मू० नृ )=મનુષ્યો વડે.
न=નહિ.
पिपास्यते ( धा० पा )=પીવાની ઇચ્છા કરાય છે.
अन्यद् ( मू० अन्य )=અન્ય, બીજું.
ध्वस्त ( धा० ध्वंस् )=નાશ કરેલ.
असमान=અસમાન, સમાન નહિ એવો.
रस=રસ.
ध्वस्तासमानरसं=નાશ કર્યો છે અસમાન રસનો જેણે એવા.
आप्त ( धा० आप् )=પ્રાપ્ત કરેલ.
नय=પ્રમાણાંશ, યથાર્થ અભિપ્રાય.
आप्तनयं=પ્રાપ્ત કર્યા છે નયોને જેણે એવા.
गत ( धा० गम् )=ગયેલા.
अघ=પાપ.
गताघ ! =ગયેલાં છે પાપો જેનાં એવા ! ( સં० )
मिथ्या=અસત્ય.
दृश्=દૃષ્ટિ.
उक्त ( धा० वच् )=કહેલ.
मिथ्यादृगुक्तं=મિથ્યાદૃષ્ટિએ કહેલું.
ऋभु=દેવ.
सिन्धु=નદી.
पयस्=જળ.
पिब=પીનાર.
ऋभुसिन्धुपयःपिबानां=ગંગાનું જળ પીનારા.
क्षारं ( मू० क्षार )=ખારા.
जलं ( मू० जल )=જળને.
जलनिधेः ( मू० जलनिधि )=સમુદ્રનું.
अशितुं ( धा० अश् )=પીવાને.
कः ( मू० किम् )=કોણ.
इच्छेत् ( धा० इष् )=ઇચ્છે.

## પદ્યાર્થ

" જેનાં ( સમસ્ત ) પાપો ગયેલાં છે એવા હે ( નાથ ) ! જેણે અસમાન રસનો નાશ કર્યો છે એવા તેમજ ( સાત ) નયોથી યુક્ત એવા તારા વચન (રૂપી અમૃત)નું પાન કર્યા પછી મનુષ્યો અન્ય મિથ્યા-દૃષ્ટિઓના વચન ( રૂપી ખારૂં જળ ) પીવાની ઇચ્છા રાખતા નથી ( તે યુક્ત છે, કેમકે ) ગંગા નદીના જળને પીનારામાંનો કોણ સમુદ્રનું ખારૂં જળ પીવાને ઇચ્છે ? "—૧૧

* * *

चन्द्रः कलङ्कभृदहर्पतिरेव ताप-
युक्तः किलार्द्धतनुतान्विरुमापतिश्च ।
विश्वेष्वशेषगुणभाक् शमभावपूर्णं
यत् ते समानमपरं नहि रूपमस्ति ॥ १२ ॥

### अन्वयः

यत् चन्द्रः कलङ्क-भृत्, अहर्पतिः ताप-युक्तः एव, उमा-पतिः च किल अर्ध-तनु-तन्विः, (तत्) ते समानं अपरं विश्वेषु अ-शेष-गुण-भाक् शम-भाव-पूर्णं रूपं नहि अस्ति ।

चन्द्रः ( मू० चन्द्र )=ચન્દ્ર.
कलङ्क=કલંક.
कलङ्कभृत्=કલંકને ધારણ કરનારો.
अहर्पतिः ( मू० अहर्पति )=સૂર્ય.
एव=જ.
ताप=તાપ, ગરમી.
युक्त ( धा० युज् )=યુક્ત, સહિત.
तापयुक्तः=તાપથી યુક્ત.
किल=ખરેખર.
अर्ध=અડધું.
तनु=શરીર.
तन्वी=સ્ત્રી.
अर्धतनुतन्विः=જેનું અડધું શરીર સ્ત્રીથી યુક્ત છે એવા.
उमा=ઉમા, પાર્વતી.
पति=નાથ.
उमापतिः=પાર્વતીના નાથ, મહાદેવ.
च=અને.
विश्वेषु ( मू० विश्व )=દુનિયાઓમાં.
अशेष=નિઃશેષ, સમસ્ત.
गुण=ગુણ.
भाज्=ભજનારું.
अशेषगुणभाक्=સમસ્ત ગુણોને ભજનારું.
शम=શાન્તિ.
भाव=ભાવ.
पूर्ण ( धा० पृ )=પૂર્ણ, ભરપૂર.
शमभावपूर्णं=શમ-ભાવથી ભરપૂર.
यद्=જે માટે.
ते ( मू० युष्मद् )=તારું.
समानं ( मू० समान )=સરખું.
अपरं ( मू० अपर )=અન્ય.
नहि=નહિ.
रूपं ( मू० रूप )=રૂપ.
अस्ति ( धा० अस् )=છે.

## પદ્યાર્થ

"ચન્દ્ર કલંકી છે અને સૂર્ય તાપયુક્તજ છે. વળી પાર્વતીના પતિના અર્ધ અંગમાં ખરેખર અર્ધાંગના છે. એથી કરીને દુનિયાઓમાં સમસ્ત ગુણને ભજનારું તથા શમ-ભાવથી પરિપૂર્ણ એવું તારા જેવું અન્ય રૂપ નથી."—૧૨

* * *

ख्यातं क्षितौ तव मतं यदबुद्धिना तत्
ज्ञातं न दोष इह तेऽपि न पश्यतीदम् ।
घूको रवेर्द्युतिमदेव हि मण्डलं च
यद् वासरे भवति पाण्डुपलाशकल्पम् ॥ १३ ॥

### अन्वयः

यद् तव मतं क्षितौ ख्यातं, तत् अपि अ-बुद्धिना न ज्ञातम्; इह ते दोषः न, हि यद् इदं द्युतिमत् च रवेः मण्डलं वासरे पाण्डु-पलाश-कल्पं भवति, तद् घूकः न एव पश्यति।

## શબ્દાર્થ

ख्यातं ( मू० ख्यात )=પ્રસિદ્ધ.
क्षितौ ( मू० क्षिति )=પૃથ્વી ઉપર.
तव ( मू० युष्मद् )=તારું.
मतं ( मू० मत )=મત, દર્શન, સિદ્ધાન્ત.
यद् ( मू० यद् )=જે.
बुद्धि=મતિ.
अबुद्धिना=બુદ્ધિ-રહિત વડે.
तद् ( मू० तद् )=તે.
ज्ञातं ( मू० ज्ञात )=જાણેલ.
न=નહિ.

दोषः ( मू० दोष )=દોષ, અપરાધ.
इह=અહીં.
ते ( मू० युष्मद् )=તારો.
अपि=પણ.
पश्यति ( धा० दृश् )=જુએ છે.
इदं ( मू० इदम् )=આ.
घूकः ( मू० घूक )=ઘુવડ.
रवेः ( मू० रवि )=સૂર્યનું.
द्युतिमत्=પ્રકાશયુક્ત.
एव=જ.
हि=કેમકે.
मण्डलं ( मू० मण्डल )=મણ્ડળ.
च=અને.
वासरे ( मू० वासर )=દિવસે.
भवति ( धा० भू )=થાય છે.
पाण्डु=ફિક્કા.
पलाश=ખાખરા.
कल्प=સમાન.
पाण्डुपलाशकल्पं=ફિક્કા ખાખરના સમાન.

## પદ્યાર્થ

"( હે નાથ ! ) તારો જે સિદ્ધાન્ત પૃથ્વી ઉપર પ્રસિદ્ધ છે, તે પણ બુદ્ધિ-રહિત ( જને ) ન જાણ્યો; તેમાં તારો દોષ નથી. કેમકે જે સૂર્યનું આ પ્રકાશમય મણ્ડલ દિવસે શ્વેતવર્ણી પલાશના ( પત્રના ) સમાન હોય છે, તેને ઘુવડ જોતોજ નથી."—૧૩

* * *

शान्त्यन्यदेवमव(वि?)बोधयुतं गुरुं च
धर्मं श्रयन्त्यवमतोन्नतशासना ये ।
पुंसो विधौतपरवाद ! विना भवन्तं
कस्तान् निवारयति सञ्चरतो यथेष्टम् ? ॥ १४ ॥

## अन्वयः

ये अवमत-उन्नत-शासनाः पुंसः शान्ति-अन्य-देवं अवबोध-युतं गुरुं धर्मं च श्रयन्ति, तान् यथा-इष्टं सञ्चरतः विधौत-पर-वाद ! भवन्तं विना कः निवारयति ?।

## શબ્દાર્થ

शान्ति=શાન્તિ( નાથ ), જૈનોના સોળમા તીર્થંકર.
अन्य=અન્ય, બીજો.
देव=દેવ, સુર.
शान्त्यन्यदेवं=શાન્તિ(નાથ)થી અન્ય દેવને.
अवबोध=અજ્ઞાન.
युत ( धा० यु )=યુક્ત.
अवबोधयुतं=અજ્ઞાનથી યુક્ત.
गुरुं ( मू० गुरु )=ગુરુને.
धर्मं ( मू० धर्म )=ધર્મને.
श्रयन्ति ( धा० श्रि )=આશ્રય લે છે.
अवमत ( धा० मन् )=તિરસ્કાર કરેલ.
उन्नत=ઉચ્ચ.
शासन=શાસન, આજ્ઞા.
अवमतोन्नतशासनाः=તિરસ્કાર કર્યો છે ઉન્નત શાસનનો જેમણે એવા.
ये ( मू० यद् )=જેઓ.
पुंसः ( मू० पुंस् )=માનવો.
विधौत ( धा० धौ )=વિશેષે કરીને ધોઇ નાખેલ.
पर=અન્ય.
वाद=વાદ.
विधौतपरवाद !=વિશેષે કરીને ધોઇ નાખ્યો છે અન્ય વાદ જેણે એવા ! ( સં० )
विना=વગર.
भवन्तं ( मू० भवत् )=આપના.
तान् ( मू० तद् )=તેમને.
निवारयति ( धा० वार् )=નિવારે છે, રોકે છે.
सञ्चरतः ( धा० चर् )=સંચાર કરતા.
यथा=જેમ.
इष्ट=વાંછિત.
यथेष्टं=મરજી મુજબ.

---

१ 'शान्तान्य०' इति ख-ग-पाठः ।

## પદ્યાર્થ

" (સ્યાદ્વાદરૂપી) ઉન્નત શાસનની જેમણે અવગણના કરી છે એવા જે માનવો શાન્તિ (નાથ) થી અન્ય દેવને, બોધ વિનાના ગુરૂને તેમજ (અજ્ઞાનમય) ધર્મને માને છે, તેવા મરજી મુજબ ચાલનારાને, પરના વાદનું જેણે વિશેષતઃ ખણ્ડન કર્યું છે એવા હે નાથ! આપ સિવાય કોણ રોકે?"—૧૪

* * *

अभ्रारवेण न जितं भवतः स्वरं तत्
किं भूतवह्निमितगिर्गुणभारपूर्णम् ।
प्रास्तोपतापविषदाहमनेन वाग्भिः
किं मन्दराद्रिशिखरं चलितं कदाचित् ? ॥ १५ ॥

### अन्वयः

अनेन अभ्र-आरवेण भूत-वह्नि-मित-गिर्-गुण-भार-पूर्ण वाग्भिः प्रास्त-उपताप-विष-दाहं भवतः तत् स्वरं किं न जितम् ? । किं मन्दर-अद्रि-शिखरं कदाचित् चलितम् ? ।

### શબ્દાર્થ

अभ्र=મેઘ.
आरव=ધ્વનિ, અવાજ.
अभ्रारवेण=મેઘના ધ્વનિથી.
न=નહિ.
जितं ( मू० जित )=જીતાયેલ.
भवतः ( मू० भवत् )=આપનો.
स्वरं ( मू० स्वर )=સ્વર.
तत्=તે.
किं=શું.
भूत=પાંચસંખ્યાવાચક શબ્દ.
वह्नि=ત્રણસંખ્યાવાચક શબ્દ.
मित ( धा० मा )=માપેલ.
गिर्=વાણી.
गुण=ગુણ.
भार=સમૂહ.
पूर्ण=ભરપૂર.
भूतवह्निमितगिर्गुणभारपूर्णं=પાંત્રીસ વાણીના ગુણોના સમૂહથી પૂર્ણ.
प्रास्त ( धा० अस् )=અત્યંત દૂર ફેંકેલ.
उपताप=સંતાપ.
विष=ઝેર.
दाह=અગ્નિ.
प्रास्तोपतापविषदाहं=અત્યંત નાશ કર્યો છે ઉપતાપ, વિષ અને દાહનો જેણે એવા.
अनेन ( मू० इदम् )=આથી.
वाग्भिः ( मू० वाच् )=વાણીઓ વડે.
मन्दर=મેરૂ.
अद्रि=પર્વત.
शिखर=શિખર.
मन्दराद्रिशिखरं=મેરૂ પર્વતનું શિખર.
चलितं ( मू० चलित )=ચલિત.
कदाचित्=કદાપિ, કોઇ કાળે.

## પદ્યાર્થ

" પાંત્રીસ વાણીના ગુણ-સમૂહથી ભરપૂર તેમજ જેણે વાણીઓ દ્વારા સંતાપ, વિષ અને દાહને અત્યંત દૂર કર્યો છે એવો આપનો સ્વર શું આ મેઘની ગર્જનાથી જીતાયો નહિ? (ના,

१ 'वाग्मिन्' इति प्रतिभाति ।

તે ન જીતાયો તે વ્યાજબી છે, કેમકે ) શું મેરૂ પર્વતનું શિખર કદાપિ ( વાયુથી ) ચલિત થયું છે ખરૂં ?"—૧૫

* * *

एकत्र जन्मनि पदे च गते त्वया द्वे
या चक्रवर्तिपदवी खलु सा च मुक्ता ।
इक्ष्वाकुभूपतिषु तीर्थकरोऽत एव
दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥ १६ ॥

अन्वयः

( हे ) नाथ ! त्वया च एकत्र जन्मनि द्वे पदे गते । या चक्रवर्तिन्-पदवी सा च खलु मुक्ता, अतः त्वं एव 'इक्ष्वाकु'-भूपतिषु तीर्थंकरः जगत्-प्रकाशः अपरः दीपः असि ।

શબ્દાર્થ

एकत्र=એક.
जन्मनि ( मू० जन्मन् )=જન્મને વિષે.
पदे ( मू० पद )=બે પદો.
च=વળી.
गते ( मू० गत )=પ્રાપ્ત.
त्वया ( मू० युष्मद् )=તારાથી.
द्वे ( मू० द्वि )=બે.
या ( मू० यद् )=જે.
चक्रवर्तिन्=ચક્રવર્તી.
पदवी=પદવી.
चक्रवर्तिपदवी=ચક્રવર્તીની પદવી.
खलु=ખરેખર.
सा ( मू० तद् )=તે.
मुक्ता ( मू० मुक्त )=ત્યજી દીધેલ.
इक्ष्वाकु=ઇક્ષ્વાકુ.
भूपति=રાજા.
इक्ष्वाकुभूपतिषु=ઇક્ષ્વાકુ ( વંશના ) રાજાઓને વિષે.
तीर्थंकरः ( मू० तीर्थंकर )=તીર્થંકર.
अतः=એથી કરીને.
एव=જ.
दीपः ( मू० दीप )=દીપક, દીવો.
अपरः ( मू० अपर )=અનન્ય.
त्वं ( मू० युष्मद् )=તું.
असि ( धा० अस् )=છે.
नाथ ! ( मू० नाथ )=હે નાથ !
जगत्=દુનિયા.
प्रकाश=પ્રકાશ, તેજ.
जगत्प्रकाशः=દુનિયાના પ્રકાશરૂપ.

પદ્યાર્થ

" હે નાથ ! વળી એક જન્મને વિષે તેં ( ચક્રવર્તીના તેમજ તીર્થંકરના એમ ) બે પદ પ્રાપ્ત કર્યાં. તેમાં વળી જે ચક્રવર્તીની પદવી હતી, તે તેં ખરેખર ત્યજી દીધી. એથી કરીને ઇક્ષ્વાકુ ( વંશના ) રાજાઓમાં તુંજ તીર્થંકર જગતૂના પ્રકાશરૂપ અનન્ય દીપક છે."—૧૬

* * *

क्षित्याः[1] पदैर्हततमः ! स्मरणेन शश्वत्
सद्हृत्पयोजमवबोधमुपैत्ययं ते ।

१ 'क्षित्यां' इति प्रतिभाति ।

गोपाशनाशकरदर्शन एष चात्र
सूर्यातिशायिमहिमाऽसि मुनीन्द्र ! लोके ॥ १७ ॥

अन्वयः

( हे ) मुनि-इन्द्र ! पदैः क्षित्याः हत-तमः ! ते स्मरणेन सत्-हृद्-पयोजं शश्वत् अरं अवबोधं उपैति । एषः गो-पाश-नाश-कर-दर्शनः ( त्वं ) च अत्र लोके सूर्य-अति-शायिन्-महिमा असि ।

શબ્દાર્થ

क्षित्याः ( मू० क्षिति )=પૃથ્વીના.
पदैः ( मू० पद )=ચરણો વડે.
हत ( धा० हन् )=નાશ કરેલ.
तमस्=અજ્ઞાન.
हततमः !=નાશ કર્યો છે અજ્ઞાનનો જેણે એવા ! (સં०)
स्मरणेन ( मू० स्मरण )=સ્મરણથી.
शश्वत्=સર્વદા.
सत्=સજ્જન.
हृद्=હૃદય.
पयोज=કમળ.
सद्हृत्पयोजं=સજ્જનોના હૃદયરૂપી કમળ.
अवबोधं ( मू० अवबोध )=વિકાસ.
उपैति ( धा० इ )=પામે છે.
अरं=અત્યંત.
ते ( मू० युष्मद् )=તારા.
गो=વાણી.
पाश=જાળ.
नाश=નાશ, અન્ત.
कर=કરનારૂં.
दर्शन=દર્શન.
गोपाशनाशकरदर्शनः=વાણીરૂપી જાળનો નાશ કરનારૂં દર્શન છે જેનું એવો.
एषः ( मू० एतद् )=આ.
च=અને.
अत्र=અહિંઆ.
सूर्य=સૂર્ય.
अतिशायिन्=ચડિયાતો, અધિક.
महिमन्=મહિમા, પ્રભાવ.
सूर्यातिशायिमहिमा=સૂર્યથી અધિક પ્રભાવ છે જેનો એવો.
असि ( धा० अस् )=તું છે.
मुनि=સાધુ.
इन्द्र=શ્રેષ્ઠતાવાચક શબ્દ.
मुनीन्द्र !=હે મુનીશ્વર !
लोके ( मू० लोक )=દુનિયામાં.

પદ્યાર્થ

" હે મુનીશ્વર ! ચરણોથી ( અર્થાત્ અનેક સ્થળોમાં વિહાર કરીને ) પૃથ્વીમાંના અજ્ઞાન ( રૂપ અંધકાર )નો જેણે નાશ કર્યો છે એવા હે ( નાથ ) ! તારા સ્મરણથી સજ્જનોનું હૃદયરૂપી કમળ સર્વદા અત્યંત વિકાસ પામે છે. ( કેમકે અન્ય ઉન્માર્ગી જનોની ) વાણીરૂપી પાશનો નાશ કરનારા દર્શનવાળો એવો આ તું આ લોકમાં સૂર્યથી અધિક મહિમાવાળો છે."—૧૭

• • •

आस्यार्णवाद् रदनदीधितिपूतवर्त्मा-
सङ्ख्येयसारगुणरत्नचयाद् वचस्ते ।
उच्छिन्ननाशममृताच्छिशिरं स्वभावै-
र्विद्योतयज्जगदपूर्वशशाङ्कबिम्बम् ॥ १८ ॥

### अन्वयः

( त ) असङ्ख्येय-सार-गुण-रत्न-चयात् आस्य-अर्णवात् रदन-दीधिति-पूत-वर्त्म उच्छिन्न-नाशं स्वभावैः अमृतात् शिशिरं जगद् विद्योतयत् ते वचः अपूर्व-शशाङ्क-बिम्बं ( अस्ति ) ।

### શબ્દાર્થ

आस्य=મુખ.
अर्णव=સમુદ્ર.
आस्यार्णवात्=મુખરૂપી સમુદ્રમાંથી.
रदन=દાંત.
दीधिति=કિરણ.
पूत ( धा० पू )=પવિત્ર કરેલ.
वर्त्मन्=માર્ગ, રસ્તો.
रदनदीधितिपूतवर्त्म=દાંતનાં કિરણો વડે પવિત્ર થયો છે માર્ગ જેનો એવું.
असङ्ख्येय=જેની સંખ્યા ન થઇ શકે તેવા, અગણિત.
सार=ઉત્તમ.
गुण=ગુણ.
रत्न=રત્ન.
चय=સમૂહ.
असङ्ख्येयसारगुणरत्नचयात्=અગણિત ઉત્તમ ગુણોરૂપી રત્નનો સમૂહ છે જેમાં એવા.
वचः ( मू० वचस् )=વચન.
ते ( मू० युष्मद् )=તારૂં.
उच्छिन्न ( मू० छिद् )=નાશ કરેલ.
नाश=નાશ, મૃત્યુ.
उच्छिन्ननाशं=નાશ કર્યો છે મૃત્યુનો જેણે એવું.
अमृतात् ( मू० अमृत )=અમૃતથી.
शिशिरं ( मू० शिशिर )=શીતળ.
स्वभावैः ( मू० स्वभाव )=સ્વભાવો વડે.
विद्योतयत् ( धा० द्युत् )=પ્રકાશિત કરનારૂં.
जगत् ( मू० जगत् )=દુનિયાને.
अपूर्व=અસાધારણ.
शशाङ्क=ચન્દ્ર.
बिम्ब=બિમ્બ.
अपूर्वशशाङ्कबिम्बं=અસાધારણ ચન્દ્રનું બિમ્બ.

### પદ્યાર્થ

" ( હે નાથ ! ) અગણિત ઉત્તમ ગુણરૂપી રત્નના સમુદાયવાળા એવા તારા મુખરૂપી સમુદ્રમાંથી ( નીકળતું ) તારૂં વચન કે જેનો માર્ગ દાંતનાં કિરણો વડે પવિત્ર થયો છે, વળી જેણે મૃત્યુનો નાશ કર્યો છે તથા વળી જે સ્વભાવો વડે અમૃત કરતાં શીતળ છે તેમજ જે જગતને પ્રકાશિત કરે છે તે તારૂં વચન અસાધારણ ચન્દ્રના બિમ્બ ( સમાન ) છે."—૧૮

* * *

वाङ्नीरदैः प्रशमिताः सदशेषजीवाः[1]
प्रक्षालितार्तिमलराशिभिरेव सन्ति ।
नाथ ! प्रफुल्लवृषकल्पनगैस्तु ते तत्
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ? ॥ १९ ॥

### अन्वयः

हे नाथ ! ते प्रक्षालित-आर्ति-मल-राशिभिः प्रफुल्ल-वृष-कल्प-नगैः वाच्-नीरदैः तु सत्-अशेष-जीवाः प्रशमिताः एव सन्ति, तत् जल-भार-नम्रैः जलधरैः कियत् कार्यम् ? ।

1 ' रदोपशमिताः ' इति क–पाठः ।

## શબ્દાર્થ

वाच्=વાણી.
नीरद=મેઘ.
वाङ्नीरदैः=વાણીરૂપી મેઘોથી.
प्रशमिताः ( मू० प्रशमित )=શાંત કરેલ.
सद्=સાધુ.
अशेष=સમસ્ત.
जीव=પ્રાણી, જીવ.
सदशेषजीवाः=સમસ્ત સાધુ જીવો.
प्रक्षालित (धा० क्षल्)=પ્રક્ષાલન કરેલ, ધોઇ નાખેલ.
आर्ति=પીડા.
मल=મેલ.
राशि=ઢગલો.
प्रक्षालितार्तिमलराशिभिः=ધોઇ નાખ્યો છે પીડારૂપી મેલના ઢગલાને જેણે એવા.
एव=જ.
सन्ति ( धा० अस् )=છે.
नाथ ! ( मू० नाथ )=હે નાથ !
प्रफुल्ल=વિકસ્વર થયેલ.
वृष=ધર્મ.
कल्प=કલ્પ.
नग=વૃક્ષ.
प्रफुल्लवृषकल्पनगैः=વિકસ્વર થયું છે ધર્મરૂપી કલ્પ-વૃક્ષ જેથી એવા.
तु=વિશેષતાવાચક અવ્યય.
ते ( मू० युष्मद् )=તારાં.
तत्=તેથી કરીને.
कार्यं ( मू० कार्य )=કાર્ય.
कियत् ( मू० कियत् )=કેવડું.
जलधरैः ( मू० जलधर )=મેઘો વડે.
जल=જળ, પાણી.
भार=ભાર
नम्र=નમી ગયેલ.
जलभारनम्रैः=જળના ભાર વડે નમી ગયેલ.

## યથાર્થ

" હે નાથ ! જેણે પીડારૂપી મલના સમુદાયનું પ્રક્ષાલન કર્યું છે એવાં તથા વળી જેથી ધર્મરૂપી કલ્પવૃક્ષ વિકસ્વર થયું છે એવાં તારાં વચનરૂપી મેઘો વડે સમસ્ત સાધુ જીવો શાંત થયા છેજ ( ઉપશમ પામ્યા છેજ ), તેથી જળના ભાર વડે નીચા નમેલા એવા મેઘોનું (હવે) શું કામ છે ?"—૧૯

* * *

प्रीतिर्यथा त्वदुदिते समये मुनीनां
कस्मिंस्तथा न गतराग ! विरोधवाचि।
ज्योत्स्नाप्रियस्य विधुरोचिषि मुद् यथाऽस्ति
नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥ २० ॥

## अन्वयः

(हे) गत-राग ! यथा त्वद्-उदिते समये मुनीनां प्रीतिः अस्ति, तथा विरोध-वाचि कस्मिन् न। यथा ज्योत्स्ना-प्रियस्य विधु-रोचिषि मुद् अस्ति, एवं तु किरण-आकुले अपि काच-शकले न।

## શબ્દાર્થ

प्रीतिः ( मू० प्रीति )=સ્નેહ, પ્રેમ.
यथा=જેમ.
उदित ( धा० वद् )=કહેલ.
त्वदुदिते=તેં કહેલા.
समये ( मू० समय )=સિદ્ધાન્તને વિષે.
मुनीनां ( मू० मुनि )=સાધુઓની.
कस्मिन् ( मू० किम् )=કોઇકને વિષે.
तथा=તેમ.

न=નહિ.
गत ( धा० गम् )=ગયેલો.
राग=રાગ, સ્નેહ.
गतराग !=ગયેલો છે રાગ જેનો એવા ! ( સં० )
विरोध=વિરોધ, વિપરીતપણું.
वाच्=વાણી.
विरोधवाचि=વિરોધ છે જેની વાણીમાં એવા.
ज्योत्स्ना=ચન્દ્રપ્રભા, ચાંદરણી.
प्रिय=વલ્લભ.
ज्योत्स्नाप्रियस्य=ચન્દ્રપ્રભા છે પ્રિય જેને એવાની.
विधु=ચન્દ્ર.
रोचिस्=કિરણ.
विधुरोचिषि=ચન્દ્રના કિરણને વિષે.
मुद् ( मू० मुद् )=હર્ષ.
अस्ति ( धा० अस् )=છે.
एवं=એ પ્રકારે.
तु=વિશેષતાવાચક અવ્યય.
काच=કાચ.
शकल=કકડો, ટુકડો.
काचशकले=કાચના કકડાને વિષે.
किरण=કિરણ.
आकुल=વ્યાપ્ત.
किरणाकुले=કિરણોથી વ્યાપ્ત.
अपि=પણ.

## પદ્યાર્થ

"હે વીતરાગ ! આપે કહેલા સિદ્ધાન્તને વિષે જેવી મુનિઓને પ્રીતિ છે, તેવી વિરોધી વચનવાળા ( અન્ય ) કોઇને વિષે નથી. જેવી ચન્દ્ર-પ્રભાના વલ્લભને ચન્દ્રના કિરણને વિષે પ્રીતિ છે, તેવી પ્રીતિ ( તેને ) કિરણથી વ્યાપ્ત એવા પણ કાચના કકડાને વિષે ( થતી ) નથી."—૨૦

* * *

आरोपितं समयपर्वतसानुदर्यां
हृद्यैस्तवोच्चलितचित्तजचित्रकायाम् ।
संभाव्य तद्विषयतस्करकान् न तेषां
कश्चिन्मनो हरति नाथ ! भवान्तरेऽपि ॥ २१ ॥

## अन्वयः

( हे ) नाथ ! यैः तद्-विषय-तस्करकान् संभाव्य तव उच्चलित-चित्त-चित्तज-चित्रकायां समय-पर्वत-सानु-दर्यां हृद् आरोपितं, तेषां मनः भव-अन्तरे अपि कश्चित् न हरति ।

## શબ્દાર્થ

आरोपितं ( मू० आरोपित )=આરોપણ કરેલ.
समय=સિદ્ધાન્ત.
पर्वत=પર્વત, ગિરિ.
सानु=શિખર.
दरी=ગુફા.
समयपर्वतसानुदर्यां=સિદ્ધાન્તરૂપી પર્વતના શિખરની ગુફામાં.
हृद् ( मू० हृद् )=હૃદય, ચિત્ત.
यैः ( मू० यद् )=જેઓથી.
तव ( मू० युष्मद् )=તારા.
उच्चलित ( धा० चल् )=ચાલ્યો ગયેલ.
चित्तज=કામદેવ, મદન.
चित्रक=ચિત્તો.
उच्चलितचित्तजचित्रकायां=ચાલ્યો ગયો છે કામદેવરૂપી ચિત્તો જેમાંથી એવા.
संभाव्य ( धा० भाव् )=વિચાર કરીને.
तद्=તે.
विषय=વિષય.
तस्कर=ચોર.
तद्विषयतस्करकान्=તે વિષયરૂપી ચોરોને.
न=નહિ.
तेषां ( मू० तद् )=તેમનું.
कश्चित् ( मू० किम् )=કોઇ.
मनः ( मू० मनस् )=મનને, ચિત્તને.
हरति ( धा० हृ )=હરે છે.
नाथ ! ( मू० नाथ )=હે નાથ, હે પ્રભુ !
भव=જન્મ.
अन्तर=અન્ય.
भवान्तरे=અન્ય જન્મમાં.
अपि=પણ.

## પદ્યાર્થ

" પ્રસિદ્ધ વિષયરૂપી ચોરોનો વિચાર કર્યા પછી હે નાથ ! જેઓએ પોતાના હૃદયને તારા સિદ્ધાન્તરૂપી પર્વતના શિખરની ગુફામાં કે જેમાંથી કંદર્પરૂપી ચિત્તો નાસી ગયો છે, તેમાં આરોપણ કર્યું, તેમના મનને ભવાંતરમાં પણ કોઇ હરનાર નથી."—૨૧

* * *

चैतन्यमाप्त ! विदुषां निजकं व्यनक्ति
त्वद्वाग् वृषाञ्चितपदी चिरकालनष्टम् ।
मीनाकरस्य निशि नन्दधिया सुधांशुं
प्राच्येव दिग् जनयति स्फुरदंशुजालम् ॥ २२ ॥

### अन्वयः

( हे ) आप्त ! वृष-अञ्चित-पदी त्वद्-वाच् विदुषां चिर-काल-नष्टं निजकं चैतन्यं व्यनक्ति। निशि मीनाकरस्य नन्द-धिया प्राची एव दिग् स्फुरत्-अंशु-जालं सुधांशुं जनयति ।

### શબ્દાર્થ

चैतन्यं ( मू० चैतन्य )=ચૈતન્યને.
आप्त ! ( मू० आप्त )=હે વિશ્વાસને પાત્ર !
विदुषां ( मू० विद्वस् )=પણ્ડિતોના.
निजकं ( मू० निजक )=પોતાના.
व्यनक्ति ( धा० अञ्ज् )=પ્રકટ કરે છે.
वाच्=વાણી.
त्वद्वाग्=તારી વાણી.
वृष=ધર્મ.
अञ्चित=યુક્ત.
पद्=પદ.
वृषाञ्चितपदी=ધર્મ યુક્ત પદવાળી.
चिर=લાંબો.
काल=સમય.
नष्ट ( धा० नश् )=નાશ પામેલા.
चिरकालनष्टं=લાંબા સમયથી નાશ પામેલા.
मीनाकरस्य ( मू० मीनाकर )=સમુદ્રની.
निशि ( मू० निश् )=રાતને વિષે.
नन्द=વૃદ્ધિ.
धी=બુદ્ધિ.
नन्दधिया=વૃદ્ધિની બુદ્ધિપૂર્વક.
सुधांशुं ( मू० सुधांशु )=ચન્દ્રને.
प्राची ( मू० प्राञ्च् )=પૂર્વ.
एव=જ.
दिग् ( मू० दिश् )=દિશા.
जनयति ( धा० जन् )=ઉત્પન્ન કરે છે.
स्फुरत् ( धा० स्फुर् )=દેદીપ્યમાન.
अंशु=કિરણ.
जाल=સમૂહ.
स्फुरदंशुजालं=દેદીપ્યમાન છે કિરણોનો સમૂહ જેને વિષે એવા.

## પદ્યાર્થ

" હે આપ્ત ! ધર્મ વડે યુક્ત એવાં પદવાળી તારી(જ) વાણી પણ્ડિતોના ઘણા સમયથી નષ્ટ (તિરોહિત) થયેલા ચૈતન્યને પ્રકટ કરે છે. ( આ હકીકત યોગ્ય છે ) કેમકે રાત્રે સમુદ્રની વૃદ્ધિની બુદ્ધિથી પૂર્વજ દિશા સ્ફુરાયમાન કિરણોના સમૂહવાળા ચન્દ્રને જન્મ આપે છે."—૨૨

* * *

१ ' नन्दधये ' इति ख-पाठः । २ ' सुधायां ' इति क-पाठ एव ।

सिद्धान्तवर्त्मनि पलायितदुर्मनीष-
दस्यौ तवागुरमृतं ननु यान्ति भूत्वा ।
एष्यन्ति ये स्वगुणभारभृता हि नाथ !
नान्यः शिवः शिवपदस्य मुनीन्द्र ! पन्थाः ॥ २३ ॥

### अन्वयः

( हे ) नाथ ! ये स्व-गुण-भार-भृताः, ( ते ) तव पलायित-दुर्-मनीष-दस्यौ सिद्धान्त-वर्त्मनि भूत्वा ननु अमृतं अगुः यान्ति एष्यन्ति (च)। हि ( हे ) मुनि-इन्द्र ! अन्यः शिव-पदस्य शिवः पन्थाः न ( वर्तते )।

### શબ્દાર્થ

सिद्धान्त=સિદ્ધાન્ત, પ્રવચન, આગમ.
वर्त्मन्=માર્ગ, રસ્તો.
सिद्धान्तवर्त्मनि=સિદ્ધાન્તરૂપી માર્ગને વિષે.
पलायित ( धा० अय् )=પલાયન કરી ગયેલ, નાસી ગયેલ.
दुर्मनीष=દુર્મતિ, દુષ્ટ બુદ્ધિવાળો.
दस्यु=ચોર.
पलायितदुर्मनीषदस्यौ=પલાયન કરી ગયો છે દુર્મતિરૂપ ચોર જ્યાંથી એવા.
तव ( मू० युष्मद् )=તારા.
अगुः ( धा० इ )=ગયા.
अमृतं ( मू० अमृत )=મોક્ષે.
ननु=ખરેખર.
यान्ति ( धा० या )=જાય છે.
भूत्वा ( धा० भू )=થઇને.
एष्यन्ति ( धा० इ )=જશે.
ये ( मू० यद् )=જેઓ.
स्व=નિજ, પોતાના.
गुण=ગુણ.
भार=ભાર, સમૂહ.
भृत ( धा० भृ )=ભરેલ.
स्वगुणभारभृताः=પોતાના ગુણના ભારથી ભરેલા.
हि=કેમકે.
नाथ ! ( मू० नाथ )=હે નાથ !
न=નહિ.
अन्यः ( मू० अन्य )=બીજો.
शिवः ( मू० शिव )=કલ્યાણકારી.
शिव=મોક્ષ.
पद=સ્થાન.
शिवपदस्य=મોક્ષરૂપી સ્થાનનો.
मुनि=યોગી.
इन्द्र=ઉત્તમતાવાચક શબ્દ.
मुनीन्द्र !=હે યોગીશ્વર.
पन्थाः ( मू० पथिन् )=માર્ગ.

### પદ્યાર્થ

" જે ( જીવો ) પોતાના ( જ્ઞાનાદિક ) ગુણોના સમૂહથી ભરપૂર છે, તેઓ જ્યાંથી દુર્મતિરૂપ ચોર પલાયન કરી ગયો છે એવા તારા સિદ્ધાન્તને માર્ગે થઇને ખરેખર મોક્ષે ગયા છે, જાય છે અને જશે; કેમકે હે યોગીશ્વર ! ( આ સિવાય ) બીજો કોઇ મોક્ષ-માર્ગનો કલ્યાણકારી માર્ગ નથી."—૨૩

* * *

१ 'गत्वा' इति प्रतिभाति ।

आराध्य शासनमपास्तकुशासनं ते-
ऽन्ये ज्ञानिनः स्युरपि विस्मय एष नाॅर्हन् ! ।
अन्येभ्य एकमिदमेव पृथग्विधं यं ( यद् ? )
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ २४ ॥

अन्वयः

(हे) अर्हन् ! यं ( यत् ) सन्तः ज्ञान-स्वरूपं अमलं एकं वदन्ति, (तत्) ते अपास्त-कु-शासनं शासनं आराध्य अन्ये अपि ज्ञानिनः स्युः । एष न विस्मयः (यद्) इदं एव अन्येभ्यः पृथक्-विधम्।

શબ્દાર્થ

आराध्य ( धा० राध् )=આરાધન કરીને, ભજીને.
शासनं ( मू० शासन )=શાસનને.
अपास्त ( धा० अस् )=દૂર ફેંકી દીધેલ.
कु=અનિષ્ટતાવાચક શબ્દ.
शासन=આજ્ઞા-વચન.
अपास्तकुशासनं=દૂર ફેંકી દીધું છે કુશાસનને જેણે એવું.
ते ( मू० युष्मद् )=તારા.
अन्ये ( मू० अन्य )=બીજા.
ज्ञानिनः ( मू० ज्ञानिन् )=જ્ઞાનીઓ.
स्युः ( धा० अस् )=થાય.
अपि=પણ.
विस्मयः ( मू० विस्मय )=આશ્ચર્ય, અચંબો.
एषः ( मू० एतद् )=એ.
न=નહિ.
अर्हन् ! ( मू० अर्हत् )=હે અર્હન્, હે તીર્થંકર !
अन्येभ्यः ( मू० अन्य )=બીજાઓથી.
एकं ( मू० एक )=અદ્વિતીય, અસાધારણ.
इदं ( मू० इदम् )=આ.
एव=જ.
पृथक्=જૂદું.
विध=જાત, પ્રકાર.
पृथग्विधं=જૂદી જાતનું.
यद् ( मू० यद् )=જેને.
ज्ञान=જ્ઞાન.
स्वरूप=સ્વરૂપ, આત્મા.
ज्ञानस्वरूपं=જ્ઞાન છે સ્વરૂપ જેનું એવા.
अमलं ( मू० अमल )=નિર્મળ.
प्रवदन्ति ( धा० वद् )=કહે છે.
सन्तः ( मू० सत् )=મહાત્માઓ.

પદ્યાર્થ

"હે તીર્થંકર ! સન્ત (પુરૂષો) જેને જ્ઞાનસ્વરૂપી તેમજ (અષ્ટ કર્મરૂપી) મળથી રહિત તથા અદ્વિતીય કહે છે, તેવા તારા શાસનને કે જેણે કુશાસનને પરાસ્ત કર્યું છે તેને આરાધીને અન્ય (અજૈનો) પણ જ્ઞાનીઓ થાય તેમાં (કંઇ) આશ્ચર્ય નથી. (કેમકે) અન્ય (શાસનો)થી આજ (શાસન) જૂદી જાતનું છે."—૨૪

* * *

त्वां सेवते दिननिशं निजकेवलश्रीः
प्रक्षीणमोहदनुजं ससुदर्शनं सा ।

१ 'यद्' इति ख-ग-पाठः । २ 'नार्हत्' इति ख-पाठः ।

अध्यासितोपशमसागरमध्यमस्माद्
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥ २५ ॥

अन्वयः

सा निज-केवल-श्रीः प्रक्षीण-मोह-दनुजं स-सु-दर्शनं अध्यासित-उपशम-सागर-मध्यं त्वां दिन-निशं सेवते, अस्मात् ( हे ) भगवन् ! व्यक्तं त्वं एव पुरुषोत्तमः असि ।

## શબ્દાર્થ

त्वां ( मू० युष्मद् )=તને.
सेवते ( धा० सेव् )=સેવે છે.
दिन=દિવસ.
निशा=રાત્રિ.
दिननिशं=અહોનિશ, દિવસ ને રાત.
निज=પોતાની.
केवल=કેવલ( જ્ઞાન ).
श्री=લક્ષ્મી.
निजकेवलश्रीः=પોતાની કેવલજ્ઞાનરૂપી લક્ષ્મી.
प्रक्षीण ( धा० क्षि )=ક્ષય કરેલ.
मोह=મોહનીય કર્મ.
दनुज=દાનવ, અસુર.
प्रक्षीणमोहदनुजं=નાશ કર્યો છે મોહરૂપી અસુરનો જેણે એવા.
सह=સહિત.
सुदर्शन=(૧) સુંદર દર્શન; (૨) સુદર્શન ( ચક્ર ).
ससुदर्शनं=સુદર્શનથી યુક્ત.
सा ( मू० तद् )=તે.
अध्यासित ( धा० आस् )=બેઠેલ.
उपशम=ઉપશમ, શમ, દમ.
सागर=સમુદ્ર.
मध्य=વચલો ભાગ.
अध्यासितोपशमसागरमध्यं=બેઠો છે ઉપશમરૂપી સાગરના મધ્યમાં જે એવાને.
अस्मात् ( मू० इदम् )=આથી કરીને.
व्यक्तं=ખુલ્લી રીતે.
त्वं ( मू० युष्मद् )=તું.
एव=જ.
भगवन् ! ( मू० भगवत् )=હે ભગવાન્ !
पुरुषोत्तमः ( मू० पुरुषोत्तम )=(૧) પુરૂષોમાં શ્રેષ્ઠ; (૨) પુરૂષોત્તમ, નારાયણ.
असि ( धा० अस् )=છે.

## પદ્યાર્થ

"જેણે મોહરૂપ અસુરનો અંત આણ્યો છે, વળી જે ( કેવલદર્શનરૂપી ) સુદર્શનથી યુક્ત છે તેમજ જે ઉપશમરૂપી સાગરના મધ્યમાં બેઠો છે એવા તને સુપ્રસિદ્ધ નિજ કેવલ( જ્ઞાન )રૂપી લક્ષ્મી અહોનિશ સેવે છે; આથી કરીને સ્પષ્ટ રીતે તુંજ પુરૂષોત્તમ છે."—૨૫

* * *

देवाः परे स्वमपि तारयितुं न हीशा
आत्माश्रितान् कथमिमे प्रभवेयुरत्र ? ।
नत्यादि तेषु च वृथाऽऽश्रितवैभवाय
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥ २६ ॥

अन्वयः

परे देवाः स्वं अपि तारयितुं हि ईशाः न ( सन्ति ), अत्र इमे आत्मन्-आश्रितान् ( तारयितुं ) कथं प्रभवेयुः ? । ( तस्मात् ) तेषु च नति-आदि वृथा । ( हे ) जिन ! आश्रित-वैभवाय भव-उदधि-शोषणाय तुभ्यं नमः ।

## શબ્દાર્થ

देवाः ( मू० देव )=દેવો.
परे ( मू० पर )=અન્ય.
स्वं ( मू० स्व )પોતાને.
अपि=પણ.
तारयितुं ( धा० तॄ )=તારવાને.
न=નહિ.
हि=નિશ્ચયતાવાચક અવ્યય.
ईशाः ( मू० ईश )=સમર્થ.
आत्मन्=આત્મા.
आश्रित ( धा० श्रि )=આશ્રય લીધેલ.
आत्माश्रितान्=પોતાનો આશ્રય લીધેલાને.
कथं=કેવી રીતે.
इमे ( मू० इदम् )=એ.
प्रभवेयुः ( धा० भू )=શક્તિમાન્ થાય.
अत्र=અહિંઆ.
नति=નમન.
आदि=શરૂઆત.
नत्यादि=નમન વિગેરે.
तेषु ( मू० तद् )=તેમને વિષે.
च=વળી.
वृथा=ફોગટ.
आश्रित ( धा० श्रि )=આશ્રય લીધેલ.
वैभव=સંપત્તિ.
आश्रितवैभवाय=આશ્રય લીધો છે સંપત્તિએ જેનો એવા.
तुभ्यं ( मू० युष्मद् )=તને.
नमस्=નમસ્કાર હો.
जिन ! ( मू० जिन )=હે વીતરાગ, હે તીર્થંકર !
भव=સંસાર.
उदधि=સમુદ્ર.
शोषण=શોષી નાખવું તે.
भवोदधिशोषणाय=સંસાર-સમુદ્રને શોષનારા.

## પદ્યાર્થ

" ( જ્યારે ) અન્ય દેવો પોતાને પણ ( સંસાર-સાગરમાંથી ) તારવાને સમર્થ નથી, ( તો પછી ) તેમનો આશ્રય લીધેલા ( જીવોને ) તો એ ( દેવો ) કેવી રીતે તારવાને શક્તિમાન્ થાય ? ( એથી કરીને ) તેમને વિષે નમન ( વન્દન, પર્યુપાસન, ભક્તિ, બહુમાન ) ઇત્યાદિ ફોગટ છે; ( વાસ્તે ) હે વીતરાગ ! જેનો ( કેવલજ્ઞાનરૂપી ) સંપત્તિએ આશ્રય લીધો છે એવા તેમજ સંસાર-સાગરના શોષનારા એવા તને ( મારો ) નમસ્કાર ( હો )."—૨૬

*　　*　　*　　*

ये त्वां विमुच्य परकीयविभून् भजन्त्य-
विज्ञाततत्त्वमधुरैर्वरतत्त्वकीर्णैः ।
नाम्ना प्रशान्तभविपापजसाध्वसस्तैः
स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥ २७ ॥

### अन्वयः

( हे नाथ ! ) ये त्वां विमुच्य परकीय-विभून् भजन्ति, तैः अविज्ञात-तत्त्व-मधुरैः ( जनैः ) नाम्ना प्रशान्त-भविन्-पाप-जन्-साध्वसः वर-तत्त्व-कीर्णः ( त्वं ) स्वप्न-अन्तरे अपि कदाचित् अपि ईक्षितः न असि ।

---

१ ' मधुरावर० ' इति ख-पाठः ।

## શબ્દાર્થ

ये ( मू० यद् )=જેઓ.
त्वां ( मू० युष्मद् )=તને.
विमुच्य ( धा० मुच् )=ત્યજી દઈને.
परकीय=અન્ય, અપર.
विभु=દેવ.
परकीयविभून्=અન્ય દેવોને.
भजन्ति ( धा० भज् )=ભજે છે, સેવે છે.
अविज्ञात=નહિ જાણેલ.
तत्त्व=તત્ત્વ.
मधुर=માધુર્ય, મીઠાશ.
अविज्ञाततत्त्वमधुरैः=નથી જાણ્યું તત્ત્વનું માધુર્ય જેમણે એવા.
वर=ઉત્તમ.
कीर्ण ( धा० कॄ )=વ્યાપ્ત.
वरतत्त्वकीर्णः=ઉત્તમ તત્ત્વો વડે વ્યાપ્ત.
नाम्ना ( मू० नामन् )=નામ વડે.
प्रशान्त ( धा० शम् )=અત્યંત શાંત કરેલ.
भविन्=ભવ્ય, મોક્ષે જનાર.
पाप=પાપ.
जन्=ઉત્પન્ન થવું.
साध्वस=ભય.
प्रशान्तभविपापजसाध्वसः=અત્યંત નાશ કર્યો છે ભવ્યોના પાપથી ઉત્પન્ન થતા ભયનો જેણે એવો.
तैः ( मू० तद् )=તેઓથી.
स्वप्न=સ્વપ્ન.
अन्तर=મધ્ય.
स्वप्नान्तरे=સ્વપ્નમાં.
अपि=પણ.
न=નહિ.
कदाचित्=કદાપિ.
ईक्षितः ( मू० ईक्षित )=જોવાયેલ.
आसि ( धा० अस् )=છે.

## પદ્યાર્થ

" ( હે નાથ ! ) જેઓ તને મૂકીને અન્ય દેવોને ભજે છે, તે ( તારા ) તત્ત્વના માધુર્યથી અપરિચિત ( જનોએ ) નામ વડે જેણે ભવ્યના પાપથી ઉત્પન્ન થતા ભયનો અત્યંત અંત આણ્યો છે એવા તેમજ ઉત્તમ તત્ત્વોથી વ્યાપ્ત એવા તને સ્વપ્ને પણ કદાપિ જોયો નથી. ( કેમકે જેઓ તારા તત્ત્વને પણ જાણતા ન હોય, તેમને તને જોવાની ઇચ્છા પણ ન થાય એ સ્વાભાવિક છે ). "—૨૭

* * * * *

दुर्भव्यविग्रहिवपुर्ज्वलतीह नाथा-
भ्यासे कथं तव चितामृतसारशीते ? ।
ज्ञातो मयाऽस्य सहजो न भवेत् किमुष्णं
बिम्बं रवेरिव पयोधरपार्श्ववर्ति ? ॥ २८ ॥

### अन्वयः

( हे ) नाथ ! तव चित-अमृत-सार-शीते अभ्यासे कथं दुर्भव्य-विग्रहिन् वपुः इह ज्वलति ? । मया अस्य सहजः ज्ञातः, किं पयोधर-पार्श्व-वर्ति रवेः बिम्बं इव उष्णं न भवेत् ? ।

## શબ્દાર્થ

दुर्भव्य=દીર્ઘસંસારી.
विग्रहिन्=ક્લેશકારી.
वपुस्=દેહ.
दुर्भव्यविग्रहिवपुः=દુર્ભવ્યનો ક્લેશકારી દેહ.
ज्वलति ( धा० ज्वल् )=બળે છે.
इह=અહિંઆ.
नाथ ! ( मू० नाथ )=હે સ્વામિન્ !
अभ्यासे ( मू० अभ्यास )=સમીપમાં.
कथं=કેમ.
तव ( मू० युष्मद् )=તારી.
चित ( धा० चि )=પુષ્ટ.
अमृत=અમૃત, સુધા.
सार=બળ.
शीत=શીતળ.
चितामृतसारशीते=પુષ્ટ અમૃતના બળે કરીને શીતળ.
ज्ञातः ( मू० ज्ञात )=જણાયો.
मया ( मू० अस्मद् )=મારાથી.
अस्य ( मू० इदम् )=એનો.
सहजः ( मू० सहज )=સ્વભાવ.
न=નહિ
भवेत् ( धा० भू )=થાય.
किम्=શું.
उष्णं ( मू० उष्ण )=ગરમ.
बिम्बं ( मू० बिम्ब )=બિમ્બ.
रवेः ( मू० रवि )=સૂર્યનું.
इव=પાદપૂર્તિરૂપ અવ્યય.
पयोधर=મેઘ.
पार्श्व=બાજુ.
वर्तिन्=હોનારૂં.
पयोधरपार्श्ववर्ति=મેઘની બાજુમાં હોનારૂં.

## પદ્યાર્થ

" હે નાથ ! પુષ્ટ અમૃતના બળે કરીને શીતળ એવા તારી સમીપમાં કેમ આ સંસારમાં દુર્ભવ્યનો ક્લેશકારી દેહ બળે છે ? ( ઠીક ) એનો સ્વભાવ મેં જાણ્યો. (કેમકે) સૂર્યનું મેઘની સમીપ રહેનારૂં બિમ્બ ઉષ્ણ ન થાય !"—૨૮

*　　*　　*　　*

त्वत्तोऽन्यवादिनिचयो हि दवीयसोऽपि
भीत्वा प्रणश्यति निरीह ! विदर्पसिंहात् ।
अश्वेतितावनितलाग्रतमोभरः किं
तुङ्गोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥ २९ ॥

### अन्वयः

( हे ) निर्-ईह ! किं तुङ्ग-उदय-अद्रि-शिरसि ( स्थितात् ) सहस्र-रश्मेः अ-श्वेतित-अवनि-तल-अग्र-तमस्-भरः इव दवीयसः अपि वि-दर्प-सिंहात् त्वत्तः भीत्वा अन्य-वादिन्-निचयः हि प्रणश्यति ? ।

## શબ્દાર્થ

त्वत्तः=તારાથી.
अन्य=બીજો, અપર.
वादिन्=વાદી.
निचय=સમુદાય, સમૂહ.
अन्यवादिनिचयः=અન્ય વાદીઓનો સમુદાય.
हि=નિશ્ચયવાચક અવ્યય.
दवीयसः ( मू० दवीयस् )=વધારે દૂર.
अपि=પણ.
भीत्वा ( धा० भी )=બીને.
प्रणश्यति ( धा० नश् )=વિનાશ પામે છે.

१ ' निरीहविदर्प० ' इत्यपि सम्भवति ।

निरीह ! (मू० निरीह)=હે નિઃસ્પૃહ, હે ઇચ્છા-રહિત !
वि=વિયોગવાચક અવ્યય.
दर्प=ગર્વ, અભિમાન.
विदर्प=નિરભિમાની.
सिंह=સિંહ, ઉત્તમતાસૂચક શબ્દ.
विदर्पसिंहात्=નિરભિમાનીને વિષે સિંહ ( સમાન ).
अश्वेतित ( मू० श्वेत )=કાળો બનાવેલ.
अवनि=પૃથ્વી.
तल=તળ.
अग्र=આગલો ભાગ.
तमस्=અંધકાર.
भर=સમુદાય.
अश्वेतितावनितलाग्रतमोभरः=કૃષ્ણ બનાવ્યો છે પૃથ્વી-તલાગ્રને જેણે એવો અંધકારનો સમૂહ.
किं=શું.
तुङ्ग=ઉચ્ચ, ઊંચો.
उदय=ઉદય.
अद्रि=અચળ, પર્વત.
शिरस्=મસ્તક, શિખર.
तुङ्गोदयाद्रिशिरसि=ઉચ્ચ ઉદયાચળના શિખર ઉપર.
इव=જેમ.
सहस्र=હજાર.
रश्मि=કિરણ.
सहस्ररश्मेः=સૂર્યના.

## પદ્યાર્થ

" હે નિઃસ્પૃહી ! જેણે પૃથ્વી-તલાગ્રને શ્યામ બનાવ્યો છે એવો અંધકારનો સમૂહ (પણ) ઉચ્ચ ઉદયાચલના શિખર ઉપર ( રહેલા ) સૂર્યથી ભય પામીને જેમ નાશ પામે છે તેમ વધારે દૂર એવા પરંતુ નિરભિમાનીને વિષે સિંહસમાન એવા તારાથી ભય પામીને શું અન્ય ( પાખંડીરૂપ ) વાદીઓનો સમુદાય ખરેખર વિનાશ પામે છે ?"—૨૯

* * * * *

अंह्रिद्वयं सुरवरा अवमन्य नाकं
संसारकृच्छ्रभिदुरं निवसन्ति नित्यम् ।
नानांह्रिपीठसुमनोरचिताग्रभाग-
मुच्चैस्तटं सुरगिरेरिव शातकौम्भम् ॥ ३० ॥

## अन्वयः

( हे नाथ ! ) नाकं अवमन्य सुर-गिरेः शातकौम्भं उच्चैः तटं इव ( तव ) संसार-कृच्छ्र-भिदुरं नाना-अंह्रि-पीठ-सुमनस्-रचित-अग्र-भागं अंह्रि-द्वयं नित्यं सुर-वराः निवसन्ति ।

## શબ્દાર્થ

अंह्रि=ચરણ, પગ.
द्वय=યુગલ, બેનું જોડકું.
अंह्रिद्वयं=ચરણ-યુગલને.
सुर=દેવ.
वर=ઉત્તમ.
सुरवराः=દેવોમાં ઉત્તમ, ઇન્દ્રો.
अवमन्य ( धा० मन् )=અવગણના કરીને.
नाकं (मू० नाक )=દેવલોકને.
संसार=સંસાર.
कृच्छ्र=કષ્ટ.
भिदुर=ભેદનારૂં.
संसारकृच्छ्रभिदुरं=સંસારના કષ્ટને ભેદનારૂં.
निवसन्ति ( धा० वस् )=નિવાસ કરે છે, રહે છે.
नित्यं=સર્વદા, હમેશાં.
नाना=વિવિધ.
अंह्रिपीठ=પાદપીઠ.
सुमनस्=પુષ્પ, ફૂલ.
रचित ( धा० रच् )=રચેલ.
अग्र=આગળનો.
भाग=ભાગ.
नानांह्रिपीठसुमनोरचिताग्रभागं=વિવિધ પ્રકારનાં

પાદપીઠો ઉપરનાં પુષ્પો વડે રચાયો છે અગ્ર ભાગ જેનો એવા.
उच्चैः=ઉચ્ચ.
तटं ( मू० तट )=તટ.
गिरि=પર્વત.
सुरगिरेः=મેરૂ પર્વતના.
इव=જેમ.
शातकौम्भं ( मू० शातकौम्भ )=સુવર્ણમય.

## પદ્યાર્થ

" હે નાથ ! સ્વર્ગનો તિરસ્કાર કરીને સુરેન્દ્રો સંસારના કષ્ટને ભેદનારા એવા તેમજ વિવિધ પ્રકારનાં પાદ-પીઠો ઉપર ( રહેલાં ) પુષ્પો વડે જેનો અગ્ર ભાગ રચાયો ( વ્યાપ્ત ) છે એવા તથા વળી મેરૂ પર્વતના સુવર્ણમય ઉચ્ચ તટના જેવા એવા તારા ચરણ-યુગલમાં સર્વદા વસે છે."—૩૦

* * * *

आप्त्वाऽपचेतनमहो ! प्रसवीयवृन्दं
त्वां स्मेरतां लभत एव कथं विहस्य ? ।
पत्रैः परश्रियमतो दिवि भो ! त्वदीयं
प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम् ॥ ३१ ॥

## अन्वयः

भोस् ( नाथ ! ) अतः दिवि त्वदीयं त्रि-जगतः परमेश्वरत्वं प्रख्यापयत् अप-चेतनं प्रसवीय-वृन्दं अहो पर-श्रियं त्वां आप्त्वा पत्रैः विहस्य स्मेरतां कथं लभते एव ? ।

## શબ્દાર્થ

आप्त्वा ( धा० आप् )=પ્રાપ્ત કરીને, મેળવીને.
अप=દૂરવાચક અવ્યય.
चेतन=ચૈતન્ય.
अपचेतनं=ચૈતન્ય-રહિત.
अहो=અહો !
प्रसवीय=પુષ્પસંબંધી.
वृन्द=સમૂહ, દમશો.
प्रसवीयवृन्दं=પુષ્પનો દમશો.
त्वां ( मू० युष्मद् )=તને.
स्मेरतां ( मू० स्मेरता )=વિકસ્વરતાને, વિકાસને.
लभते ( धा० लभ् )=પામે છે.
एव=જ.
कथं=કેમ.
विहस्य ( धा० हस् )=વિકાસ પામીને.
पत्रैः ( मू० पत्र )=પાંદડાં વડે.
पर=ઉત્તમ.
श्री=શોભા.
परश्रियं=ઉત્કૃષ્ટ છે શોભા જેની એવા.
अतः=એથી કરીને
दिवि ( मू० दिव् )=સ્વર્ગમાં.
भोस्=સંબોધનસૂચક શબ્દ, હે.
त्वदीयं ( मू० त्वदीय )=તારા.
प्रख्यापयत् ( धा० ख्या )=પ્રસિદ્ધ કરનાર.
त्रि=ત્રણ.
जगत्=દુનિયા.
त्रिजगतः=ત્રિભુવનના, ત્રૈલોક્યના.
परमेश्वरत्वं ( मू० परमेश्वरत्व )=પરમેશ્વરપણાને.

## પદ્યાર્થ

" હે ( નાથ ) ! એથી કરીને સ્વર્ગમાં પણ તારૂં ત્રૈલોક્યનું પરમેશ્વરપણું પ્રસિદ્ધ કરનારો એવો ચૈતન્ય-રહિત પુષ્પનો સમૂહ ( પણ ) ઉત્તમ શોભાવાળા એવા તને પ્રાપ્ત કરીને ( અર્થાત્ તારો આશ્રય લેવાથી ) અહો વિકસ્વર થઇને પત્રો વડે કેમ વિકાસ પામે છેજ !"—૩૧

• • • •

सम्भाव्य भद्र ! भवदीयगुणान् श्रितास्त्वा-
मर्च्या भवेयुरपि नैतदसत्यमत्र ।
यत् ते क्रमौ श्रयति पीठमतिप्रणिम्नं
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३२ ॥

अन्वयः

( हे ) भद्र ! भवदीय-गुणान् सम्भाव्य त्वां श्रिताः अत्र अर्च्याः अपि भवेयुः, एतद् अ-सत्यं न; यद् अति-प्रणिम्नं पीठं ते क्रमौ श्रयाति, तत्र विबुधाः पद्मानि परिकल्पयन्ति ।

शब्दार्थ

सम्भाव्य ( धा० भाव् )=भावीने.
भद्र ! ( मू० भद्र )=हे कल्याणकारी !
भवदीय=आपना.
भवदीयगुणान्=आपना गुणोने.
श्रिताः ( मू० श्रित )=आश्रय लीधेला.
त्वां ( मू० युष्मद् )=तने.
अर्च्याः ( मू० अर्च्य )=पूजनीय.
भवेयुः ( धा० भू )=थाय.
अपि=पण.
न=नहि.
एतद् ( मू० एतद् )=ए.
असत्यं ( मू० असत्य )=खोटुं.
अत्र=अहिंआ.
यद्=जेथी करीने.
ते ( मू० युष्मद् )=तारां.
क्रमौ ( मू० क्रम )=चरणोने.
श्रयति ( धा० श्रि )=आश्रय ले छे.
पीठं ( मू० पीठ )=पादपीठ.
अति=अतिशयवाचक अव्यय.
निम्न=नीचुं.
अतिप्रणिम्नं=अतिशय नीचुं.
पद्मानि ( मू० पद्म )=कमळो.
तत्र=त्यां.
विबुधाः ( मू० विबुध )=देवो.
परिकल्पयन्ति ( धा० कल्प् )=रचे छे.

पद्यार्थ

“ हे कल्याणकारी ( जिनेश्वर ) ! आपना गुणोनी भावना भाव्या बाद आपनो आश्रय लीधेला एवा ( जीवो ) आ दुनियामां पूजनीय पण बने ए ( कथन ) कंई खोटुं नथी; केमके अतिशय नीचुं एवुं जे पाद-पीठ तारां चरणोनो आश्रय ले छे, ते पाद-पीठना उपर देवताओ पद्मो रचे छे.”—३२

* * * *

सालोकलोकमणिहारसुनायकस्य
यादृक् प्रताप इह दीव्यति ते सखेऽलम् ।
ध्मातान्यशास्त्रमद ! सोष्णकरस्य ताप-
स्तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ? ॥ ३३ ॥

अन्वयः

( हे ) सखे ! ध्मात-अन्य-शास्त्र-मद ! स-आलोक-लोक-मणि-हार-सु-नायकस्य ते प्रतापः इह अलं दीव्यति; स-उष्ण-करस्य यादृक् तापः, तादृक् विकाशिनः अपि ग्रह-गणस्य कुतः ? ।

## શબ્દાર્થ

सह=સહિત.
आलोक=પ્રકાશ.
लोक=લોક.
मणि=રત્ન.
हार=હાર.
सु=શ્રેષ્ઠતાવાચક શબ્દ.
नायक=સ્વામી.
सालोकलोकमणिहारसुनायकस्य=પ્રકાશયુક્ત લોકરૂપી રત્નના હારના સુનાયકનો.
यादृक् ( मू॰ यादृश )=જેટલો.
प्रतापः ( मू॰ प्रताप )=પ્રતાપ, મહિમા.
इह=અહિંઆ.
दीव्यति ( धा॰ दिव् )=દીપે છે.
ते ( मू॰ युष्मद् )=તારા.
सखे ! ( मू॰ सखि )=હે મિત્ર !
अलं=અત્યન્તતાવાચક શબ્દ.
ध्मात ( धा॰ ध्मा )=દૂર ફેંકી દીધેલ.
अन्य=અપર.
शास्त्र=શાસ્ત્ર.
मद=ગર્વ, અભિમાન.
ध्मातान्यशास्त्रमद !=દૂર કર્યો છે અન્ય શાસ્ત્રોનો ગર્વ જેણે એવા ! (સં॰)
उष्ण=ગરમ.
कर=કિરણ.
सोष्णकरस्य=સૂર્યનો.
तापः ( मू॰ ताप )=તાપ, ગરમી.
तादृक् ( मू॰ तादृश )=તેટલો.
कुतः=ક્યાંથી.
ग्रह=ગ્રહ.
गण=સમૂહ.
ग्रहगणस्य=ગ્રહના સમૂહનો.
विकाशिनः ( मू॰ विकाशिन् )=વિકાશી, પ્રકાશિત.
अपि=પણ.

## પદ્યાર્થ

"જેણે અન્ય શાસ્ત્રોનો ગર્વ દળી નાખ્યો છે એવા હે મિત્ર ! પ્રકાશયુક્ત લોકરૂપી રત્નોના હારના સુનાયક એવા તારો પ્રતાપ આ દુનિયામાં અત્યંત પ્રકાશે છે. કેમકે સૂર્યનો જેવો તાપ છે, તેવો વિકાશી એવા ગ્રહોના સમુદાયનો પણ ક્યાંથી હોય !"—૩૩

* * * *

साटोपकोपशितिरोपनिरोधकारं
मोहप्रवेशपिहितारिरसन्निभं ते ।
दिव्यं कुतश्चन यथार्थतया स्वरूपं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३४ ॥

### अन्वयः

( हे नाथ ! ) ते स-आटोप-कोप-शिति-रोप-निरोध-कारं मोह-प्रवेश-पिहित-अरि-सन्निभं स्वरूपं यथार्थतया दृष्ट्वा भवत्-आश्रितानां भयं कुतश्चन नो भवति ।

---

१ 'शिशिरो॰' इति वा-पाठः ।

## શબ્દાર્થ

सह=સહિત.
आटोप=આટોપ, વચન-પ્રહાર.
कोप=ક્રોધ, ગુસ્સો.
शिति=કૃષ્ણ, કાળો.
रोप=આરોપ.
निरोध=રોકવું તે.
कार ( धा० कृ )=કરનાર.
साटोपकोपशितिरोपनिरोधकारं=વચન-પ્રહારથી યુક્ત એવા કોપરૂપી કૃષ્ણ આરોપને રોકનાર.
मोह=મોહનીય કર્મ.
प्रवेश=દાખલ થવું તે.
पिहित ( धा० धा )=ઢાંકી દીધેલ.
अररि=આવરણ, ઢાંકણ.
सन्निभ=સમાન.
मोहप्रवेशपिहितारसिन्निभं=મોહના પ્રવેશને ઢાંકી દેનારા ઢાંકણના સમાન.
ते ( मू० युष्मद् )=તારા.
दिव्यं ( मू० दिव्य )=સુશોભિત.
कुतश्चन=ક્યાંથી.
यथार्थतया=યથાર્થપણે.
स्वरूपं ( मू० स्वरूप )=સ્વરૂપને.
दृष्ट्वा ( धा० दृश् )=જોઈને.
भयं ( मू० भय )=ભય, બીક.
भवति ( धा० भू )=થાય છે.
नो=નહિ.
भवत्=આપ.
आश्रित ( धा० श्रि )=આશ્રય લીધેલ.
भवदाश्रितानां=આપના આશ્રિતોને.

## પદ્યાર્થ

" (હે નાથ!) વચન-પ્રહારથી યુક્ત એવા કોપરૂપી કૃષ્ણ આરોપનો નિરોધ કરનારા તેમજ મોહના પ્રવેશને અટકાવનારા આવરણના સમાન એવા તારા સ્વરૂપનું વાસ્તવિક રીતે દર્શન કર્યા પછી તારા આશ્રિતોને ક્યાંથી પણ ભય થતો નથી."—૩૪

* * * *

कन्दर्पसर्पपतिदाहसुपर्णरूप !
नष्टज्वलत्स्मयहुताशन ! लोलुपाऽपि ।
तृण्निम्नगा स्वयमतीर्थमिषाम्बुपङ्का
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३५ ॥

### अन्वयः

( हे ) कन्दर्प-सर्प-पति-दाह-सुपर्ण-रूप ! नष्ट-ज्वलत्-स्मय-हुताशन ! अतीर्थ-मिष अम्बु-पङ्का स्वयं लोलुपा अपि तृष्-निम्नगा ते क्रम-युग-अचल-संश्रितं न आक्रामति ।

## શબ્દાર્થ

कन्दर्प=કામદેવ.
सर्प=સાપ.
पति=નાથ.
दाह=બાળવું તે.
सुपर्ण=ગરૂડ.
रूप=સ્વરૂપ.
कन्दर्पसर्पपतिदाहसुपर्णरूप !=હે કામદેવરૂપી સર્પ-રાજને બાળવામાં ગરૂડ સમાન !
नष्ट ( धा० नश् )=નાશ પામેલ.
ज्वलत् ( धा० ज्वल् )=પ્રકાશમાન.
स्मय=ગર્વ, અભિમાન.
हुताशन=અગ્નિ, આગ.

नष्टस्वलत्स्मयहुताशन !=नाश कर्यो छे प्रकाशमान गर्वरूप अग्निनो जेणे एवा ! ( सं० )
लोलुपा ( मू० लोलुप )=लालचु.
अपि=पण.
तृप्=तृष्णा.
निम्नगा=नदी.
तृण्निम्नगा=तृष्णारूपी नदी.
स्वयं=पोतानी मेळे, जाते.
कुतीर्थ=कुतीर्थ.
मिष=छळ, कपट.
अम्बु=जळ.
पङ्क=कादव, कचरो.
कुतीर्थमिषाम्बुपङ्का=कुतीर्थ तेमज कपटरूपी जळनो कचरो छे जेने विषे एवी.
न=नहि.
आक्रामति ( धा० क्रम् )=आक्रमण करे छे.
क्रम=चरण.
युग=युगल, बेनुं जोडकुं.
अचल=पर्वत.
संश्रित ( धा० श्रि )=आश्रित.
क्रमयुगाचलसंश्रित=चरण-युगलरूपी पर्वतनो आश्रय लीधेलाने.
ते ( मू० युष्मद् )=तारा.

## पद्यार्थ

" हे कंदर्परूपी सर्पराजने बाळवामां गरुड समान ! ( जेणे ) जाज्वल्यमान अभिमानरूपी अग्निनो नाश कर्यो छे एवा हे ( नाथ ) ! कुतीर्थ तथा कपटरूपी जळना कचरावाळी तेमज स्वयं लालचु एवी तृष्णा-नदी तारा चरण-युगलरूपी पर्वतनो आश्रय लीधेला ( जीव )नुं आक्रमण करती नथी."—३५

## स्पष्टीकरण

कंदर्प-विचार—

श्रीबप्पभट्टिसूरिकृत चतुर्विंशतिकाना ३४ मा पद्यना स्पष्टीकरणमां कंदर्पनी कुटिलतानो थोडे घणे अंशे विचार करेलो होवाथी ते संबंधमां विशेष कहेवानुं खास बाकी रहेतुं नथी, परंतु आ कंदर्प याने अनंगनी दुर्जयतानुं श्रीविनयचन्द्र मुनिवरे आलेखेलुं स्वरूप निम्न-लिखित अष्टक उपरथी विशेषतः स्फुट थतुं होवाथी ते अत्र भाषान्तर सहित आपवामां आवे छे.

### श्रीविनयचंद्रमुनिवर्यकृतं

# ॥ अनङ्गदुर्जयाष्टकम् ॥

सुलभमरिशतानां नाशनं प्रोन्नतानां
सुलभमनशनं वा धारणं पूतमत्र ।
सुलभमुदनिधेर्वोल्लङ्घनं वा भुजाभ्या-
मतिकठिनमनङ्गं मारणं मानुषाणाम् ॥ १ ॥—मालिनी

१ मालिनी-लक्षणम्—
" ननमयययुतेयं मालिनी भोगिलोकैः । "

સેંકડો ઉગ્ર દુશ્મનોનો નાશ કરવો, અનશન કરવું, વ્રત ધારણ કરવું કે સમુદ્રને બે હાથ વડે તરી જવો એ મનુષ્યોને માટે સુલભ છે, પરંતુ મદનને મારવો તે અતિશય કઠિન છે.—૧

सुलभमनलमध्ये मज्जनं वाऽशनं वा
सुलभमशितरश्मेश्चक्षुषा रश्मिपानम् ।
सुलभमिभवरैरायोधनं मद्यमत्तै-
रतिकठिनमनङ्गं मारणं मानुषाणाम् ॥ २ ॥

અગ્નિમાં સ્નાન કરવું, તેનું ભોજન કરવું, સૂર્યનાં કિરણોનું નેત્ર વડે પાન કરવું કે મદોન્મત્ત કુંજરરાજની સાથે યુદ્ધ કરવું તે મનુષ્યોને માટે સુકર છે, પરંતુ અનંગનો અંત આણવો તે અતિશય દુષ્કર છે.—૨

सुलभमसुकरायां कन्दरायां निवासः
सुलभमतुलशक्तेः पञ्चवक्त्रस्य वक्त्रे ।
प्रकटितबहुमन्योभी(र्भी?)षणे पाणिदान-
मतिकठिनमनङ्गं मारणं मानुषाणाम् ॥ ३ ॥

કષ્ટકારી ગુફામાં નિવાસ કરવો કે અત્યંત કોપાયમાન થયેલા તેમજ અસાધારણ બળવાળા એવા સિંહના ભયંકર વદનમાં હાથ નાખવો તે મનુષ્યોને માટે સુલભ છે, કિન્તુ મદનને મારવો તે ઘણું મુશ્કેલ છે.—૩

सुलभमशितरश्मेर्दर्शनं कृष्णनक्तं
सुलभमनुदिनं वा ह्यासनं कण्टकानाम् ।
सुलभमलकपाशाल्लुञ्चनं सानुभावा-
दतिकठिनमनङ्गं मारणं मानुषाणाम् ॥ ४ ॥

કૃષ્ણ પક્ષની રાત્રિએ સૂર્યના દર્શન થવા, નિરન્તર કાંટાઓમાં બેસી રહેવું કે કેશના સમૂહનો લોચ કરવો તે મનુષ્યોને માટે સુલભ છે, પરંતુ કામદેવનો વધ કરવો તે ખરેખર અત્યંત દુષ્કર છે.—૪

सुलभमनुदिनं वा भोजनं भैक्ष्यवृत्त्या
सुलभमनुदिनं वाऽऽकाशमध्योड्डयं वा ।
सुलभमनुदिनं वा भूधराग्रे निवासो
ह्यतिकठिनमनङ्गं मारणं मानुषाणाम् ॥ ५ ॥

સર્વદા ભીખ માંગીને ભોજન કરવું, નિરંતર આકાશની મધ્યમાં ઉડ્યા કરવું કે પર્વતના શિખર ઉપર સદા નિવાસ કરવો તે મનુષ્યોને માટે મુશ્કેલ નથી, પરંતુ પ્રદ્યુમ્નના પ્રાણ લેવા તે દુઃશક્ય છે.—૫

सुलभमनुदिनं वा नीरसं भुक्तमेकं
सुलभमनुदिनं वा भीषणारण्यवासः ।
सुलभमनुदिनं वाऽऽशाम्बरत्वं विधेय-
मतिकठिनमनङ्गं मारणं मानुषाणाम् ॥ ६ ॥

પ્રતિદિન એક વાર નીરસ ભોજન કરવું, સર્વદા ભયંકર જંગલમાં રહેવું કે સદા દિગમ્બરપણું આચરવું તે મનુષ્યોને માટે સુખદ છે, પરંતુ કામનો વિનાશ કરવો તે અતિશય દુઃખદ છે.—૬

सुलभमहिधरण्या धारणं विधया वा
सुलभमहिशिरस्कादानयं वा मणेर्वा ।
सुलभमतितपस्कं वा विधेय(यं) सुघोरं
ह्यतिकठिनमनङ्गं मारणं मानुषाणाम् ॥ ७ ॥

વિદ્યા વડે સર્પની નાડી પકડવી અથવા સર્પના મસ્તક ઉપરથી મણિ લેવું કે અતિશય ઘોર તપશ્ચર્યા કરવી તે મનુષ્યોને માટે સુલભ છે, પરંતુ મદનનો નાશ કરવો તે અત્યંત કઠિન છે.—૭

इषुरसवसुचन्द्रे ( १८६५ ) वत्सरे माधवे च
विमलधवलपक्षे वासरे तिग्मरश्मौ ।
निखिलहृदयनन्दं सद्गुरोः सुप्रसादा-
न्ननु मुनि'विनयेन्दु'नाष्टकं प्रोक्तमेतत् ॥ ८ ॥

૧૮૬૫ના વર્ષમાં વૈશાખ માસમાં (અથવા વસંત ઋતુમાં) નિર્મળ શુક્લ પક્ષમાં, રવિવારે સદ્‌ગુરુની મહાકૃપાથી (શ્રી)વિનયચન્દ્ર મુનિએ સમસ્ત (લોક)ના હૃદયને ખરેખર આનંદ આપનારું આ અષ્ટક કહ્યું.—૮

* * * *

दिश्येत मुक्तिरिति वा नहि सेवयाऽस्य
मिथ्या विमर्शनमदोऽस्ति मदोज्झितस्य ।
संसारदुःखनिचितं यदि पापवह्निं
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ३६ ॥

**अन्वयः**

( हे नाथ ! ) यदि त्वत्-नामन्-कीर्तन-जलं संसार-दुःख-निचितं अ-शेषं पाप-वह्निं शमयति, ( तर्हि ) अस्य मद-उज्झितस्य ( तव ) सेवया मुक्तिः दिश्येत नहि वा इति अदः विमर्शनं मिथ्या अस्ति ।

## શબ્દાર્થ

दिश्येत ( धा० दिश् )=મળે.
मुक्तिः ( मू० मुक्ति )=મુક્તિ, મોક્ષ.
इति=એમ.
वा=અથવા.
नहि=નહિ.
सेवया ( मू० सेवा )=સેવાથી.
अस्य ( मू० इदम् )=આના.
मिथ्या=ફોગટ.
विमर्शनं ( मू० विमर्शन )=વિચાર.
अदः ( मू० अदस् )=એ.
अस्ति ( धा० अस् )=છે.
मद=ગર્વ.
उज्झित ( धा० उज्झ् )=ત્યજી દીધેલ.
मदोज्झितस्य=મદ-રહિત.
संसार=સંસાર.
दुःख=દુઃખ.
निचित ( धा० चि ) =વ્યાપ્ત.
संसारदुःखनिचितं=સંસારના દુઃખથી વ્યાપ્ત.
यदि=જો.
पाप=પાપ.
वह्नि=અગ્નિ, આગ.
पापवह्निं=પાપરૂપી અગ્નિને.
नामन्=નામ.
कीर्तन=કીર્તન.
जल=જળ, પાણી.
त्वन्नामकीर्तनजलं=તારા નામના કીર્તનરૂપી જળ.
शमयति ( धा० शम् )=શાંત પાડે છે.
अशेषं ( मू० अशेष )=સંપૂર્ણ.

## પદ્યાર્થ

**નાથના નામ-કીર્તનનો પ્રભાવ—**

"હે નાથ! જો તારા નામના કીર્તનરૂપી જળ સંસારના દુઃખથી વ્યાપ્ત એવા સમસ્ત પાપરૂપી અગ્નિને બૂઝાવી દે છે, તો પછી આ મદ-રહિત એવા તારી સેવાથી મુક્તિ મળે કે કેમ એવો વિચાર ( કરવો ) ફોકટ છે."—૩૬

* * * *

फूत्कारनिर्गतगरप्रसरद्दवाग्नि-
धूम्रीकृतत्रिजगतीजनसद्गुणौघः[1] ।
दंदश्यते जिन ! न तं स्मयदन्दशूक-
स्त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ३७ ॥

### अन्वयः

( हे ) जिन ! यस्य पुंसः हृदि त्वत्-नामन्-नाग-दमनी ( वर्तते ), तं फूत्कार-निर्गत-गर-प्रसरत्-दव-अग्नि-धूम्रीकृत-त्रि-जगती-जन-सत्-गुण-ओघः स्मय-दन्दशूकः न दंदश्यते ।

---

१ 'गराप्तमुखाहिकान्त' इति ख-पाठः । २ 'जगदेववचः सुधातद्' इति ख-पाठः ।

## શબ્દાર્થ

फूत्कार=ફુંફાડો.
निर्गत ( धा० गम् )=નીકળેલ.
गर=વિષ, ઝેર.
प्रसरत् ( धा० सृ )=પ્રસરતો.
दव=વન.
अग्नि=આગ.
धूम्रीकृत=ધૂમાડાના વર્ણવાળો કરેલ, કાળા અને રાતા વર્ણવાળો કરેલ.
त्रि=ત્રણ.
जगती=દુનિયા, લોક.
जन=મનુષ્ય.
सद्गुण=સદ્‌ગુણ.
ओघ=સમૂહ.
फूत्कारनिर्गतगरप्रसरद्दवाग्निधूम्रीकृतत्रिजगतीजनसद्गुणौघः=ફુંફાડામાંથી નીકળેલા ઝેરમાંથી પ્રસરતા દાવાનલ વડે ધૂમ્રવર્ણી કર્યો છે ત્રૈલોક્યના માનવના સદ્‌ગુણના સમૂહને જેણે એવો.
दंदश्यते ( धा० दश् )=અતિશય કરડે છે.
जिन ! ( मू० जिन )=હે તીર્થંકર !
न=નહિ.
तं ( मू० तद् )=તેને.
स्मय=દર્પ, અભિમાન.
दंदशूक=સર્પ, સાપ.
स्मयदन्दशूकः=દર્પરૂપી સર્પ.
नामन्=નામ.
नागदमनी=સાપને વશ કરનારી જડી.
त्वन्नामनागदमनी=તારા નામરૂપી નાગ-દમની.
हृदि ( मू० हृद् )=હૃદયમાં.
यस्य( मू० यद् )=જેના.
पुंसः ( मू० पुंस् )=પુરુષના.

## પદ્યાર્થ

" હે તીર્થંકર ! જે પુરુષના હૃદયમાં તારા નામરૂપી નાગ-દમની છે, તેને દર્પરૂપી સર્પ કે જેણે ફુંફાડામાંથી નીકળેલા ઝેરમાંથી પ્રસરતા દાવાનલ વડે ત્રૈલોક્યના મનુષ્યના સદ્‌ગુણોના સમૂહને ધૂમ્રવર્ણો બનાવ્યો છે તે કરડતો નથી."—૩૭

* * *

निर्दस्युमित्रतर ! यद्यसि वीतराग-
स्त्वंद्रागिणां कथमनन्तभवोद्भवात्कम् ।
आदित्यतः किमु नं तु त्वदवाङ्मुखानां
त्वत्कीर्तनात् तम इवाशु भिदामुपैति ? ॥ ३८ ॥

अन्वयः

(हे) निर्-दस्यु-मित्र-तर ! यदि ( त्वं ) वीत-रागः असि, ( तर्हि ) कथं त्वद्-अवाच्-मुखानां त्वद्-रागिणां अनन्त-भव-उद्भव-अकं तमः त्वत्-कीर्तनात् आदित्यतः (तमः) इव किमु न तु(नु) भिदां उपैति ? ।

१ ' ०तर ! ' इति क-पाठः । २ ' भवोद्भवाङ्कं ' इति क-ख-पाठः । ३ ' ननु ' इति प्रतिभाति ।

## શબ્દાર્થ

निर्=અભાવસૂચક અવ્યય.
दस्यु=દુશ્મન.
मित्र=સ્નેહી, દોસ્તદાર.
निर्दस्युमित्रतर !=દુશ્મન કે દોસ્તદાર નથી જેને એવા!
यदि=જો.
असि ( धा० अस् )=તું છે.
वीतरागः ( मू० वीतराग )=વીતરાગ, રાગરહિત.
रागिन्=રાગી.
त्वद्रागिणां=તારા રાગી ઓનું.
कथं=કેમ.
अनन्त=અનન્ત, અગણિત.
भव=ભવ, જન્મ.
उद्भव=ઉત્પત્તિ.
अक्त=વ્યાપ્ત.
अनन्तभवोद्भवाक्तं=અનન્ત ભવોની ઉત્પત્તિથી વ્યાપ્ત.
आदित्यतः ( मू० आदित्य )=સૂર્યથી.
किमु=શું.
न=નહિ.
तु=વળી.
अवाच्=નમ્ર, નીચું.
मुख=મુખ, વદન.
त्वदवाङ्मुखानां=તારા તરફ નમેલું છે મુખ જેમનું એવા.
कीर्तन=કીર્તન.
त्वत्कीर्तनात्=તારા કીર્તનથી.
तमः ( मू० तमस् )=( १ ) અજ્ઞાન; ( २ ) અંધકાર.
इव=જેમ.
आशु=સત્વર, જલદી.
भिदां ( मू० भिदा )=નાશને.
उपैति ( धा० इ )=પામે છે.

## પદ્યાર્થ

“ જેને ( કોઇ ) શત્રુ કે ( કોઇ ) મિત્ર નથી એવા હે ( નાથ )! જો તું વીતરાગ છે, તો પછી તારા પ્રતિ નમ્ર મુખવાળા તેમજ તારા રાગી એવા ( જનો )નું અનન્ત ભવથી ઉત્પન્ન થયેલું અજ્ઞાન જેમ સૂર્યથી અંધકાર નાશ પામે છે તેમ કેમ ખરેખર સત્વર નાશ પામે છે ?—૩૮

* * *

सन्तप्तदीप्ततपनीयमनोज्ञमूर्त्ते !
उद्गच्छदूर्मिचलभावविनाशरूपम् ।
सद्ध्यानगन्धमिह कोविदचञ्चरीका
स्त्वत्पादपङ्कजवनाश्रयिणो लभन्ते ॥ ३९ ॥

## अन्वयः

( हे ) सन्तप्त-दीप्त-तपनीय-मनोज्ञ-मूर्ते ! त्वत्-पाद-पङ्कज-वन-आश्रयिणः कोविद-चञ्चरीकाः उद्गच्छत्-ऊर्मि-चल-भाव-विनाश-रूपं सत्-ध्यान-गन्धं इह लभन्ते ।

## શબ્દાર્થ

सन्तप्त (धा० तप् )=રૂડી રીતે તપાવેલ.
दीप्त ( धा० दीप् )=તેજસ્વી, ચળકતું.
तपनीय=સુવર્ણ, સોનું.
मनोज्ञ=મનોહર.
मूर्त्ति=( १ ) પ્રતિમા; ( २ ) દેહ.
सन्तप्तदीप्ततपनीयमनोज्ञमूर्त्ते !=રૂડી રીતે તપાવેલા તેમજ ચળકતા સોનાના જેવી મનોહર મૂર્તિ છે જેની એવા! (સં૦)

उद्गच्छत् ( धा० गम् )=ઉછળતું.
ऊर्मि=કલ્લોલ, મોજું.
चल=ચપલ.
भाव=સ્વભાવ.
विनाश=નાશ, ક્ષય.
रूप=સ્વભાવ.
उद्गच्छदूर्मिचलभावविनाशरूपं=ઉછળતા છે કલ્લોલો જેમાં એવા તેમજ ચપળ સ્વભાવને નાશ કરવાના સ્વભાવવાળા.
सत्=ઉત્તમ.
ध्यान=ધ્યાન.
गन्ध=સુવાસ.
सद्ध्यानगन्धं=ઉત્તમ ધ્યાનરૂપ સુગંધને.
इह=આ લોકમાં.
कोविद=વિદ્વાન્, પંડિત.
चञ्चरीक=ભ્રમર, ભમરો.
कोविदचञ्चरीकाः=પંડિતરૂપી ભમરાઓ.
पाद=ચરણ.
पङ्कज=કમળ.
वन=વન.
आश्रयिन्=આશ્રય લેનાર.
त्वत्पादपङ्कजवनाश्रयिणः=તારા ચરણ-કમલરૂપી વનનો આશ્રય લેનારા.
लभन्ते ( धा० लभ् )=પામે છે.

## પદ્યાર્થ

" રૂડી રીતે તપાવેલા તેમજ ચળકતા સુવર્ણના જેવી મનોહર મૂર્તિવાળા ( હે નાથ ) ! તારા ચરણ-કમલરૂપ વનનો આશ્રય લેનારા પણ્ડિતરૂપી ભમરાઓ જેમાંથી કલ્લોલો ઉછળી રહ્યા છે એવા તેમજ ચપળ સ્વભાવનો નાશ કરવાના સ્વભાવવાળા એવા ઉત્તમ ધ્યાનરૂપી સુગંધને આ લોકમાં પામે છે."—૩૯

* * *

माहात्म्यमद्भुततरं जिन ! तावकीनं
कैश्चित् कुशाग्रमतिशालिभिरप्यगम्यम् ।
निःसङ्गतां त्वयि सरागदृशोऽपि मर्त्या-
स्त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥ ४० ॥

अन्वयः

( हे ) जिन ! तावकीनं अद्भुत-तरं माहात्म्यं कैश्चित् कुश-अग्र मति-शालिभिः अपि अ-गम्यम् । (यतः) त्वयि स-राग-दृशः अपि मर्त्याः भवतः स्मरणात् त्रासं विहाय निःसङ्गतां व्रजन्ति ।

---

१ ख-ग-पाठस्तु यथा—

' माहात्म्यमत्र तव कैरपि चिन्तनीयं
न ध्येयमात्रतपसो मुकुरान् न केचित् ।
अन्तं जनुर्निधनयोर्गृहिणस्तु केऽपि
त्रासं (?) विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥'

## શબ્દાર્થ

माहात्म्यं (मू० माहात्म्य )=માહાત્મ્ય, પ્રભાવ.
अद्भुततरं ( मू० अद्भुत )=વધારે આશ્ચર્યજનક, અતિશય અચંબો પમાડનાર.
जिन ! ( मू० जिन )=હે વીતરાગ !
तावकीनं ( मू० तावकीन )=તારૂં.
कैश्चित् ( मू० किम् )=કોઇ કથી.
कुश=કુશ, એક જાતનું ઘાસ, દર્ભ.
अग्र=આગલો ભાગ.
मति=બુદ્ધિ.
शालिन=( १ ) યુક્ત; ( २ ) શોભનાર.
कुशाग्रमतिशालिभिः=કુશના અગ્રભાગ જેવી તીક્ષ્ણ બુદ્ધિવાળાઓથી.
अपि=પણ.
अगम्यं ( मू० अगम्य )=અગોચર, નહિ જાણી શકાય તેવું.
निःसङ्गतां ( मू० निःसङ्गता )=સંગરહિતપણાને, મુક્તિને.
त्वयि ( मू० युष्मद् )=તારે વિષે.
राग=રાગ, સ્નેહ.
दृश्=દૃષ્ટિ.
सरागदृशः=રાગયુક્ત છે દૃષ્ટિ જેમની એવા.
मर्त्याः ( मू० मर्त्य )=માનવો.
त्रासं ( मू० त्रास )=ત્રાસને, ભયને.
विहाय ( धा० हा )=છોડીને, તજીને.
भवतः ( मू० भवत् )=આપના.
स्मरणात् ( मू० स्मरण )=સ્મરણથી.
व्रजन्ति ( धा० व्रज् )=પામે છે.

## પદ્યાર્થ

" હે વીતરાગ ! તારો અતિશય આશ્ચર્યજનક પ્રભાવ કુશાગ્ર બુદ્ધિવાળા એવા કોઇને પણ ગમ્ય નથી, ( કેમકે ) તારે વિષે સરાગ દૃષ્ટિવાળા એવા પણ માનવો તારા સ્મરણથી ત્રાસ તજીને મુક્તિને પામે છે."—४०

* * *

यैरापि ते विशदधर्मतटाकतीर-
मुत्फुल्लबोधकमलं शुचि[1] हंसतुल्यैः ।
तेऽसारभोगपरिखां न तु भोक्तुमीशा
मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥ ४१ ॥

### अन्वयः

यैः हंस–तुल्यैः ( मर्त्यैः ) तु ते शुचि उत्फुल्ल–बोध–कमलं विशद–धर्म–तटाक–तीरं आपि, ते मकर–ध्वज–तुल्य–रूपाः मर्त्याः असार–भोग–परिखां भोक्तुं न ईशाः भवन्ति ।

## શબ્દાર્થ

यैः ( मू० यद् )=જેઓથી.
आपि ( धा० आप् )=પ્રાપ્ત થયો.
विशद=નિર્મળ.
धर्म=ધર્મ.
तटाक=તળાવ.
तीर=કાંઠો.
विशदधर्मतटाकतीरं=નિર્મળ ધર્મરૂપી તળાવનો કાંઠો.
उत्फुल्ल=વિકસ્વર.
बोध=જ્ઞાન.
कमल=કમળ.
उत्फुल्लबोधकमलं=વિકસ્વર જ્ઞાનરૂપી કમળ છે જેને વિષે એવા.

1 ' शुचिहंस० ' इत्यपि संभवति ।

शुचि ( मू० शुचि )=પવિત્ર.
हंस=હંસ.
तुल्य=સમાન.
हंसतुल्यैः=હંસના સમાન.
ते ( मू० तद् )=તેઓ.
असार=નિઃસાર, સાર વિનાના.
भोग=ભોગ.
परिखा=ખાઇ.
असारभोगपरिखां=નિઃસાર ભોગરૂપી ખાઇને.
न=નહિ.
तु=વિશેષતાવાચક અવ્યય.
भोक्तुं ( धा० भुज् )=ભોગવવાને.
ईशाः ( मू० ईश )=સમર્થ.
मर्त्याः ( मू० मर्त्य )=માનવો.
भवन्ति ( धा० भू )=થાય છે.
मकरध्वज=કામદેવ.
तुल्य=સમાન.
रूप=રૂપ.
मकरध्वजतुल्यरूपाः=કામદેવના જેવું રૂપ છે જેમનું એવા.

## પદ્યાર્થ

" હંસના જેવા જે માનવોએ પવિત્ર તથા વિકસ્વર જ્ઞાન-કમલવાળા એવા નિર્મળ ધર્મરૂપી તળાવના તીરને પ્રાપ્ત કર્યું છે, તે મદન સમાન રૂપવાળા માનવો નિઃસાર ભોગરૂપી ખાઇને ભોગવવાને સમર્થ નથી."—૪૧

* * *

स्वर्नर्मशर्मपरिभोगविपाकरूपो
धर्मोऽस्ति योऽमितसुखाकर आपदस्तः ।
तं प्राप्य कर्मनृपबद्धनिजस्वरूपाः
सद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥ ४२ ॥

### अन्वयः

यः स्वर्-नर्मन्-शर्मन्-परिभोग-विपाक-रूपः धर्मः अमित-सुख-आकरः आपद्-अस्तः अस्ति तं प्राप्य कर्मन्-नृप-बद्ध-निज-स्वरूपाः सद्यः स्वयं विगत-बन्ध-भयाः भवन्ति।

## શબ્દાર્થ

स्वर्=સ્વર્ગ.
नर्मन्=ક્રીડા.
शर्मन्=સુખ.
परिभोग=ભોગવવું તે.
विपाक=વિપાક, ઉદય.
रूप=રૂપ.
स्वर्नर्मशर्मपरिभोगविपाकरूपः=સ્વર્ગની ક્રીડાના સુખના પરિભોગના ઉદયરૂપ.
धर्मः ( मू० धर्म )=ધર્મ.
अस्ति ( धा० अस् )=છે.
यः ( मू० यद् )=જે.
अमित=અપરિમિત, અપાર.
सुख=સુખ.
आकर=ખાણ.
अमितसुखाकरः=અપરિમિત સુખની ખાણરૂપ.
आपद्=વિપત્તિ.
अस्त ( धा० अस् )=દૂર કરેલ.
आपदस्तः=આપત્તિને દૂર કરનાર.

तं ( मू० तद् )=તેને.
प्राप्य ( धा० आप् )=મેળવીને.
कर्मन्=કર્મ.
नृप=રાજા.
बद्ध ( धा० बन्ध् )=બાંધેલ.
निज=પોતાનું.
स्वरूप=સ્વરૂપ, ધર્મ.
कर्मनृपबद्धनिजस्वरूपाः=કર્મરાજા વડે બંધાયું છે પોતાનું સ્વરૂપ એવા.
सद्यस्=એકદમ.
स्वयं=પોતાની મેળે.
विगत ( धा० गम् )=વિશેષે કરીને ગયેલો.
बन्ध=બન્ધન.
भय=બીક.
विगतबन्धभयाः=વિશેષે કરીને ગયો છે બન્ધનનો ભય જેમનો એવા.
भवन्ति ( धा० भू )=થાય છે.

## પદ્યાર્થ

" સ્વર્ગની ક્રીડાના સુખના પરિભોગના વિપાકરૂપ જે ધર્મ સુખની ખાણરૂપ છે તેમજ આપત્તિને દૂર કરનારો છે, તે ધર્મને પામીને કર્મરાજા વડે પોતાનું સ્વરૂપ બંધાયું છે ( અર્થાત્ આચ્છાદિત થયું છે ) એવા જીવો સત્વર પોતાની મેળે બન્ધનના ભયથી મુક્ત બને છે."—૪૨

* * *

स्वर्गस्य भोग इह हस्त इवास्ति तस्य
भूयिष्ठपुण्यकणकीलितजीवितस्य ।
कैवल्यनिर्वृतिवदान्यसमं प्रशस्तं
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४३ ॥

## अन्वयः

यः मतिमान् इमं प्रशस्तं कैवल्य-निर्वृति-वदान्य-समं तावकं स्तवं अधीते, तस्य भूयिष्ठ-पुण्य-कण-कीलित-जीवितस्य हस्ते इव स्वर्गस्य भोगः इह अस्ति ।

## શબ્દાર્થ

स्वर्गस्य ( मू० स्वर्ग )=સ્વર્ગના.
भोगः ( मू० भोग० )=ભોગ, મોજ.
इह=આ દુનિયામાં.
हस्ते ( मू० हस्त )=હાથમાં.
इव=જાણે.
अस्ति ( धा० अस् )=છે.
तस्य ( मू० तद् )=તેના.
भूयिष्ठ ( मू० बहु )=ઘણાજ, અત્યંત.
पुण्य=પુણ્ય.
कण=કણ.
कीलित=બાંધેલ.
जीवित=જીવિત, જીવન, આયુષ્ય.
भूयिष्ठपुण्यकणकीलितजीवितस्य=અત્યંત પુણ્યના કણો વડે બાંધ્યું છે આયુષ્ય જેણે એવા.
कैवल्य=કેવલજ્ઞાન.
निर्वृति=સુખ.
वदान्य=દાતા.
सम=સમાન.
कैवल्यनिर्वृतिवदान्यसमं=કેવલજ્ઞાનના સુખના દાતા સમાન.
प्रशस्तं ( मू० प्रशस्त )=પ્રશંસાને પાત્ર.
यः ( मू० यद् )=જે.
तावकं ( मू० तावक )=તારા.
स्तवं ( मू० स्तव )=સ્તોત્રને.
इमं ( मू० इदम् )=આ.
मतिमान् ( मू० मतिमत् )=બુદ્ધિશાળી.
अधीते ( धा० इ )=અધ્યયન કરે છે, પઠે છે.

१ '०स्यभोग' इति कन्द-पाठः ।

### પદ્યાર્થ

"જે બુદ્ધિશાળી (માનવ) કેવલજ્ઞાનના સુખના દાતા સમાન તથા પ્રશંસાને પાત્ર એવા આ તારા સ્તોત્રનું અધ્યયન કરે છે, તે અત્યંત પુણ્યના કણો વડે બાંધેલા આયુષ્યવાળા (જન)ના હુરંતમાં જાણે સ્વર્ગના ભોગ આ દુનિયામાં (આવી રહે) છે."—૪૩

* * *

उद्यन्ति चित्तसरसि स्तवतोयजानि
'शान्ते'र्जिनस्य करुणाच्छजलौघभाजि ।
नुर्यस्य सच्छतदलप्रमुखासनस्था
तं मानतुङ्गमवशा समुपैति लक्ष्मीः ॥ ४४ ॥

### अन्वयः

यस्य नुः करुणा-अच्छ-जल-ओघ-भाजि चित्त-सरसि शान्तेः जिनस्य स्तव-तोयजानि उद्यन्ति, तं मान-तुङ्गं ( नरं ) सत्-शतदल-प्रमुख-आसन-स्था अवशा लक्ष्मीः समुपैति ।

### શબ્દાર્થ

उद्यन्ति ( धा० इ )=ઊગે છે.
चित्त=મન.
सरस्=સરોવર.
चित्तसरसि=મનરૂપી સરોવરને વિષે.
स्तव=સ્તોત્ર, સ્તવન.
तोयज=કમલ.
स्तवतोयजानि=સ્તોત્રરૂપી કમળો.
शान्तेः ( मू० शान्ति )=શાન્તિ(નાથ)ના.
जिनस्य ( मू० जिन )=તીર્થંકરના.
करुणा=કરૂણા, દયા.
अच्छ=નિર્મળ.
जल=જળ, પાણી.
ओघ=સમૂહ.
भाज्=ભજનાર.
करुणाच्छजलौघभाजि=દયારૂપી નિર્મળ જળને ભજનારા.
नुः ( मू० नृ )=મનુષ્યના.
यस्य ( मू० यद् )=જેના.
सत्=રૂડું.
शतदल=સો પાંખડીવાળું કમળ.
प्रमुख=પ્રમુખ.
आसन=આસન.
स्था=રહેલું.
सच्छतदलप्रमुखासनस्था=રૂડા કમળ પ્રમુખ આસન ઉપર બેઠેલી.
तं ( मू० तद् )=તેને.
मान=ગર્વ.
तुङ्ग=ઊંચો.
मानतुङ्गं=ગર્વ વડે ઊંચા.
अवशा ( मू० अवश )=સ્વતંત્ર.
समुपैति ( धा० इ० )=સમીપ આવે છે.
लक्ष्मीः ( मू० लक्ष्मी )=લક્ષ્મી.

### પદ્યાર્થ

"જે મનુષ્યના દયારૂપી નિર્મળ જળના સમુદાયને ભજનારા ચિત્તરૂપી સરોવરને વિષે (સોળમા) તીર્થંકર શાન્તિ(નાથ)નાં સ્તવનરૂપી કમળો ઊગે છે, તે અભિમાનથી ઉચ્ચ મનુષ્યની સમીપ રૂડા કમળ પ્રમુખ આસન ઉપર બેઠેલી તેમજ સ્વતંત્ર એવી લક્ષ્મી આવે છે."—૪૪



* * *

श्रीकीर्तिनिर्मलगुरोश्चरणप्रसादाद्
भक्तामरस्तवनपादतुरीयमाप्त्वा ।
पादत्रयेण रचितं स्तवनं नवीनं
लक्ष्मीसितेन मुनिना विमलस्य शान्तेः ॥ ४५ ॥

### अन्वयः

श्री-कीर्तिनिर्मल-गुरोः चरण-प्रसादात् लक्ष्मी-सितेन मुनिना भक्तामर-स्तवन-पाद-तुरीयं आप्त्वा पाद-त्रयेण विमलस्य शान्तेः नवीनं स्तवनं रचितम् ।

### શબ્દાર્થ

श्री=માનવાચક શબ્દ.
कीर्तिनिर्मल=કીર્તિવિમળ.
गुरु=ગુરૂ, અધ્યાપક.
श्रीकीर्तिनिर्मलगुरोः=શ્રીકીર્તિવિમળ ગુરૂના.
चरण=ચરણ, પગ.
प्रसाद=કૃપા.
चरणप्रसादात्=ચરણની કૃપાથી.
भक्तामर=ભક્તામર.
स्तवन=સ્તોત્ર.
पाद=ચરણ.
तुरीय=ચોથું.
भक्तामरस्तवनपादतुरीयं=ભક્તામરસ્તોત્રનું ચોથું ચરણ.
आप्त्वा ( धा० आप् )=પામીને.
त्रय=ત્રણનો સમૂહ.
पादत्रयेण=ત્રણ ચરણો વડે.
रचितं ( मू० रचित )=રચાયેલ.
स्तवनं ( मू० स्तवन )=સ્તોત્ર.
नवीनं ( मू० नवीन )=નૂતન, નવીન.
लक्ष्मी=લક્ષ્મી.
सित ( धा० सो )=બાંધેલ.
लक्ष्मीसितेन=લક્ષ્મી વડે બાંધેલ.
मुनिना ( मू० मुनि )=મુનિ વડે.
विमलस्य ( मू० विमल )=નિર્મળ.
शान्तेः ( मू० शान्ति )=શાન્ત( નાથ )ના.

### પદ્યાર્થ

" શ્રીકીર્તિવિમલ ગુરૂની ચરણ-કૃપાથી લક્ષ્મીવિમલ મુનિએ 'ભક્તામર' સ્તોત્રનું ચોથું ચરણ લઇને ત્રણ ( નવીન ) ચરણો વડે નિર્મળ શાન્તિ( નાથ )નું સ્તોત્ર રચ્યું."—૪૫





३

श्रीलाभविनयगणिगुम्फितं

# ॥ पार्श्वभक्तामरम् ॥

(भक्तामरस्तोत्रस्य समस्याबन्धरचना)

नमः श्रीपार्श्वपतये ।

पादारविन्दमकरन्दरसैकलुब्ध-
मुग्धेन्दिरप्रवरनिर्जरवृन्दवन्द्यम् ।
'पार्श्वे'श्वरं प्रविततश्रियमद्वितीय-
मालम्बनं भवजले पततां जनानाम् ॥ १ ॥
सत्कायसुन्दरमनोवचनप्रयोग-
सम्पूर्णसाधनविधानगुणैकदक्षैः ।
यः सेवितः परमधार्मिकसिद्धसङ्घैः
स्तोष्ये किलाहमपि तं प्रथमं जिनेन्द्रम् ॥ २ ॥ (युग्मम्)

अन्वयः

यः सत्-काय-सुन्दर-मनस्-वचन-प्रयोग-सम्पूर्ण-साधन-विधान-गुण-एक-दक्षैः परम-धार्मिक-सिद्ध-सङ्घैः सेवितः, तं पाद-अरविन्द-मकरन्द-रस-एक-लुब्ध-मुग्ध-इन्दिर-प्रवर-निर्जर-वृन्द-वन्द्यं प्रवितत-श्रियं भव-जले पततां जनानां अ-द्वितीयं आलम्बनं प्रथ-मं जिन-इन्द्रं 'पार्श्व-' ईश्वरं अहं अपि किल (प्रथमं) स्तोष्ये ।

શબ્દાર્થ

पद=ચરણ, પગ.
अरविन्द=કમળ.
मकरन्द=મકરન્દ, કમળનું કેસર.
रस=રસ.
एक=અદ્વિતીય, અસાધારણ.
लुब्ध (धा० लुभ्)=લંપટ.
मुग्ध=સુન્દર.
इन्दिर=ભ્રમર, ભમરો.
प्रवर=ઉત્તમ.
निर्जर=દેવ.
वृन्द=સમૂહ.
वन्द्य=પૂજનીય, વન્દન કરવા યોગ્ય.
पादारविन्दमकरन्दरसैकलुब्धमुग्धेन्दिरप्रवरनि-
र्जरवृन्दवन्द्यं=ચરણ-કમલના કેસરના રસને

વિષે અસાધારણ લંપટ એવા સુન્દર ભ્રમરના સમાન ઉત્તમ સુરોના સમૂહને પૂજવા લાયક.
पार्श्व=પાર્શ્વ (નાથ), જૈનોના ત્રેવીસમા તીર્થંકર.
ईश्वर=પરમેશ્વર, નાથ.
पार्श्वेश्वरं=પાર્શ્વનાથને.
प्रवितत ( धा० तन् )=અત્યંત વિસ્તાર કરેલ.
श्री=લક્ષ્મી.
प्रविततश्रियं=(૧) અત્યંત વિસ્તાર કર્યો છે લક્ષ્મીનો જેણે એવાને; (૨) અત્યંત વિસ્તારવાળી છે શોભા જેની એવાને.
अद्वितीयं ( मू० अद्वितीय )=અસાધારણ.
आलम्बनं ( मू० आलम्बन )=આધાર.
भव=સંસાર.
जल=સમુદ્ર.
भवजले=સંસાર-સમુદ્રમાં.
पततां ( मू० पतत् )=પડતા.
जनानां ( मू० जन )=લોકોના.
सत्=સુન્દર.
काय=દેહ, શરીર.
सुन्दर=સુન્દર, શુભ.
मनस्=મન, ચિત્ત.
वचन=વચન, બોલ.
प्रयोग=પ્રયોગ.
सम्पूर्ण=સંપૂર્ણ, પૂર્ણ.
साधन=સાધન.
विधान=કાર્ય.
गुण=ગુણ.
दक्ष=ચતુર.
सत्कायसुन्दरमनोवचनप्रयोगसम्पूर्णसाधनविधानगुणैकदक्षैः=સુન્દર શરીર, શુભ ચિત્ત અને વચનના પ્રયોગો વડે સંપૂર્ણ સાધનોના વિધાનરૂપ ગુણમાં અસાધારણ ચતુર.
यः ( मू० यद् )=જે.
सेवितः ( मू० सेवित )=સેવાયેલ.
परम=અત્યંત.
धार्मिक=ધાર્મિક, ધર્મનિષ્ઠ.
सिद्ध=(૧) જ્ઞાનસિદ્ધ; (૨) પ્રસિદ્ધ.
सङ्घ=(૧) સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનો સમુદાય; (૨) પ્રથમ ગણધર.
परमधार्मिकसिद्धसङ्घैः=ઉત્તમ ધાર્મિક સિદ્ધના સંઘો વડે.
स्तोष्ये ( धा० स्तु )=હું સ્તુતિ કરીશ.
किल=ખરેખર.
अहं ( मू० अस्मद् )=હું.
अपि=પણ.
तं ( मू० तद् )=તેને.
प्रथ=વિસ્તીર્ણ, વિશાળ.
मा=(૧) લક્ષ્મી; (૨) શોભા.
प्रथमं=(૧) વિસ્તીર્ણ છે લક્ષ્મી જેની એવા; (૨) વિશાળ છે શોભા જેની એવા.
जिन=સામાન્યકેવલી.
इन्द्र=ઉત્તમતાવાચક શબ્દ.
जिनेन्द्रं=જિન-પતિને, જિનેશ્વરને.

## પદ્યાર્થ

"સુન્દર શરીર, શુભ ચિત્ત અને (વિશુદ્ધ) વચનના પ્રયોગો વડે સંપૂર્ણ સાધનના વિધાનરૂપ ગુણમાં અસાધારણ ચતુર એવા અત્યંત ધાર્મિક સિદ્ધના સંઘો વડે જે સેવાયેલા છે, તે ચરણ-કમલના કેસરના રસને વિષે અદ્વિતીયપણે લંપટ એવા મનોહર ભ્રમરના સમાન ઉત્તમ સુરોના સમૂહને પૂજનીય એવા, લક્ષ્મીનો અતિશય વિસ્તાર કરનારા, વળી સંસાર-સમુદ્રમાં પડતા (ડૂબતા) જનોના અદ્વિતીય આધારરૂપ તથા વળી વિશાળ શોભાવાળા એવા જિનેશ્વર પાર્શ્વનાથની હું પણ ખરેખર સ્તુતિ કરીશ."—૧-૨

* * *

नाथ ! त्वदीयगुणसंस्तवनं चिकीर्षु-
र्लप्स्ये विदग्धजनहास्यपदं विमोहात् ।
मूढादृते मुकुरमध्यगतस्य बिम्ब-
मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ? ॥ ३ ॥

अन्वयः

( हे ) नाथ ! त्वदीय-गुण-संस्तवनं चिकीर्षुः ( अहं ) विमोहात् विदग्ध-जन-हास्य-पदं लप्स्ये, ( यतः ) मूढात् ऋते कः अन्यः जनः मुकुर-मध्य-गतस्य बिम्बं सहसा ग्रहीतुं इच्छति ? ।

શબ્દાર્થ

नाथ ! ( मू० नाथ )=હે પ્રભુ !
त्वदीय=તારા.
गुण=ગુણ.
संस्तवन=સંકીર્તન, પ્રશંસા.
त्वदीयगुणसंस्तवनं=તારા ગુણોના સંકીર્તનને.
चिकीर्षुः ( धा० कृ )=કરવાની ઇચ્છાવાળો.
लप्स्ये ( धा० लभ् )=હું પામીશ.
विदग्ध=પણ્ડિત, ચતુર.
जन=જન, લોક.
हास्य=હાસ્ય.
पद=સ્થાન.
विदग्धजनहास्यपदं=ચતુર જનના હાસ્યના સ્થાનને.
विमोहात् ( मू० विमोह )=વિશેષ અજ્ઞાનને લીધે.
मूढात् ( मू० मूढ )=મૂર્ખના.
ऋते=સિવાય.
मुकुर=આદર્શ, દર્પણ.
मध्य=વચલો ભાગ.
गत ( धा० गम् )=ગયેલ.
मुकुरमध्यगतस्य=દર્પણના મધ્યમાં ગયેલાના.
बिम्बं (मू० बिम्ब)=(સૂર્યના અથવા ચન્દ્રના) મણ્ડળને.
अन्यः ( मू० अन्य )=બીજો.
कः ( मू० किम् )=કયો.
इच्छति ( धा० इष् )=ઇચ્છે.
जनः ( मू० जन )=મનુષ્ય.
सहसा=એકદમ.
ग्रहीतुं ( धा० ग्रह् )=પકડવાને.

પદ્યાર્થ

"હે પ્રભુ ! તારા ગુણોનું સંકીર્તન કરવાની અભિલાષાવાળો હું અતિશય અજ્ઞાનને લીધે ચતુર જનોના હાસ્યના સ્થાનને પામીશ. (કેમકે) મૂર્ખ સિવાય કયો અન્ય મનુષ્ય દર્પણના મધ્યને પ્રાપ્ત થયેલા ( સૂર્યના અથવા ચન્દ્રના ) મણ્ડળને એકદમ ગ્રહણ કરવા ઇચ્છે !"—૩

* * *

कश्चिद् विपश्चिदिह नो जगति प्रभूष्णु-
र्यस्त्वद्गुणौघगणनां प्रकटीकरोति ।
को लङ्घयेद् गगनमाशु पदैः प्रसह्य ?
को वा तरीतुमलमम्बुनिधिं भुजाभ्याम् ? ॥ ४ ॥

१ 'गतेन्दुबिम्ब'- 'गतार्कबिम्ब-' वेति प्रतिभाति ।

## अन्वयः

( हे नाथ ! ) यः त्वद्-गुण-ओघ-गणनां प्रकटीकरोति, ( सः ) कश्चित् प्रभूष्णुः विपश्चित् जगति नो; ( हि ) कः इह पद्भ्यां गगनं आशु प्रसह्य लङ्घयेत्, कः वा अम्बु-निधिं भुजाभ्यां तरीतुं अलम् ? ।

## શબ્દાર્થ

कश्चित् (मू० किम् + चित् )=કોઇક.
विपश्चित् ( विपश्चित् )=પણ્ડિત.
इह=આ દુનિયામાં.
नो=નહિ.
जगति ( मू० जगत् )=દુનિયામાં.
प्रभूष्णुः ( मू० प्रभूष्णु )=( १ ) પ્રભાવશાળી; ( २ ) સમર્થ.
यः ( मू० यद् )=જે.
गुण=ગુણ.
ओघ=સમૂહ.
गणना=ગણત્રી.
त्वद्गुणौघगणनां=તારા ગુણોના સમૂહની ગણત્રીને.
प्रकटीकरोति=પ્રકટ કરે છે.
कः ( मू० किम् )=કોણ.
लङ्घयेत् (धा० लङ्घ् )=ઓળંગી જાય.
गगनं ( मू० गगन )=આકાશને.
आशु=જલદી.
पद्भ्यां ( मू० पद )=પગો વડે.
प्रसह्य=બળાત્કારથી.
वा=(१) અથવા; (२) તેમજ.
तरीतुं ( धा० तॄ )=તરી જવાને.
अलं=સમર્થતાવાચક અવ્યય.
अम्बु=જળ.
निधि=ભંડાર.
अम्बुनिधिं=જળના ભંડારને, સમુદ્રને.
भुजाभ्यां ( मू० भुज )=બે હાથો વડે.

## પદ્યાર્થ

“( હે નાથ ! ) તારા ગુણોના સમૂહની ગણનાને જે પ્રકટ કરે એવો કોઇ પ્રભાવશાળી [ અથવા સમર્થ ] વિદ્વાન્ જગત્‌માં નથી; (કેમકે ) આ દુનિયામાં કોણ પગ વડે જલદી ગગનનું બળાત્કારપૂર્વક ઉલ્લંઘન કરે અથવા કોણ બે હાથ વડે સમુદ્ર તરી જવાને સમર્થ છે ?”—૪

## સ્પષ્ટીકરણ

### ઈશ્વરના ગુણોની ગણના—

ઈશ્વરના ગુણો અગણિત છે—અનન્ત છે એટલે તેની ગણના થઇ શકે તેમ નથી. સકળ વસ્તુને જાણનારા અને એથી કરીને ઈશ્વરના સમગ્ર ગુણોથી પરિચિત એવા સર્વજ્ઞ પણ તેની ગણના કરી શકે તેમ નથી, કેમકે એ કાર્ય અશક્ય—અસંભવિત છે. એક વસ્તુને જાણવી એ જૂદી વાત છે અને તેને પ્રકટ કરવી તે જૂદી વાત છે. કેટલીક વાર તો જાણેલી વસ્તુ અગણિત ન હોવા છતાં પણ તે પ્રકટ કરી શકાતી નથી, કેમકે તે વાત દર્શાવનારા શબ્દ નથી. દરેક મનુષ્ય ઘીનો સ્વાદ કેવો છે તે જાણે છે; પરંતુ જેણે ઘીનો કોઇ પણ દિવસ સ્વાદ લીધો ન હોય, તેની આગળ તેનું યથાર્થ સ્વરૂપ વાણી દ્વારા કોણ વર્ણવી શકે ?

એવી રીતે સર્વજ્ઞ જો વાણી દ્વારા ઈશ્વરના અનન્ત ગુણોને પ્રકટ કરવાનું કાર્ય હાથ ધરે, તો તે કાર્ય પોતાના જીવન દરમ્યાન અરે એવા સેંકડો જીવનને ધારણ કરે તો પણ તે દરમ્યાન તે નજ પૂરૂં કરી શકે. અન્ય શબ્દોમાં કહીએ તો અગણિત—અનન્ત ગુણોને પ્રકટ કરવા માટે અનન્ત કાળ જોઇએ.

કદાચ સમુદ્રને બે હાથ વડે તરી જવામાં કે કુશાગ્ર વડે તેના જળને માપવામાં કે સ્વયં-ભૂરમણ નામના અંતિમ સમુદ્રનું પાન કરી જવામાં કે બે ભુજા વડે પૃથ્વીને ઉપાડવામાં કે આકાશમાં ઉછળી ચંદ્રનું ઉલ્લંઘન કરવામાં કે મેરૂ પર્વતને હાથ વડે કંપાવવામાં કે મસ્તક વડે પર્વતને તોડવામાં કે ગતિ વડે વાયુને પણ પરાસ્ત કરવામાં કે આ સમગ્ર કાર્ય કરવામાં કોઇ સમર્થ હોઇ શકે, પરંતુ પરમેશ્વરના ગુણોને ગણવામાં તો કોઇ સમર્થ હતું નહિ, છે નહિ અને થશે નહિ; કેમકે તે ગુણો અગણિત—અનન્ત છે. આ સંબંધમાં શ્રીપુષ્પદંતે રચેલો નિમ્ન-લિખિત શ્લોક દિવ્ય પ્રકાશ પાડે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

" असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश ! पारं न याति ॥–" માલિની

—શિવમહિમ્નસ્તોત્ર, શ્લો૰ ૩૨

અર્થાત્ સમુદ્રરૂપ પાત્ર ( ખડિયા )માં કાળા પર્વત સમાન કાજળ ( નાંખી સાહી બનાવી ) હોય અને દેવવૃક્ષની ઉત્તમ શાખાઓ લેખિની( રૂપે ) હોય અને પૃથ્વી( રૂપ ) વિશાળ પત્ર હોય અને તે ગ્રહણ કરીને ( સ્વયં ) સરસ્વતી ( દેવી ) સર્વદા લખ્યા કરે તોપણ હે ઈશ્વર ! તારા ગુણોનો પાર આવે તેમ નથી.

આના કરતાં પણ શ્રીભુવનસુન્દરસૂરિકૃત 'શ્રીઅર્બુદમણ્ડનશ્રીયુગાદિદેવ-શ્રીનેમિનાથ-સ્તવન'નો તૃતીય શ્લોક વિશેષ પ્રકાશ પાડે છે, કેમકે તેમાં કહ્યું છે કે—

" पत्रं व्योम मषी महाम्बुधिसरित्कुल्यादिकानां जलं
लेखिन्यः सुरभूरुहाः सुरगणास्ते लेखितारः समे ।
आयुः सागरकोटयो बहुतराः स्युश्चेत् तथापि प्रभो !
नैकस्यापि गुणस्य ते जिन ! भवेत् सामस्त्यतो लेखनम् ॥"

અર્થાત્ આકાશ ( જેવડું લેખન ) પત્ર હોય, મહાસાગર, નદી, નહેર વિગેરેના જળ ( જેટલી ) સાહી હોય, દેવવૃક્ષો ( રૂપ ) લેખિનીઓ હોય, સુપ્રસિદ્ધ સમસ્ત સુરોના સમૂહો લેખકો હોય અને સાગરોપમની અનેક કોટીઓ ( જેટલું ) આયુષ્ય હોય તો પણ હે નાથ ! હે જિન ! તારા એક પણ ગુણનું સંપૂર્ણ વર્ણન થઇ શકે નહિ."

પ્રયોગ-વિચાર—

આ પદ્યમાં પદૈઃ રૂપ વાપરીને બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે વાસ્તવિક નથી, કેમકે મનુષ્યને બેજ પગ હોય છે તેથી 'पदाभ्यां' એવું દ્વિવચનાત્મક રૂપ વાપરવું જોઇતું હતું એવો પ્રશ્ન ઉદ્ભવે છે. પરંતુ આનું સમાધાન એ છે કે વૈક્રિય લબ્ધિથી અનેક પગો વિકુર્વી શકનાર કોઇ સુર પણ અનન્ત આકાશનું ઉલ્લંઘન નહિ કરી શકે એમ સૂચવવા દ્વિવચનને બદલે

બહુવચનનો પ્રયોગ કર્યો હોય એમ લાગે છે. અથવા તો 'પદ'નો અર્થ 'પદન્યાસ' (પગલું) કરવાથી પણ આનું સમાધાન થઇ જાય છે, કેમકે 'पदैकदेशे पदसमुदायोपचारः' એ સુપ્રસિદ્ધ હકીકત છે.

* * *

मन्दोऽप्यहं गुणनिधे ! निजबुद्धिशक्त्या
त्वद्वर्णनं रचयितुं परमं यतिष्ये ।
धीरा द्रु(द्र?)वन्ति समरे हि तथाऽबलोऽपि
नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ? ॥ ५ ॥

अन्वयः

( हे ) गुण-निधे ! परमं निज-बुद्धि-शक्त्या मन्दः अपि अहं त्वद्-वर्णनं रचयितुं यतिष्ये, हि ( यथा ) धीराः समरे द्रु(द्र)वन्ति, तथा अबलः अपि किं निज-शिशोः परिपालन-अर्थं न अभ्येति ? ।

શબ્દાર્થ

मन्दः ( मू० मन्द )=મન્દ.
अपि=પણ.
अहं ( मू० अस्मद् )=હું.
गुण=ગુણ.
निधि=ભંડાર.
गुणनिधे !=હે ગુણોના ભંડાર.
निज=પોતાની.
बुद्धि=મતિ.
शक्ति=શક્તિ, બળ.
निजबुद्धिशक्त्या=પોતાના મતિ-બળ વડે.
वर्णन=સ્તુતિ.
त्वद्वर्णनं=તારી સ્તુતિને.
रचयितुं ( धा० रच् )=રચવાને.
परमं=અનુજ્ઞાસૂચક અવ્યય.
यतिष्ये ( धा० यत् )=પ્રયત્ન કરીશ.
धीराः ( मू० धीर )=પરાક્રમી, બળવાળા.
द्रु(द्र)वन्ति ( धा० द्रु )=દોડે છે.
समरे ( मू० समर )=યુદ્ધમાં, લડાઇમાં.
हि=કેમકે.
तथा=તેવી રીતે.
अबलः ( मू० अबल )=નિબળ, અલ્પ શક્તિવાળો.
न=નહિ.
अभ्येति ( धा० इ )=સામે જાય છે.
किं=શું.
शिशु=બાળક.
निजशिशोः=પોતાના બાળકના.
परिपालन=રક્ષણ, બચાવ.
अर्थ=પ્રયોજન.
परिपालनार्थं=રક્ષણને માટે.

પદ્યાર્થ

"હે ગુણોના ભંડાર ! તારી અનુજ્ઞા અનુસાર મારી બુદ્ધિ-બળ વડે મન્દ એવો પણ હું તારી સ્તુતિ રચવાનો હું પ્રયાસ કરીશ; કેમકે જેમ પરાક્રમી ( પુરૂષો ) યુદ્ધમાં દોડે છે તેમ નિર્બળ ( મનુષ્ય ) પણ શું પોતાના બાળકના રક્ષણાર્થે સામો જતો નથી ?—૫

* * *

त्वत्कीर्तिकीर्तनविधौ हि मनो मदीयं
हृल्लेखतां व्रजति तत्र तवानुभावः ।
गुञ्जन्ति षट्पदगणाः सुरभौ मदान्धा-
स्तच्चारुचूतकलिकानिकरैकहेतुः ॥ ६ ॥

अन्वयः

( हे नाथ ! ) मदीयं मनः त्वत्-कीर्ति-कीर्तन-विधौ ह्लेखतां हि मजति, तत्र तव अनुभावः। मद-अन्धाः षट्पद-गणाः सुरभौ गुञ्जन्ति, तत् चारु-चूत-कलिका-निकर-एक-हेतुः ।

## શબ્દાર્થ

कीर्ति=કીર્તિ, આબરૂ.
कीर्तन=કીર્તન, ગુણુ-ગાન.
विधि=કાર્ય.
त्वत्कीर्तिकीर्तनविधौ=તારી કીર્તિના કીર્તનના કાર્યને વિષે.
हि=ખરેખર.
मनः ( મૂ० मनस् )=મન, ચિત્ત.
मदीयं ( મૂ० मदीय )=મારૂં.
ह्लेखतां ( મૂ० ह्लेखता )=જ્ઞાનપણાને, બોધતાને.
मजति ( ધા० मज् )=પામે છે.
तत्र=તેમાં.
तव ( મૂ० युष्मद् )=તારો.
अनुभावः ( મૂ० अनुभाव )=માહાત્મ્ય, પ્રભાવ.
गुञ्जन्ति ( ધા० गुञ्ज् )=ગુંજારવ કરે છે.
षट्पद=ભ્રમર, ભમરો.
गण=સમૂહ.
षट्पदगणाः=ભ્રમરોના સમૂહો.
सुरभौ ( મૂ० सुरभि )=વસંતમાં.
मद=મદ.
अन्ध=આંધળો.
मदान्धाः=મદાંધ, મદોન્મત્ત.
तत्=તે સંબંધે.
चारु=મનોહર.
चूत=આમ્ર, આંબો.
कलिका=મંજરી, કળી.
निकर=સમૂહ.
एक=અદ્વિતીય, અસાધારણ.
हेतु=કારણ.
चारुचूतकलिकानिकरैकहेतुः=મનોહર આમ્ર-મંજરીના સમુદાયનું અદ્વિતીય કારણ.

## પદ્યાર્થ

" ( હે પરમેશ્વર ! ) તારી કીર્તિના કીર્તનના કાર્યને વિષે મારૂં મન જ્ઞાનતાને પામે છે તે તારો પ્રભાવ છે. મદાન્ધ ભ્રમરોના સમૂહો વસંત (ઋતુ)માં ગુંજારવ કરે છે તેમાં મનોહર આમ્ર-મંજરીના સમુદાયરૂપ અસાધારણ હેતુ છે."—૬

* * *

भास्वत्प्रभानिचयचिन्मयसत्प्रकाशाद्
ध्यानात् तव प्रबलसन्तमसं हृदिस्थम् ।
दूरे प्रयाति विलयं खलु मोहजातं
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम् ॥ ७ ॥

अन्वयः

( हे नाथ ! ) तव भास्वत्-प्रभा-निचय-चित्-मय-सत्-प्रकाशात् ध्यानात् मोह-जातं हृदि-स्थं प्रबल-सन्तमसं सूर्य-अंशु-भिन्नं शार्वरं अन्धकारं इव दूरे विलयं खलु प्रयाति ।

## શબ્દાર્થ

भास्वत्=તેજસ્વી.
प्रभा=કાન્તિ.
निचय=સમૂહ.
चित्=ચૈતન્ય, જ્ઞાન.
मय=પ્રચુરતાવાચક શબ્દ.
चिन्मय=સંપૂર્ણ ચૈતન્ય.
सत्=સુન્દર.
प्रकाश=પ્રકાશ, તેજ.
भास्वत्प्रभानिचयचिन्मयसत्प्रकाशात्=તેજસ્વી કાન્તિના સમૂહરૂપ સંપૂર્ણ ચૈતન્યનો સુન્દર પ્રકાશ છે જેને વિષે એવા.
ध्यानात् ( મૂ૦ ध्यान )=ધ્યાનથી.
तव ( મૂ૦ युष्मद् )=તારા.
प्रबल=અત્યંત દઢ.
सन्तमस=ગાઢ અજ્ઞાન.
प्रबलसन्तमसं=અત્યંત દઢ તેમજ ગાઢ એવું અજ્ઞાન.
हृद्=અંતઃકરણ, હૃદય.
स्था=રહેવું.
हृदिस्थं=હૃદયમાં રહેલું.
दूरे=દૂરથી.
प्रयाति ( ધા૦ या )=પામે છે.
विलयं ( મૂ૦ विलय )=વિનાશને.
खलु=નક્કી.
मोह=(૧) મોહનીય કર્મ; (૨) અજ્ઞાન.
जात ( ધા૦ जन् )=ઉત્પન્ન થયેલું.
मोहजातं=મોહથી ઉત્પન્ન થયેલું,
सूर्य=સૂર્ય, રવિ.
अंशु=કિરણ.
भिन्न ( ધા૦ भिद् )=ભેદાયેલું.
सूर्यांशुभिन्नं=સૂર્યનાં કિરણોથી ભેદાયેલું.
इव=જેમ.
शार्वरं ( મૂ૦ शार्वर )=રાત્રિ સંબંધી.
अन्धकारं ( મૂ૦ अन्धकार )=અંધારું.

## પદ્યાર્થ

" ( હે ઈશ્વર ! ) મોહથી ઉત્પન્ન થયેલું, હૃદયમાં રહેલું, અત્યંત દઢ તેમજ ગાઢ એવું અજ્ઞાન તેજસ્વી કાન્તિના સમૂહરૂપ સંપૂર્ણ ચૈતન્યના સુન્દર પ્રકાશથી યુક્ત એવા તારા ધ્યાનથી સૂર્યનાં કિરણોથી ભેદાયેલા રાત્રિના અંધકારની જેમ દૂરથી ખરેખર વિનાશ પામે છે."—૭

* * *

ज्ञानं तथाविधमधीश ! न निर्मलं मे
प्रद्योतयिष्यति गुणस्तुतिशुद्धसङ्गः ? ।
प्रातर्यथा हरिमरीचियुतं(तः) कुशाग्रे
मुक्ताफलद्युतिमुपैति ननूदबिन्दुः ॥ ८ ॥

## अन्वयः

( हे ) अधीश ! यथा कुश-अग्रे हरि-मरीचि-युतः उदन्-बिन्दुः मुक्ताफल-द्युतिं ननु उपैति, तथाविधं मे निर्मलं ज्ञानं गुण-स्तुति-शुद्ध-सङ्गः न प्रद्योतयिष्यति ? ।

## શબ્દાર્થ

ज्ञानं ( મૂ૦ ज्ञान )=જ્ઞાનને, બોધને.
तथाविधं ( મૂ૦ तथाविध )=તેવી જાતના.
अधीश ! ( મૂ૦ अधीश )=હે નાથ !
न=નહિ.
निर्मलं ( મૂ૦ निर्मल )=નિર્મળ, શુદ્ધ.
मे ( મૂ૦ अस्मद् )=મારા.
प्रद्योतयिष्यति ( ધા૦ द्युत् )=પ્રકાશ પાડશે.
गुण=ગુણ.
स्तुति=સ્તુતિ, પ્રશંસા.
शुद्ध=શુદ્ધ, નિર્મળ.

सङ्ग=સંગ, પ્રસંગ.
गुणस्तुतिशुद्धसङ्गः=ગુણની પ્રશંસાનો નિર્મળ પ્રસંગ.
प्रातः=સવારે.
यथा=જેમ.
हरि=સૂર્ય.
मरीचि=કિરણ.
युत ( धा० यु )=જોડાયેલ, યુક્ત.
हरिमरीचियुतं( तः )=સૂર્યનાં કિરણથી યુક્ત.
कुश=એક જાતનું ઘાસ.
अग्र=આગલો ભાગ.
कुशाग्रे=કુશના અગ્ર ભાગ ઉપર.
मुक्ताफल=મૌક્તિક, મોતી.
द्युति=પ્રભા, તેજ.
मुक्ताफलद्युतिं=મૌક્તિકની પ્રભાને.
उपैति ( धा० इ )=પામે છે.
ननु=ખરેખર.
उदन्=જળ.
बिन्दु=બિન્દુ, ટીપું.
उदबिन्दुः=જળનું બિન્દુ.

## પદ્યાર્થ

"હે નાથ ! જેવી રીતે કુશના અગ્ર ભાગ ઉપરનું જળનું બિન્દુ સૂર્યનાં કિરણથી યુક્ત થતાં મૌક્તિકની પ્રભાને પામે છે, તેવી રીતે મારા નિર્મળ જ્ઞાનને ( પણ ) શું તારા ગુણની સ્તુતિનો શુદ્ધ પ્રસંગ પ્રકાશિત નહિ કરે ?"—૮

*　　*　　*　　*

दोषानुषङ्गिपरदेवगणानपास्य
　लीनानि योगिहृदयानि त्वयि प्रकामम् ।
हित्वैव दुष्टजलभूमिमतो भवन्ति
　पद्माकरेषु जलजानि विकाशभाञ्जि ॥ ९ ॥

## अन्वयः

दोष-अनुषङ्गिन्-पर-देव-गणान् अपास्य योगिन्-हृदयानि त्वयि एव प्रकामं लीनानि ( भवन्ति ), अतः दुष्ट-जल-भूमिं हित्वा जलजानि पद्म-आकरेषु ( एव ) विकाश-भाञ्जि भवन्ति ।

## શબ્દાર્થ

दोष=દોષ, દૂષણ.
अनुषङ्गिन्=( १ ) જોડાયેલ, યુક્ત; (२) વ્યાપ્ત.
पर=અન્ય.
देव=દેવ, સુર.
गण=સમૂહ.
दोषानुषङ्गिपरदेवगणान्=દોષોથી યુક્ત એવા અન્ય સુરોના સમૂહોને.
अपास्य ( धा० अस् )=દૂર તજીને.
लीनानि ( मू० लीन )=લીન, આસક્ત.
योगिन्=યોગી.
हृदय=હૃદય, અંતઃકરણ.
योगिहृदयानि=યોગીઓનાં હૃદયો.
त्वयि ( मू० युष्मद् )=તારે વિષે.
प्रकामं=અત્યંત.
हित्वा ( धा० हा )=ત્યજી દઈને.
एव=જ.
दुष्ट=દુષ્ટ, ખરાબ.
जल=જળ, પાણી.
भूमि=ભૂમિ, સ્થળ.
दुष्टजलभूमिं=દુષ્ટ જલ-ભૂમિને.
अतः=એથી કરીને.
भवन्ति ( धा० भू )=થાય છે.
पद्माकरेषु ( मू० पद्माकर )=સરોવરોમાં.
जलजानि ( मू० जलज )=કમળો.
विकाश=વિકાસ, ખીલવું તે.
भाज्=ભજનાર.
विकाशभाञ्जि=વિકાસને ભજનારા.

પદ્યાર્થ

"દોષોથી યુક્ત [ અથવા વ્યાપ્ત ] એવા અન્ય સુરોના સમૂહોને દૂર તજીને યોગીઓનાં હૃદયો ( હે નાથ ! ) તારે વિષેજ લીન થાય છે, કેમકે દુષ્ટ જલ-ભૂમિને તજી દઇને કમળો સરોવરોમાં( જ ) વિકાસને ભજનારા બને છે ( અર્થાત્ ખીલે છે )."—૯

* * *

मिथ्यावशेन किल पूर्वभवे कुदेव–
सेवा कृता जिन ! मया न हिताय जाता ।
किं तेन विश्वजनवन्द्य ! निषेवितेन
भूत्याऽऽश्रितं य इह नात्मसमं करोति ? ॥ १० ॥

अन्वयः

( हे ) जिन ! पूर्व-भवे मिथ्या-वशेन मया कृता कु-देव-सेवा हिताय किल न जाता । ( हे ) विश्व-जन-वन्द्य ! किं तेन निषेवितेन यः इह आश्रितं भूत्या आत्मन्-समं न करोति ? ।

શબ્દાર્થ

मिथ्या=અસત્ય.
वश=(૧) તાબેદાર; (૨) તાબેદારી.
मिथ्यावशेन=મિથ્યાત્વને વશ થઇને.
किल=ખરેખર.
पूर्व=પૂર્વ, પહેલો.
भव=ભવ, જન્મ.
पूर्वभवे=પૂર્વ જન્મમાં.
कु=અનિષ્ટતાવાચક શબ્દ.
देव=દેવ.
सेवा=સેવા, ભક્તિ.
कुदेवसेवा=દુષ્ટ દેવની સેવા.
कृता ( धा० कृ )=કરવામાં આવી.
जिन ! ( मू० जिन )=હે વીતરાગ, હે તીર્થંકર !
मया ( मू० अस्मद् )=મારાથી.
न=નહિ.
हिताय ( मू० हित )=કલ્યાણને માટે.
जाता ( धा० जन् )=બની.
किं=શું.
तेन ( मू० तद् )=તેનાથી.
विश्व=(૧) દુનિયા; (૨) સમસ્ત.
जन=લોક.
वन्द्य=પૂજનીય.
विश्वजनवन्द्य !=હે વિશ્વના લોકના ( અથવા સમસ્ત દુનિયાના ) પૂજનીય !
निषेवितेन ( मू० निषेवित )=અત્યંત સેવિત.
भूत्या ( मू० भूति )=સંપત્તિ વડે.
आश्रितं ( मू० आश्रित )=આશ્રય લીધેલ.
यः ( मू० यद् )=જે.
इह=આ દુનિયામાં.
आत्मन्=આત્મા.
सम=સમાન, તુલ્ય.
आत्मसमं=પોતાના સમાન.
करोति ( धा० कृ )=કરે છે.

પદ્યાર્થ

"હે તીર્થંકર ! પૂર્વ જન્મમાં મિથ્યાત્વને વશ થઇ મેં જે કુદેવની સેવા કરી તે ખરેખર કલ્યાણાર્થે ન થઇ. હે વિશ્વના લોકને પૂજનીય ( પરમેશ્વર ) ! જે આ દુનિયામાં આશ્રિતને ( સેવકને ) સમૃદ્ધિ વડે પોતાના સમાન બનાવતો નથી, તેની સેવા કરવાથી શું ?"—૧૦

* * *

૧ અન્ય દેવોનાં દૂષણોના વર્ણન માટે જુઓ દિગંબર મુનિરાજ શ્રીઅમિતગતિનો સુભાષિતરત્નસંદોહ ( પ્ર૦ ૨૬ ).

## સ્પષ્ટીકરણ

### દેવ-દિગ્દર્શન—

આ પદ્યમાં 'કુદેવ' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે, તો એથી કરીને કુદેવ એટલે શું અને તે સંબંધમાં શી જૈન માન્યતા છે એવો સહજ પ્રશ્ન ઉપસ્થિત થતો હોવાથી અત્ર તેની સ્થૂળ રૂપરેખા આલેખવામાં આવે છે.

'દેવ' શબ્દના અનેક અર્થો થાય છે—જેમકે ( ૧ ) દેવતા, ( ૨ ) રાજા, ( ૩ ) મેઘ, ( ૪ ) પારો, ( ૫ ) દિયર, ( ૬ ) ઈશ્વર વિગેરે. પરંતુ પ્રસ્તુતમાં આમાંના પ્રથમ અને અન્તિમ અર્થો તરફજ દૃષ્ટિપાત કરવો બસ થશે. તેમાં પણ વળી અત્ર 'દેવ' શબ્દથી સામાન્ય દેવતા કે સુર ન સમજતાં દેવાધિદેવ, પરમેશ્વર, પરમાત્મા, ભગવાન્ ઇત્યાદિ અર્થસૂચક મહાવ્યક્તિ સમજવાની છે. પરંતુ અત્ર એ પ્રશ્ન ઉદ્ભવે છે કે કોણ આવા અપૂર્વ નામને લાયક ગણી શકાય અર્થાત્ સુદેવ અને કુદેવનાં લક્ષણો કયાં છે ! આ સંબંધમાં કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિના ઉદ્ગારો વિચારીએ. તેમણે કહ્યું છે કે—

"सर्वज्ञो जितरागादि-दोषस्त्रैलोक्यपूजितः ।
यथास्थितार्थवादी च, देवोऽर्हन् परमेश्वरः ॥"

—યોગશાસ્ત્ર સ૦ ૨, શ્લો૦ ૪

અર્થાત્ સમગ્ર પદાર્થોના જ્ઞાતા, રાગ (દ્વેષ) વિગેરે દોષોના વિજેતા, ત્રૈલોક્યને પૂજ્ય, જેવો જે પદાર્થ હોય તેવીજ તેની પ્રરૂપણા કરનારા તે દેવ, અર્હન્ યા પરમેશ્વર છે અથવા તે પરમ ઐશ્વર્યવાળા દેવ 'અર્હન્' છે.

આ સંબંધમાં ઘણું વિવેચન થઇ શકે તેમ છે, પરંતુ ગ્રન્થ-ગૌરવના ભયથી અત્ર ટૂંકમાંજ ઉલ્લેખ કરવામાં આવે છે. રાગ અને દ્વેષનો સંપૂર્ણ ક્ષય કર્યા વિના અર્થાત્ ઉત્કૃષ્ટ સમતા સંપાદન કર્યા વિના સર્વજ્ઞતા સંભવતી નથી તેમજ સર્વજ્ઞતા પ્રાપ્ત કર્યા વિના સત્યવક્તા બની શકાતું નથી તેમજ સત્યવક્તા થયા વિના ત્રૈલોક્યમાં પૂજ્યતા પ્રાપ્ત થતી નથી. વાસ્તે આ ઉપરથી સાર એ નીકળે છે કે સંસારરૂપ ચતુર્ગતિમાં ભ્રમણ કરાવનારા રાગ અને દ્વેષનો જેણે સર્વથા ક્ષય કર્યો છે તે વ્યક્તિ સુદેવ છે, પરમાત્મા છે, ઈશ્વર છે, પરમેશ્વર છે, પરબ્રહ્મ છે, સચ્ચિદાનન્દ છે. આ ઉપરથી એ ફલિતાર્થ થાય છે કે જે દેવમાં રાગ અને દ્વેષનો થોડે ઘણે અંશે પણ સંભવ છે, તે તો પરમાત્મા યાને સુદેવ તો નહિજ કહી શકાય અને વળી જેનામાં રાગ-અને દ્વેષની અધિકતા હોય તેને 'કુદેવ' સંબોધવા જોઇએ એ સહેલાઇથી સમજી શકાય છે.

આ પ્રમાણે જોકે કુદેવનું સ્વરૂપ ધ્યાનમાં આવી શકે તેમ છે, છતાં પણ તેનો સ્ફુટ બોધ થાય તેટલા માટે શ્રીહેમચન્દ્રાચાર્ય કુદેવનાં લક્ષણ પરત્વે નીચે મુજબનો પોતાનો અભિપ્રાય જાહેર કરે છે:—

"ये स्त्रीशस्त्राक्षसूत्रादि-रागाद्यङ्ककलङ्किताः ।
निग्रहानुग्रहपरा-स्ते देवाः स्युर्न मुक्तये ॥
नाट्याट्टहाससङ्गीता-द्युपप्लवविसंस्थुलाः ।
लम्भयेयुः पदं शान्तं, प्रपन्नान् प्राणिनः कथम् ? ॥"

—યોગશાસ્ત્ર પ્ર૦ ૨, શ્લો૦ ૬-૭

અર્થાત્ જે દેવો સ્ત્રી, શસ્ત્ર, જપમાળા ઇત્યાદિ રાગાદિ ચિહ્નોથી કલંકિત છે તેમજ જેઓ ( નિન્દકોનો ) નિગ્રહ કરવામાં અને ( ભક્ત જનો ઉપર ) અનુગ્રહ કરવામાં તત્પર છે તે દેવો (ની ભક્તિ ) મુક્તિને માટે થાય નહિ.

વળી જે દેવો નાટક, અટ્ટહાસ્ય, સંગીત ઇત્યાદિ ઉપદ્રવોથી અસ્થિર બન્યા છે—આત્મ-સ્વરૂપથી પતિત થયા છે, તેઓ શરણાગત જીવોને કેવી રીતે શાન્ત સ્થાન ( મોક્ષ ) પ્રાપ્ત કરાવી શકે ?

કહેવાની મતલબ એ છે કે જે દેવો સ્ત્રીથી યુક્ત છે, તે કામદેવના સપાટામાં આવી ગયેલા છે એ સુસ્પષ્ટ હકીકત છે; કેમકે નહિ તો તેમને સ્ત્રી રાખવાનું શું પ્રયોજન છે ? આથી કરીને તો જે જે દેવો સ્ત્રીયુક્ત છે તે સુદેવ નથી એવો ધ્વનિ નીકળે છે.

વળી જે દેવો શસ્ત્ર ધારણ કરે છે, તેમનામાં દ્વેષાગ્નિ પ્રજ્વલિત થયેલા છે એમ સમજી શકાય છે. કેમકે કોઇક શત્રુનો શિરચ્છેદ કરવા માટેજ તેમને શસ્ત્ર રાખવાની જરૂર પડી હશે. આ ઉપરથી તો વળી તેવા દેવો ભયભીત છે એમ પણ સૂચન થાય છે અને જે સર્વથા નિર્ભય ન હોય તે સર્વજ્ઞ પણ ન હોય એ તરફ ધ્યાન આપતાં જોઇ શકાય છે કે આવા દેવોને સુદેવ નજ કહી શકાય.

વળી જે દેવો જપમાળા રાખે છે તે ઉપરથી તેઓ અપૂર્ણ હોવાનું પણ અનુમાન થાય છે, કેમકે શું જપમાળા રાખ્યા વિના તેઓ જેનું ધ્યાન ધરવા માંગે છે, તેનું ધ્યાન ન ધરી શકે ? શું કદાચ ભૂલચૂક થઇ જવાના ભયથી તેઓ જપમાળા રાખે છે ?

વળી જ્યારે તેઓ પણ કોઇ મોટા દેવના નામની માળા ફેરવી રહ્યા છે, તો પછી તેમને મૂકીને તેઓ જેમના ગુણ ગાવા કટિબદ્ધ બન્યા છે તેમનીજ ઉપાસના કરવી તે શું વાસ્તવિક નથી ? જે સ્વયં દરિદ્રી હોય તે બીજાને ધનાઢ્ય બનાવી શકે ખરો ?

પોતાના રાગી જનો ઉપર તુષ્ટ થવું અને દ્વેષી જનો ઉપર રુષ્ટ થવું અર્થાત્ પોતાના ગુણ ગાનારનો અનુગ્રહ કરવો અને પોતાની નિન્દા કરનારાનો નિગ્રહ કરવો એ સુદેવને તો નજ શોભે; કેમકે આવું કાર્ય તો રાગ-દ્વેષથી યુક્ત જીવજ કરી શકે અને જેનામાં રાગ-દ્વેષનો અંશ પણ રહેલો હોય—જે સર્વથા વીતરાગ ન હોય તે સુદેવ—પરમેશ્વર કહેવાયજ કેમ ?

વળી નાટક, ચેટક કે સંગીતમાં જે દેવને રસ પડે છે, તે આત્મ-રમણતાથી બહિર્મુખ છે એમ સૂચન થાય છે. હજી એને કંઇ નવીન જોવાનું, જાણવાનું કે સાંભળવાનું બાકી હોય એમ

લાગે છે અર્થાત્ તેવા દેવમાં કૃતકૃત્યતાની પરાકાષ્ઠાનો અભાવ છે અને એથી કરીને એવાને ઈશ્વર નજ કહેવાય.

અટ્ટહાસ્ય કરનારો દેવ અલ્પજ્ઞ છે એ દેખીતી વાત છે, કેમકે હાસ્ય એ અજ્ઞાનજન્ય ચેષ્ટા છે. આથી આના સંબંધમાં વિશેષ વિચાર કરવો બાકી રહેતો નથી.

આ ઉપરથી સાર એ નીકળે છે કે સર્વથા વીતરાગ તેજ સુદેવ છે અને તેનીજ ઉપાસના તે મુક્તિ-માર્ગ છે. પછી ભલેને આ દેવને બ્રહ્મા કહો કે બુદ્ધ કહો, શિવ કહો કે વીર કહો, કૃષ્ણ કહો કે ક્રાઇસ્ટ કહો. આ વાત શ્રીઆનંદઘનજી મહારાજે સુસ્પષ્ટ શબ્દોમાં રજુ કરતાં કહ્યું છે કે—

" રામ કહો રહેમાન કહો, કોઇ કહાન કહો મહાદેવ રી
પારસનાથ કહો કોઇ બ્રહ્મા, સકળ શુદ્ધસ્વરૂપ રી "

त्वद्भारतीं मरणजन्मजदोषहन्त्रीं
श्रुत्वा सुधीः प्रकुरुतेऽन्यगिरः क इच्छाम् ? ।
आकण्ठमद्भुतसुधारसपानतृप्तः
क्षारं जलं जलनिधे रसितुं क इच्छेत् ? ॥ ११ ॥

**अन्वयः**

मरण-जन्मन्-जन्-दोष-हन्त्रीं त्वद्-भारतीं श्रुत्वा कः सुधीः अन्य-गिरः इच्छां प्रकुरुते ? । आ-कण्ठं अद्भुत-सुधा-रस-पान-तृप्तः कः जल-निधेः क्षारं जलं रसितुं इच्छेत् ? ।

**શબ્દાર્થ**

भारती=વાણી.
त्वद्भारतीं=તારી વાણીને.
मरण=મરણ.
जन्मन्=જન્મ, ઉત્પત્તિ.
ज=ઉત્પન્ન થનાર.
दोष=દોષ.
हन्त्री=હણનારી.
मरणजन्मजदोषहन्त्रीं=મરણ અને જન્મથી ઉત્પન્ન થતા દોષોને હણનારી.
श्रुत्वा ( धा० श्रु )=સાંભળીને.
सुधीः ( मू० सुधी )=સુમતિ, સુન્દર બુદ્ધિવાળો.
प्रकुरुते ( धा० कृ )=કરે છે.
अन्य=અન્ય, અપર.
गिर्=વાણી.
अन्यगिरः=(૧) બીજી વાણીની; (૨) બીજાની વાણીની.
कः ( मू० किम् )=કયો.
इच्छां ( मू० इच्छा )=ઇચ્છાને, અભિલાષાને.
आ=મર્યાદાવાચક શબ્દ.
कण्ठ=કણ્ઠ, ગળું.
आकण्ठं=કણ્ઠ સુધી.
अद्भुत=અદ્ભુત, નવાઇ જેવું.
सुधा=અમૃત.
रस=રસ.
पान=પીવું તે.
तृप्त ( धा० तृप् )=તૃપ્ત, ધરાયેલ.
अद्भुतसुधारसपानतृप्तः=અદ્ભુત અમૃતના રસના પાનથી તૃપ્ત.
क्षारं ( मू० क्षार )=ખારા.
जलं ( मू० जल )=જળને, પાણીને.
जलनिधेः ( मू० जलनिधि )=સમુદ્રના.
रसितुं ( धा० रस् )=સ્વાદ લેવાને.
इच्छेत् ( धा० इष् )=ઇચ્છે.

### પદ્યાર્થ

"(હે નાથ !) મરણ અને જન્મથી જન્મતા દોષોને હણનારી એવી તારી વાણીને સાંભળ્યા પછી કયો સુબુદ્ધિશાળી (મનુષ્ય) બીજાની [ અથવા બીજી ] વાણીની ઇચ્છા કરે ? કણ્ઠ સુધી અદ્ભુત અમૃત-રસના પાનથી તૃપ્ત બનેલો કોણ સમુદ્રના ખારા જળનો આસ્વાદ લેવા ઇચ્છે ?"—૧૧

* * * *

अत्यद्भुतं सुभगरूपधरं नरं सम्–
दृष्ट्वाऽनुरज्यति वशा वचनं न मिथ्या ।
त्वय्याश्रिता त्रिजगतः कमला हि तस्मात्
यत् ते समानमपरं नहि रूपमस्ति ॥ १२ ॥

### अन्वयः

अति–अद्भुतं सु–भग–रूप–धरं नरं सम्–दृष्ट्वा वशा अनुरज्यति (इति) वचनं मिथ्या न । तस्मात् त्रि–जगतः कमला त्वयि हि आश्रिता, यत् ते समानं अपरं रूपं नहि अस्ति ।

### શબ્દાર્થ

अति=અત્યંતતાવાચક શબ્દ.
अद्भुत=અદ્ભુત, આશ્ચર્યકારી.
सुभग=(૧) વહાલું, (૨) આંખને આનંદ આપે એવું.
रूप=રૂપ, સૌન્દર્ય.
धर=ધરનાર.
सुभगरूपधरं=સુભગ સૌન્દર્યને ધારણ કરનારા.
नरं (मू० नर)=પુરૂષને.
सम्=રૂડાપણું બતાવનાર અવ્યય.
दृष्ट्वा (धा० दृश्)=જોઇ ને.
अनुरज्यति (धा० रञ्ज्)=અનુરાગી બને છે, સ્નેહી બને છે.
वशा=સ્ત્રી, નારી.
वचनं (मू० वचन)=વચન, કથન.
न=નહિ.
मिथ्या=અસત્ય, જૂઠું.
त्वयि (मू० युष्मद्)=તારે વિષે.
आश्रिता (मू०आश्रित)=આશ્રય લીધેલ.
त्रि=ત્રણ.
जगत्=દુનિયા, લોક.
त्रिजगतः=ત્રૈલોક્યની.
कमला=લક્ષ્મી.
हि=ખરેખર.
तस्मात्=તેથી કરીને.
यद्=જે માટે.
ते (मू० युष्मद्)=તારા.
समानं (मू० समान)=સમાન, તુલ્ય.
अपरं (मू० अपर)=બીજું.
नहि=નહિ.
रूपं (मू० रूप)=રૂપ.
अस्ति (धा० अस्)=છે.

### પદ્યાર્થ

"અત્યંત અદ્ભુત તેમજ સુભગ સૌન્દર્યને ધારણ કરનારા એવા નરને રૂડી રીતે જોઇને નારી તેની અનુરાગિણી બને છે (એ) વચન અસત્ય નથી, તેથી કરીને (તો) ત્રૈલોક્યની લક્ષ્મીએ ખરેખર તારો આશ્રય લીધો છે, કેમકે તારા સમાન અન્ય રૂપ નથી."—૧૨

* * * * *

૧ આ પ્રયોગ સંબંધી ભૂમિકામાં વિચાર કરવામાં આવ્યો છે.

त्वत्कीर्तिशुभ्रगुणसन्तुलितुं(लने ?) प्रवृत्त-
श्चन्द्रो निजांशुभिरहर्निशमल्पतेजाः ।
दोषाकरस्य न च सिद्धिमुपैति बिम्बं
यद् वासरे भवति पाण्डुपलाशकल्पम् ॥ १३ ॥

अन्वयः

अल्प-तेजाः चन्द्रः निज-अंशुभिः त्वत्-कीर्ति-शुभ्र-गुण-सन्तुलितुं( लने ?) अहन्-निशं प्रवृत्तः ( परन्तु अस्य ) दोषा-करस्य बिम्बं न च सिद्धिं उपैति, यद् वासरे पाण्डु-पलाश-कल्पं भवति ।

શબ્દાર્થ

कीर्ति=કીર્તિ, આબરૂ.
शुभ्र=તેજસ્વી.
गुण=ગુણ.
सन्तुलितुं ( धा० तुल् )=સરખામણી કરવા માટે.
त्वत्कीर्तिशुभ्रगुणसन्तुलितुं( लने ? )=તારી કીર્તિના જેવા તેજસ્વી ગુણોની તુલના કરવા માટે.
प्रवृत्तः ( मू० प्रवृत्त )=પ્રવૃત્તિથી યુક્ત, કામમાં ગુંથાયેલો.
चन्द्रः ( मू० चन्द्र )=ચન્દ્ર.
निज=પોતાના.
अंशु=કિરણ.
निजांशुभिः=પોતાનાં કિરણો વડે.
अहर्निशं=દિવસ અને રાત.
अल्प=ઓછું.
तेजस्=તેજ, પ્રકાશ.
अल्पतेजाः=ઓછું છે તેજ જેનું એવો.
दोषाकरस्य ( मू० दोषाकर )=(૧) ચન્દ્રનું ; (૨) દોષોના ભંડારનું.
न=નહિ.
च=વળી.
सिद्धिं ( मू० सिद्धि )=સિદ્ધિને.
उपैति ( धा० इ )=પામે છે.
बिम्बं ( मू० बिम्ब )=મંડળ.
यद् ( मू० यद् )=જે.
वासरे ( मू० वासर )=દિવસે.
भवति ( धा० भू )=થાય છે.
पाण्डु=ફિક્કું.
पलाश=ખાખર.
कल्प=સમાન.
पाण्डुपलाशकल्पं=ફિક્કા ખાખરના (પાંદડાના) સમાન.

પદ્યાર્થ

"વળી અલ્પ તેજવાળો ચન્દ્ર પોતાનાં કિરણો વડે તારી કીર્તિના જેવા શુભ્ર ગુણોની સંતુલના કરવા માટે દિવસ અને રાત મંડ્યો રહે છે. પરંતુ (એ) ચન્દ્રનું મંડળ સિદ્ધિને પામતું નથી, કેમકે તે દિવસે ફિક્કા પલાશના (પત્ર) જેવું બને છે."—૧૩

* * * *

स्वर्गापवर्गसुखदानविधैकदक्षात्
त्राणच्युतान् चतुरशीतिकलक्षयोनौ ।
धर्मादृते तव पृथग्भवदुःस्थजन्तून्
कस्तान् निवारयति सञ्चरतो यथेष्टम् ? ॥ १४ ॥

१ 'मातुलितुं' इत्यपि स्यात् ।

### अन्वयः

चतुरशीतिक-लक्ष-योनौ यथा-इष्टं सञ्चरतः त्राण-च्युतान् तान् पृथक्-भव-दुर्-स्थ-जन्तून् तव स्वर्ग-अपवर्ग-सुख-दान-विधा-एक-दक्षात् धर्मात् ऋते कः निवारयति ? ।

### શબ્દાર્થ

स्वर्ग=સ્વર્ગ.
अपवर्ग=મોક્ષ.
सुख=સુખ.
दान=આપવું તે.
विधा=કાર્ય.
एक=અદ્વિતીય, અસાધારણ.
दक्ष=ચતુર.
स्वर्गापवर्गसुखदानविधैकदक्षात्=સ્વર્ગ અને મોક્ષના સુખના દાનની ક્રિયામાં અદ્વિતીય ચતુર.
त्राण=રક્ષણ.
च्युत ( धा० च्यु )=પડેલ.
त्राणच्युतान्=રક્ષણથી ભ્રષ્ટ.
चतुरशीतिक=ચોર્યાસી.
लक्ष=લાખ.
योनि=ઉત્પત્તિ-સ્થાન.
चतुरशीतिकलक्षयोनौ=ચોર્યાસી લાખ યોનિમાં.
धर्मात् ( मू० धर्म )=ધર્મથી.
ऋते=સિવાય.
तव ( मू० युष्मद् )=તારા.
पृथक्=જૂદા.
भव=ભવ, સંસાર.
दुःस्थ=દુઃખી.
जन्तु=પ્રાણી, જીવ.
पृथग्भवदुःस्थजन्तून्=જૂદા જૂદા ભવોમાં દુઃખે કરીને રહેલા જીવોને.
कः ( मू० किम् )=કોણ.
तान् ( मू० तद् )=પ્રસિદ્ધ.
निवारयति ( धा० वृ )=રોકે.
सञ्चरतः ( मू० सञ्चरत् )=ફરનારાને.
यथेष्टं=મરજી મુજબ.

### પદ્યાર્થ

"ચોર્યાસી લાખ યોનિમાં મરજી મુજબ ફરનારા, શરણ-રહિત, જૂદા જૂદા (અર્થાત્ અનેક) ભવમાં દુઃખે કરીને રહેલા એવા પ્રસિદ્ધ જીવોને સ્વર્ગ અને મોક્ષના સુખ અર્પણ કરવામાં અસાધારણ રીતે ચતુર એવા તારા ધર્મ વિના કોણ ( કુકર્મથી ) અટકાવે ?—૧૪

### સ્પષ્ટીકરણ

**યોનિ-વિચાર—**

યોનિનો અર્થ ઉત્પત્તિ-સ્થાન થાય છે. રૂપ, રસ, ગન્ધ વગેરેમાં જે જે યોનિનું સ્વરૂપ મળતું આવે તે બધી યોનિઓ એક પ્રકારની ગણવામાં આવે છે; એનાથી ભિન્ન સ્વરૂપવાળી યોનિ તે બીજા પ્રકારની ગણાય છે. આ પ્રમાણે વિચારતાં અર્થાત્ યોનિઓના સાધર્મ્ય-વૈધર્મ્યને ધ્યાનમાં લેતાં તેના ૮૪ લાખ પ્રકારો પડે છે ( આ કંઇ જીવોની સંખ્યા નથી એ ભૂલવા જેવું નથી). આ પ્રકારો નીચે મુજબ છે:—

પૃથ્વી-કાય[1], જલ-કાય, અગ્નિ-કાય અને વાયુ-કાય જીવોની સાત સાત લાખ યોનિઓ છે.

---

૧ જે જીવનું શરીર પૃથ્વી છે તે 'પૃથ્વી-કાય' કહેવાય છે. એ પ્રમાણે જલ-કાય વિગેરેના સંબંધમાં ઘટાવી લેવું.

સાધારણ વનસ્પતિ-કાય તેમજ મનુષ્યોની ચૌદ ચૌદ લાખ યોનિઓ છે જ્યારે પ્રત્યેક વનસ્પતિ-કાયની દશ લાખ છે. વળી નારકી, દેવોની અને તિર્યંચ પંચેન્દ્રિયની ચાર ચાર લાખ યોનિઓ છે, જ્યારે બે, ત્રણ અને ચાર ઇન્દ્રિયોવાળા જીવોની બબ્બે લાખ છે. આ વાતની **જીવ-વિચારની** ૪૫ થી ૪૭ સુધીની ગાથા સાક્ષી પૂરે છે.

આ યોનિઓના ત્રણ રીતે ત્રણ પ્રકાર પાડેલા છેઃ—( ૧ ) સચિત્ત, અચિત્ત અને મિશ્ર; ( ૨ ) શીત, ઉષ્ણ અને મિશ્ર; અને ( ૩ ) સંવૃત્ત, વિવૃત્ત અને મિશ્ર. પરંતુ ગ્રન્થ-ગૌરવના ભયથી આ બધાનું સ્વરૂપ અત્ર વિચારવામાં આવતું નથી. એના જિજ્ઞાસુએ **પ્રજ્ઞાપના-સૂત્ર, લોકપ્રકાશ** વિગેરે ગ્રન્થો જોવા.

*　　*　　*　　*

---

૧ જે વનસ્પતિનાં કણસળાં, સાંધાની નસો અને પર્વગાંઠો ગૂઢ હોય, જેને ભાંગવાથી બે સરખા ભાગ થઇ શકતા હોય, જેમાં તાંતણા ન હોય અને જેને છેદીને વાવવામાં આવે તો ફરીથી ઉગે તે કંદમૂલાદિક 'સાધારણ વનસ્પતિકાય' કહેવાય છે. આ વાતની શ્રીશાન્તિસૂરિકૃત **જીવવિચારની** બારમી ગાથા સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

" गूढसिरसंधिपव्वं, सममंगमहीरगं च छिन्नरुहं ।
साहारणं सरीरं, तव्विवरीअं तु पत्तेअं ॥"
[ गूढसिरासन्धिपर्व सममङ्गमहीरकं च छिन्नरुहम् ।
साधारणं शरीरं तद्विपरीतं तु प्रत्येकम् ॥ ]

વાચક શ્રીમેઘનન્દનના શિષ્યરત્ન શ્રીપાઠકરત્નાકર આ ગાથાની વૃત્તિમાં સૂચવે છે તેમ સાધારણ વનસ્પતિ-કાયનું નીચે મુજબ પણ લક્ષણ છે :—

" चक्कं व भज्जमाणस्स जस्स गंठी हविज्ज चुण्णघणो ।
तं पुढविसरिसभेयं अणंतजीवं वियाणाहि ॥"
[ चक्रमिव भज्यमानस्य यस्य ग्रन्थिर्भवेच्चूर्णघनः ।
तत् पृथिवीसदृशभेदमनन्तजीवं विजानीहि ॥ ].

આ ઉપરથી જોઇ શકાય છે તેમ સાધારણ વનસ્પતિ એક શરીરમાં અનંત જીવવાળી વનસ્પતિ છે. આથી કરીને આને 'અનંતકાય' પણ કહેવામાં આવે છે. વળી આને 'નિગોદ' એ નામથી પણ ઓળખવામાં આવે છે. આનાથી વિપરીત લક્ષણવાળી વનસ્પતિ 'પ્રત્યેક વનસ્પતિકાય' કહેવાય છે.

૨ જે વૃક્ષના એક શરીરમાં એકજ જીવ હોય તે 'પ્રત્યેક વનસ્પતિકાય' કહેવાય છે. આ વનસ્પતિકાયને ફળ, ફૂલ, છાલ, કાષ્ઠ, મૂળ, પત્ર અને બીજ એમ સાત સ્થાનમાં જૂદા જૂદા જીવ હોય છે. **જીવવિચારની** ૧૩ મી ગાથામાં કહ્યું પણ છે કે—

" एगसरीरे एगो, जीवो जेसिं च ते उ पत्तेया ।
फल फूल छल्लिकट्ठा–मूलगपत्ताणि बीयाणि ॥"
[ एकस्मिन् शरीरे एको जीवो येषां च ते तु प्रत्येकाः ।
फलपुष्पछल्लिकाष्ठमूलकपत्राणि बीजानि ॥ ]

૩ નરકમાં ઉત્પન્ન થયેલો જીવ 'નારકી' કહેવાય છે.

૪ પંચેન્દ્રિય જીવો અર્થાત્ ચામડી, જીભ, નાક, આંખ અને કાન એ પાંચ ઇન્દ્રિયવાળા જીવો પૈકી ( ૧ ) મનુષ્યો, ( ૨ ) દેવો અને ( ૩ ) નારકી જીવોને બાદ કરતાં જે જીવો રહે તે 'તિર્યંચ પંચેન્દ્રિય' કહેવાય છે. એમાં ઢોર, જાનવર, પશુ, પંખીનો સમાવેશ થાય છે.

रुद्रादिदैवतगणः क्षुभितः स्मरेण
रोमोद्गमोऽपि न कृतस्तव तेन कश्चित् ।
सर्वेऽचलाः प्रदलिताः प्रलयार्कतापात्
किं मन्दराद्रिशिखरं चलितं कदाचित् ? ॥ १५ ॥

**अन्वयः**

रुद्र-आदि-दैवत-गणः स्मरेण क्षुभितः तव कश्चित् रोमन्-उद्गमः अपि तेन न कृतः । सर्वे अचलाः प्रलय-अर्क-तापात् प्रदलिताः, किं मन्दर-अद्रि-शिखरं कदाचित् चलितम् ? ।

**શબ્દાર્થ**

रुद्र=રૂદ્ર, મહાદેવ.
आदि=શરૂઆત.
दैवत=દેવ, સુર.
गण=સમૂહ.
रुद्रादिदैवतगणः=મહાદેવ પ્રમુખ સુરોનો સમૂહ.
क्षुभितः ( मू० क्षुभित )=ક્ષોભ પમાડાયો.
स्मरेण ( मू० स्मर )=કામદેવથી.
रोमन्=રૂવાંટી.
उद्गम=ઉદય.
रोमोद्गमः=રોમનો ઉદય.
अपि=પણ.
न=નહિ.
कृतः ( मू० कृत )=કરાયો.
तव ( मू० युष्मद् )=તારો.
तेन ( मू० तद् )=તેનાથી.
कश्चित् ( मू० किम्+चित् )=કોઇક.
सर्वे ( मू० सर्व )=સર્વ, બધા.
अचलाः ( मू० अचल )=પર્વતો.
प्रदलिताः ( मू० प्रदलित )=દળી નંખાયા, નાશ પામ્યા.
प्रलय=પ્રલય, સૃષ્ટિનો અંત, સંહાર-કાળ.
अर्क=સૂર્ય.
ताप=તાપ, ગરમી.
प्रलयार्कतापात्=પ્રલય (કાળ)ના સૂર્યના તાપથી.
किं=શું.
मन्दर=મેરૂ.
अद्रि=પર્વત.
शिखर=શિખર.
मन्दराद्रिशिखरं=મેરૂ પર્વતનું શિખર.
चलितं ( मू० चलित )=ચલિત, ખસેલું.
कदाचित्=કોઇ કાળે, કદાપિ.

**પદ્યાર્થ**

“ મહાદેવ પ્રમુખ દેવોના સમૂહને કામદેવે ક્ષોભ પમાડ્યો. ( પરંતુ ) તેનાથી તને ( જરા પણ ) રોમાંચ ન થયો. ( આ વાત વાસ્તવિક છે; કેમકે ) પ્રલય (કાળ)ના સૂર્યના તાપથી બધા પર્વતો નાશ પામે છે, ( પરંતુ ) શું મેરૂ પર્વતનું શિખર કદાપિ ચલાયમાન થાય છે ?”—૧૫

**સ્પષ્ટીકરણ**

**મહાદેવની મુખ્યતા—**

આ પદ્યમાં ‘ रुद्रादिदैवत० ’ એવો ઉલ્લેખ કરીને **રૂદ્ર**ની યાને **મહાદેવ**ની મુખ્યતા સૂચવી છે, તેનું શું કારણ એવો સહુજ પ્રશ્ન ઉદ્ભવે છે. આના સમાધાનાર્થે એમ કહી શકાય કે રૂદ્રનું વર્ણન **અથર્વણ**-વેદ ( કા૦ ૧૧, પ્ર૦ ૨ )ના ૬૬મા મન્ત્રમાં તેમજ **તૈત્તિરીયારણ્યક**માં હોવા ઉપરાંત ( ૧ ) બ્રાહ્મ, ( ૨ ) પાદ્મ, ( ૩ ) વૈષ્ણવ, ( ૪ ) શૈવ, ( ૫ ) ભાગવત, ( ૬ ) નાર-

ડીય, (૭) માર્કણ્ડેય, (૮) આગ્નેય, (૯) ભવિષ્ય, (૧૦) બ્રહ્મવૈવર્ત, (૧૧) લૈંગ, (૧૨) વારાહ, (૧૩) સ્કાન્દ, (૧૪) વામન, (૧૫) કૌર્મ, (૧૬) માત્સ્ય, (૧૭) ગારુડ અને (૧૮) બ્રહ્માણ્ડ એ અઢાર પુરાણો પૈકી દશ પુરાણોમાં પણ આવતું હોવાથી મહાદેવની મુખ્યતા સકારણ છે એમ સમજી શકાય છે. વળી મહાદેવે બ્રહ્માની પણ તેના પંચમ મુખનો વિનાશ કરીને ખબર લીધી છે તથા કામદેવ જેવાને પણ ભસ્મીભૂત કર્યો છે એ વાતને ધ્યાનમાં લેતાં તેમની મુખ્યતા સ્પષ્ટ થાય છે.

પ્રલય-વિચાર—

શ્રીવેદવ્યાસે રચેલા ભાગવત પુરાણના બારમા સ્કંધના ચોથા અધ્યાયમાં (૧) નૈમિત્તિક, (૨) પ્રાકૃતિક, (૩) આત્યન્તિક અને (૪) નિત્ય એમ ચાર પ્રકારના પ્રલયનું વર્ણન આપવામાં આવ્યું છે. પ્રસ્તુતમાં આપણે પ્રાકૃતિક પ્રલયનું સ્થૂલ સ્વરૂપ વિચારીશું. જ્યારે બ્રહ્માના બે પરાર્ધ વર્ષ વ્યતીત થઇ જાય છે, ત્યારે મહત્ તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ લય પામે છે. આથી કરીને આ પ્રલય 'પ્રાકૃતિક' કહેવાય છે. આ પ્રલય દરમ્યાન સમગ્ર બ્રહ્માણ્ડ પણ લય પામે છે. આવો પ્રલય થતી વેળા સો વર્ષ સુધી પૃથ્વી ઉપર વરસાદ વરસતો નથી તેથી અન્નનો અભાવ થવાથી ક્ષુધાર્ત પ્રજા એક બીજાને ખાવા ધાય છે અને ધીરે ધીરે નાશ પામે છે. તે પછી પ્રલય સમયનો સૂર્ય પોતાનાં ભયંકર કિરણો વડે સમુદ્રના, દેહના અને પૃથ્વીના સમસ્ત રસને પી જાય છે. ત્યાર પછી સંકર્ષણના વદનમાંથી ઉત્પન્ન થયેલો પ્રલય કાળનો અગ્નિ પવનથી પ્રોત્સાહિત થઇ પૃથ્વીના ઉજ્જડ થઇ ગયેલા પાતાલાદિક વિભાગોને ભસ્મીભૂત કરે છે. આ વખતે અગ્નિ તથા સૂર્યની શિખાઓથી ઉપર, નીચે અને ચારે બાજુ બળતું બ્રહ્માણ્ડ બળેલા છાણાના જેવું ભાસે છે. ત્યાર પછી મહાપ્રચંડ પવન એક સો વર્ષથી કંઇક અધિક સમય સુધી ફુંકાય છે અને આકાશ ધૂળથી આચ્છાદિત બને છે. તે પછી વિવિધ વર્ણવાળાં અનેક મેઘમંડળો મોટી ગર્જનાપૂર્વક જળની વૃષ્ટિ કરે છે. તેથી બ્રહ્માણ્ડરૂપી ગુફામાં રહેલું જગત્ જળમય બની જાય છે. (આમ થતાં પાણી પૃથ્વીના ગંધ ગુણને ગળી જાય છે એટલે પૃથ્વીનો નાશ થાય છે. તે પછી પાણીના રસ-ગુણને તેજ, તેજના રૂપ ગુણને વાયુ, વાયુના સ્પર્શ ગુણને આકાશ અને આકાશના શબ્દ ગુણને તામસ અહંકાર ગળી જાય છે. આ પ્રમાણે જળાદિકનો નાશ થાય છે. તે પછી ઇન્દ્રિયો અને તેની વૃત્તિને રાજસ અહંકાર ગળી જાય છે અને ઇન્દ્રિયોના દેવતાઓને સાત્ત્વિક અહંકાર સ્વાહા

---

૧ ભાગવતના ૧૨ મા સ્કન્ધમાં આ નામો આપેલાં છે તેમજ ત્યાં તેની શ્લોક-સંખ્યાનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

૨ સરખાવો—

" अष्टादशपुराणेषु, दशभिर्गीयते शिवः ।
चतुर्भिर्भगवान् ब्रह्मा, द्वाभ्यां देवी तथा हरिः ॥ "

—સ્કાન્દપુરાણ, કેદારખણ્ડ, પ્રથમ અધ્યાય.

કરી જાય છે. આ ત્રણ પ્રકારના અહંકારને મહત્ તત્ત્વ અને તેને પણ વળી સત્ત્વાદિક ગુણો અને આને પણ પ્રખર પ્રભાવી પ્રધાન યાને પ્રકૃતિ ગળી જાય છે. )

જોકે જૈન દૃષ્ટિએ અને તાત્ત્વિક દૃષ્ટિએ વિચારતાં પણ કોઇ પણ પદાર્થનો સર્વથા ઉત્પાદ કે સર્વથા પ્રલય સંભવતો નથી, છતાં પણ જૈન શાસ્ત્રમાં અવસર્પિણીના દુઃષમ દુઃષમ નામના અન્તિમ (છઠ્ઠા) આરાના ભાવનું જે ચિત્ર **ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર**ના અન્તિમ (દશમા) પર્વના અન્તિમ ( તેરમા ) સર્ગમાં આલેખવામાં આવ્યું છે તેનું યત્કિંચિત્ સ્વરૂપ અત્ર નીચે મુજબ આપવામાં આવે છેઃ—

આ આરાના પ્રારંભમાં ધર્મનો પ્રધ્વંસ થશે. પશુની જેમ માતાપુત્રની વ્યવસ્થા મનુષ્યમાં પણ રહેશે નહિ. અહોનિશ કઠોર અને અતિશય રજવાળા અનિષ્ટ પવનો વાયા કરશે તેમજ દિશાઓ ધૂમ્રવર્ણી થવાથી ભયાનક ભાસશે. ચન્દ્ર અત્યંત શીતલતા પ્રકટાવશે અને સૂર્ય પ્રખર ઉષ્ણતાથી તપશે. આથી લોકો અતિશય ક્લેશ પામશે. તે સમયે વિરસ થયેલા મેઘો ક્ષાર, આમ્લ, વિષ, અગ્નિ અને વજ્રમય થઇ તે તે રૂપે વરસશે. એથી લોકોમાં કાસાદિક અનેક વ્યાધિરૂપ ઉપદ્રવોનું વહાણ ફાટશે. ક્ષેત્ર, વન, આરામ, લતા, વૃક્ષ અને ઘાસનો નાશ થશે. વૈતાઢ્ય ગિરિ અને ઋષભકૂટ સિવાયના બીજા બધા પર્વતો તેમજ ગંગા તથા સિન્ધુ નદી સિવાયની અન્ય નદીઓ સપાટ થઇ જશે અને ભૂમિ અંગારાના ભાઠા જેવી ભસ્મરૂપ થશે. ગંગા અને સિન્ધુ નદીનો પ્રવાહ ઘણા માછલાં અને કાચબાવાળો અને માત્ર રથના ચક્ર જેટલો રહેશે. તેમાંથી લોકો રાત્રે માછલાંને કાઢીને જમીન ઉપર મૂકી રાખશે. તે દિવસે સૂર્યના તાપથી પાકી જશે એટલે રાત્રે લોકો તેનો આહાર કરશે. આ પ્રમાણે અતિશય દુઃખમય આરો પૂરો થતાં ઉત્સર્પિણીનો પણ એવોજ પહેલો આરો બેસશે. પરંતુ આના અન્ત સમયે પુષ્કર, ક્ષીર, ધૃત, અમૃત અને રસ એ પાંચ મેઘો સાત સાત દિવસ વર્ષી અનુક્રમે પૃથ્વીને તૃપ્ત કરશે, ધાન્ય ઉત્પન્ન કરશે, સ્નેહ પેદા કરશે, ઔષધિઓ પ્રકટ કરશે અને જમીનને રસમય બનાવશે. આથી કરીને ધાન્યાદિક પ્રાપ્ત થતાં, વૃક્ષાદિક ઉગી નીકળતાં લોકો માંસાહાર ત્યજી દેશે અને ધીરે ધીરે સુખી થશે.

* * * *

श्रेयोदशोल्लसितशान्तरसप्रपूर्णः
प्लुष्टान्तरारिशलभोऽप्यतिनिष्कलङ्कः ।
ज्ञानार्चिरस्र(स्त)सितमोहतमप्रपञ्चो
दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥ १६ ॥

**अन्वयः**

( हे ) नाथ ! त्वं श्रेयस्-दशा-उल्लसित-शान्त-रस- प्रपूर्णः प्लुष्ट-आन्तर-अरि-शलभः अपि अति-निर्-कलङ्कः ज्ञान-अर्चिस्-अस्तं-इत-मोह-तम-प्रपञ्चः जगत्-प्रकाशः अपरः दीपः असि ।

## શબ્દાર્થ

श्रेयस्=કલ્યાણ.
दशा=(૧) દશા, વાટ, બત્તી; (૨) અવસ્થા.
उल्लसित ( धा० लस् )=ઉલ્લાસ પામેલ.
शान्त=શાન્ત.
रस=(૧) રસ; (૨) તેલ.
प्रपूर्ण ( धा० पॄ )=પરિપૂર્ણ, ભરપૂર.
श्रेयोदशोल्लसितशान्तरसप्रपूर्णः=કલ્યાણરૂપી વાટ વડે ઉલ્લાસ પામેલા શાન્ત રસ વડે પરિપૂર્ણ.
प्लुष्ट ( धा० प्लुष् )=બાળી નાખેલ.
आन्तर=આન્તરિક, આભ્યન્તર.
अरि=દુશ્મન, શત્રુ.
शलभ=પતંગિયું.
प्लुष्टान्तरारिशलभः=બાળી નાખ્યા છે આન્તરિક શત્રુરૂપ પતંગિયાઓને જેણે એવા.
अति=અતિશયતાસૂચક અવ્યય.
निर्=અભાવવાચક અવ્યય.
कलङ्क=કલંક, ડાઘ.
अतिनिष्कलङ्कः=સર્વથા કલંકથી રહિત.
ज्ञान=જ્ઞાન.
अर्चिस्=તેજ.
अस्तमित=અસ્ત પમાડેલ, નષ્ટ કરેલ.
मोह=અજ્ઞાન.
तम=અંધકાર.
प्रपञ्च=વિસ્તાર, ફેલાવો.
ज्ञानार्चिरस्तमितमोहतमप्रपञ्चः=જ્ઞાનરૂપ તેજ વડે નાશ કર્યો છે અજ્ઞાનરૂપ અંધકારના વિસ્તારને જેણે એવો.
दीपः ( मू० दीप )=દીપક, દીવો.
अपरः ( मू० अपर )=ઉત્તમ.
त्वं ( मू० युष्मद् )=તું.
असि ( धा० अस् )=છે.
नाथ ! ( मू० नाथ )=હે સ્વામી !
जगत्=દુનિયા.
प्रकाश=તેજ.
जगत्प્રकाशः=દુનિયાના પ્રકાશરૂપ.

## પદ્યાર્થ

"(હે નાથ !) કલ્યાણરૂપી દશા વડે ઉલ્લાસ પામેલા શાન્ત રસથી પરિપૂર્ણ એવા, વળી જેણે આન્તરિક શત્રુરૂપ પતંગિયાઓને બાળી નાખ્યાં છે એવા, સર્વથા કલંકથી મુક્ત, તેમજ વળી જેણે જ્ઞાનરૂપી તેજ વડે અજ્ઞાનરૂપી અંધકારના પ્રપંચને દૂર કર્યો છે એવો તું દુનિયાને પ્રકાશિત કરનારો અપૂર્વ દીપક છે."—૧૬

* * * *

जाग्रद्दिवारजनिसाम्यविधिप्रकाशः
सङ्ख्यावि(ति)रिक्तभुवनाद(व?)धिकप्रचारः ।
कुर्वन् विवेकिहृदयाम्बुजसत्प्रबोधं
सूर्यातिशायिमहिमाऽसि मुनीन्द्र ! लोके ॥ १७ ॥

## अन्वयः

(हे) मुनि-इन्द्र ! जाग्रत्-दिवा-रजनि साम्य-विधि-प्रकाशः सङ्ख्या-अतिरिक्त-भुवन-अव-धिक-प्रचारः विवेकिन्-हृदय-अम्बुज-सत्-प्रबोधं कुर्वन् (त्वं) लोके सूर्य-अति-शायिन्-महिमा असि।

## શબ્દાર્થ

जाग्रत् ( धा० जागृ )=જાગતો.
दिवारजनि=દિવસ અને રાત, અહોનિશ.
साम्य=સમતા, સરખાપણું.
विधि=કાર્ય.
प्रकाश=પ્રકાશ, તેજ.
जाग्रद्दिवारजनिसाम्यविधिप्रकाशः=જાગતો છે દિવસ અને રાત સમતા કરનારૂપ પ્રકાશ જેનો એવો.
सङ्ख्या=સંખ્યા.
अतिरिक्त=અધિક.
भुवन=દુનિયા.

अवधि=મર્યાદા.
प्रचार=પ્રચાર.
सङ्ख्यातिरिक्तभुवनावधिकप्रचारः=અસંખ્યાત દુનિયા સુધી પ્રચાર છે જેનો એવો.
कुर्वन् ( धा० कृ )=કરનાર.
विवेकिन्=વિવેકી, સદસદ્વિચારશીલ.
हृदय=હૃદય.
अम्बुज=કમળ.
सत्=સુન્દર.
प्रबोध=વિકાસ, ખીલવણી.
विवेकिहृदयाम्बुजसत्प्रबोधं=વિવેકી ( જનો )ના હૃદય-કમળના સુન્દર વિકાસને.
सूर्य=સૂર્ય, રવિ.
अतिशायिन्=ચઢિયાતો.
महिमन्=મહિમા, પ્રભાવ.
सूर्यातिशायिमहिमा=સૂર્યથી અધિક છે મહિમા જેનો એવો.
असि ( धा० अस् )=તું છે.
मुनि=મુનિ, સાધુ.
इन्द्र=શ્રેષ્ઠતાવાચક શબ્દ.
मुनीन्द्र !=હે મુનીશ્વર !
लोके ( मू० लोक )=લોકમાં, જગત્માં.

## પદ્યાર્થ

"હે યોગીશ્વર ! અહોનિશ સમતા કરવા રૂપ જાગૃત પ્રકાશથી યુક્ત, અસંખ્યાત ભુવન સુધી પ્રચારવાળો તથા વિવેકી ( જનો )ના હૃદય–કમળનો સુન્દર વિકાસ કરનારો એવો તું જગત્માં સૂર્યથી અધિક પ્રભાવશાળી છે."—૧૭

* * * *

पक्षद्वयाधिककलं निशि वासरेषु
तुल्यप्रभावमकलङ्कमनन्तमान्यम् ।
मार्तण्डराहुघनभा(भी?)तिभिदं तवास्यं
विद्योतयज्जगदपूर्वशशाङ्कबिम्बम् ॥ १८ ॥

## अन्वयः

( हे स्वामिन् ! ) पक्ष-द्वय-अधिक-कलं निशि वासरेषु तुल्य-प्रभावं अ-कलङ्कं अनन्त-मान्यं मार्तण्ड-राहु-घन-भीति-भिदं जगत् विद्योतयत् तव आस्यं अपूर्व-शशाङ्क बिम्बं ( इव वर्तते )।

## શબ્દાર્થ

पक्ष=પક્ષ.
द्वय=બેનું જોડકું, યુગલ.
अधिक=અધિક, વધારે.
कला=કળા.
पक्षद्वयाधिककलं=પક્ષ-યુગલમાં અધિક છે કળા જેની એવું.
निशि ( मू० निश् )=રાત્રે.
वासरेषु ( मू० वासर )=દિવસોમાં.
तुल्य=સમાન, સરખો.
प्रभाव=પ્રભાવ.
तुल्यप्रभावं=સમાન છે પ્રભાવ જેનો એવું.
अ=નિષેધસૂચક શબ્દ.
कलङ्क=કલંક, ડાઘો.
अकलङ्कं=અવિદ્યમાન છે કલંક જેને વિષે એવું.
अनन्त=( ૧ ) અન્ત રહિત; ( ૨ ) શિવ.
मान्य=પૂજ્ય.
अनन्तमान्यं=( ૧ ) અનન્ત જનોને પૂજ્ય; ( ૨ ) શિવને વન્દનીય.
मार्तण्ड=સૂર્ય.
राहु=રાહુ.
घन=મેઘ.
भीति=ભય.

भिद्=ભેદવું તે.
मार्तण्डराहुघनभीतिभिदं=સૂર્ય, રાહુ તથા મેઘના ભયને ભેદનારૂં.
तव ( मू० युष्मद् )=તારૂં.
आस्यं ( मू० आस्य )=વદન, મુખ.
विद्योतयत् ( धा० द्युत् )=પ્રકાશિત કરનારૂં.
जगत् ( मू० जगत् )=દુનિયાને.
अपूर्व=અસાધારણ, અલૌકિક.
शशाङ्क=ચન્દ્ર.
बिम्ब=મણ્ડળ.
अपूर्वशशाङ्कबिम्बं=અલૌકિક ચન્દ્રનું મણ્ડળ.

## પદ્યાર્થ

"હે નાથ ! ( માતૃ-પક્ષ અને પિતૃ-પક્ષ ) એ ઉભય પક્ષમાં અધિક કળાવાળું, રાત્રે તેમજ દિવસે સમાન પ્રકાશવાળું, કલંકથી રહિત, અનન્તને માન્ય, સૂર્ય, રાહુ અને મેઘના ભયને ભેદનારૂં તથા જગત્‌ને વિશેષતઃ પ્રકાશિત કરનારૂં તારૂં વદન અપૂર્વ ચન્દ્રના મણ્ડળ જેવું છે."—૧૮

* * *

कोऽर्थः सुरद्रु-मणि-कामगवीभिरीश !
प्राप्तो मया स यदि ते परमप्रसादः ।
नित्योल्लसत्सुरसरिज्जलपूर्व(र्ण?)देशे
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ? ॥ १९ ॥

## अन्वयः

( हे ) ईश ! यदि मया ते सः परम-प्रसादः प्राप्तः, ( तर्हि ) सुर-द्रु-मणि-कामगवीभिः कः अर्थः ? । नित्य-उल्लसत्-सुर-सरित्-जल-पूर्ण-देशे जल-भार-नम्रैः जलधरैः कियत् कार्यम् ? ।

## શબ્દાર્થ

कः ( मू० किम् )=શું.
अर्थः ( मू० अर्थ )=પ્રયોજન.
सुर=દેવ.
द्रु=વૃક્ષ.
मणि=મણિ.
कामगवी=કામધેનુ, સુરભિ.
सुरद्रुमणिकामगवीभिः=દેવવૃક્ષ, ( ચિન્તા- )મણિ અને કામધેનુ વડે.
ईश ! ( मू० ईश )=હે નાથ !
प्राप्तः ( मू० प्राप्त )=મેળવેલ.
मया ( मू० अस्मद् )=મારાથી.
सः ( मू० तद् )=પ્રસિદ્ધ.
यदि=જો.
ते ( मू० युष्मद् )=તારો.
परम=ઉત્કૃષ્ટ.
प्रसाद=પ્રસાદ, કૃપા.
परमप्रसादः=ઉત્કૃષ્ટ કૃપા.
नित्य=હમેશાં.
उल्लसत् ( धा० लस् )=ઉલ્લાસ પામતી.
सरित्=નદી.
जल=જળ, પાણી.
पूर्ण=પૂર્ણ, ભરપૂર.
देश=દેશ.
नित्योल्लसत्सुरसरिज्जलपूर्णदेशे=નિત્ય ઉલ્લાસ પામતી સુર-નદી ( ગંગા )ના જળથી પૂર્ણ દેશમાં.
कार्यं ( मू० कार्य )=કાર્ય, કામ.
कियत् ( मू० कियत् )=કેવડું.
जलधरैः ( मू० जलधर )=મેઘો વડે.
भार=(૧) બોજો; (૨) સમૂહ.
नम्र=નીચું નમેલ.
जलभारनम्रैः=જળના ભાર વડે નીચા નમેલા.

## પદ્યાર્થ

"હે નાથ! જો મેં તારો પ્રસિદ્ધ પરમ પ્રસાદ પ્રાપ્ત કર્યો છે, તો પછી દેવ-વૃક્ષ, (ચિન્તા-) મણિ તેમજ કામ-ધેનુનું (મારે) શું પ્રયોજન છે? (કેમકે) નિત્ય ઉલ્લાસ પામતી એવી ગંગાના જળ વડે પરિપૂર્ણ દેશમાં જળના ભાર વડે નીચા નમેલા મેઘોનું કેટલું કામ છે?"—૧૯

* * *

मुक्त्यैषकस्त्वयि निवेशयति स्वचित्तं
नैवान्यदैवतगणे घनदोषयुक्ते ।
यादृग् रमेत हृदयं चतुरस्य रत्ने
नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥ २० ॥

## अन्वयः

मुक्ति-एषकः त्वयि एव स्व-चित्तं निवेशयति, न तु घन-दोष-युक्ते अन्य-दैवत-गणे । चतुरस्य हृदयं यादृक् रत्ने रमेत, न एवं किरण-आकुले अपि काच-शकले ।

## શબ્દાર્થ

मुक्ति=મોક્ષ.
एषक=અભિલાષી, ઇચ્છાવાળો.
मुक्त्यैषकः=મોક્ષનો અભિલાષી.
त्वयि ( मू० युष्मद् )=તારે વિષે.
निवेशयति ( धा० विश् )=પરોવે છે.
स्व=પોતાનું.
चित्त=ચિત્ત, મન.
स्वचित्तं=પોતાના ચિત્તને.
न=નહિ.
एव=જ.
अन्य=અપર, બીજા.
दैवत=દેવ.
गण=સમૂહ.
अन्यदैवतगणे=અન્ય દેવોના સમૂહને વિષે.
घन=અતિશય.
दोष=દોષ, દૂષણ.
युक्त=જોડાયેલ, સહિત.
घनदोषयुक्ते=અતિશય દોષોથી યુક્ત.
यादृक् ( मू० यादृश् )=જેવું.
रमेत ( धा० रम् )=રમે.
हृदयं ( मू० हृदय )=હૃદય, અંતઃકરણ.
चतुरस्य ( मू० चतुर )=ચતુરનું, હોંશિયારનું.
रत्ने ( मू० रत्न )=રત્નને વિષે.
एवं=એ પ્રમાણે.
तु=પરંતુ.
काच=કાચ.
शकल=કકડો.
काचशकले=કાચના કકડાને વિષે.
किरण=કિરણ.
आकुल=વ્યાપ્ત.
किरणाकुले=કિરણોથી વ્યાપ્ત.
अपि=પણ.

## પદ્યાર્થ

"મોક્ષનો અભિલાષી (જીવ) તારેજ વિષે પોતાનું મન પરોવે છે, પરંતુ અત્યંત દોષયુક્ત અન્ય સુરોના સમૂહને વિષે તે તેમ કરતો નથી. (એ વાત બરાબર છે, કેમકે) ચતુરનું હૃદય જેવું રત્નને વિષે રમે, તેવું તે કિરણોથી વ્યાપ્ત એવા પણ કાચના કકડાને વિષે રમતું નથી."—૨૦

## સ્પષ્ટીકરણ

**પદ્ય-નિષ્કર્ષ—**

સિંહ અને સારમેય (કૂતરા)માં, ઘોડા અને ગધેડામાં, હાથી અને પાડામાં, ગરૂડ અને મચ્છરમાં, હંસ અને બગલામાં, કલ્પવૃક્ષ અને કરીર (કેરડા)માં, સુવર્ણ અને પિત્તળમાં, રત્ન અને કાચમાં, સમુદ્ર અને ખાબોચીઆમાં, પ્રકાશ અને અંધકારમાં, મેરૂ અને સર્ષપમાં તેમજ સુધા અને સૌવીરમાં જેટલું અન્તર છે તેનાથી પણ અનેકગણું અન્તર જેણે સર્વથા રાગ-દ્વેષને જલાંજલિ આપેલી છે, જે સર્વજ્ઞ છે, જે કૃતકૃત્ય છે, જે સચ્ચિદાનંદમય છે તેવા દેવમાં અને અલ્પજ્ઞાની, અલ્પસત્ત્વી, કામાતુર, દ્વેષી એવા અન્ય દેવમાં છે.

* * *

निर्णीततत्त्वपदनिश्चलमानसानां
त्वत्पादपद्मपरिचारणतत्पराणाम् ।
पुंसामिहत्यकतिचित्सुखदो न देवः
कश्चिन्मनो हरति नाथ ! भवान्तरेऽपि ॥ २१ ॥

### अन्वयः

(हे) नाथ ! निर्णीत-तत्त्व-पद-निश्चल-मानसानां त्वत्-पाद-पद्म-परिचारण-तत्-पराणां पुंसां मनः इहत्य-कतिचित्-सुख-दः कश्चित् देवः भव-अन्तरे अपि न हरति ।

### શબ્દાર્થ

निर्णीत (धा० नी)=નિર્ણય કરેલ, ખાતરી કરેલ.
तत्त्व=તત્ત્વ, વસ્તુ-સ્થિતિ.
पद=પદ, સ્થાન.
निश्चल=સ્થિર.
मानस=ચિત્ત, મન.
निर्णीततत्त्वपदनिश्चलमानसानां=નિર્ણય કરેલા તત્ત્વ-પદોથી નિશ્ચળ ચિત્તવાળા.
पाद=ચરણ.
पद्म=કમળ.
परिचारण=સેવા, આરાધના.
तत्पर=તત્પર.
त्वत्पादपद्मपरिचारणतत्पराणां=તારા ચરણ-કમળની સેવામાં તત્પર.
पुंसां (मू० पुंस्)=માનવોના.
इहत्य=અહીંના.
कतिचित्=કેટલાંક.
सुख=સુખ.
द=આપનું.
इहत्यकतिचित्सुखदः=લૌકિક કેટલાંક સુખો આપનાર.
न=નહિ.
देवः (मू० देव)=દેવ.
कश्चित् (मू० किम्+चित्)=કોઇક.
मनः (मू० मनस्)=ચિત્તને.
हरति (धा० हृ)=હરે છે.
नाथ ! (मू० नाथ)=હે સ્વામિન્ !
भवान्तरे=અન્ય ભવમાં, અન્ય જન્મમાં.
अपि=પણ.

### પદ્યાર્થ

"હે નાથ ! તત્ત્વ-પદનો નિશ્ચય કરવાથી નિશ્ચળ ચિત્તવાળા બનેલા (અને એથી કરીને) તારા ચરણ-કમલની સેવા (કરવા)માં તત્પર એવા માનવોના મનને લૌકિક (અને તે પણ વળી)

१ કવિરાજે 'निर्णीत' શબ્દથી મોક્ષપદની પ્રમાણસિદ્ધતા બતાવી છે અને 'निश्चल' શબ્દથી ત્યાંથી અપુનરાવૃત્તિ સૂચિત કરી છે એમ મુનિરાજ શ્રીચતુરવિજય જણાવે છે.

કેટલાંક સુખો આપનારો કોઇ દેવ ભવાન્તરમાં પણ હરી ( શકે તેમ ) નથી, (તો આ ભવની તો વાતજ શી ? )"—૨૧

* * *

प्रज्ञा तवैव परमोच्चगुणाश्रया या
प्रादुश्चकार विमलद्युति केवलाख्यम् ।
सन्तीन्दुतारकभृतोऽन्यदिशोऽर्कबिम्बं
प्राच्येव दिग् जनयति स्फुरदंशुजालम् ॥ २२ ॥

### अन्वयः

या विमल-द्युति केवल-आख्यं ( ज्ञानं ) प्रादुश्चकार, (सा) परम-उच्च-गुण-आश्रया प्रज्ञा तव एव (वर्तते)। इन्दु-तारक-भृतः अन्य-दिशः सन्ति, (परन्तु) प्राची एव दिक् स्फुरत्-अंशु-जालं अर्क-बिम्बं जनयति ।

### શબ્દાર્થ

प्रज्ञा=જ્ઞાન, બુદ્ધિ.
तव ( मू० युष्मद् )=તારી.
एव=જ.
परम=અત્યન્ત.
उच्च=ઊંચા.
गुण=ગુણ.
आश्रय=આશ્રય.
परमोच्चगुणाश्रया=અત્યન્ત ઊંચા ગુણોનો આશ્રય.
या ( मू० यद् )=જે.
प्रादुश्चकार ( धा० प्रादुस्+कृ )=પ્રકટ કર્યો.
विमल=નિર્મળ.
द्युति=પ્રકાશ.
विमलद्युति=નિર્મળ છે પ્રકાશ જેનો એવા.
केवल=કેવલ.
आख्या=નામ.
केवलाख्यं=કેવલ છે નામ જેનું એવા.
सन्ति ( धा० अस् )=છે.
इन्दु=ચન્દ્ર.
तारक=તારો.
भृत्=ધારણ કરનાર.
इन्दुतारकभृतः=ચન્દ્ર અને તારાઓને ધારણ કરનારી.
अन्य=અપર.
दिश्=દિશા.
अन्यदिशः=બીજી દિશાઓ.
अर्क=સૂર્ય.
बिम्ब=મણ્ડળ.
अर्कबिम्बं=સૂર્યના મણ્ડળને.
प्राची=પૂર્વ.
दिग् ( मू० दिश् )=દિશા.
जनयति ( धा० जन् )=જન્મ આપે છે.
स्फुरत् ( धा० स्फुर् )=પ્રકાશમાન, ઝળહળતું.
अंशु=કિરણ.
जाल=સમૂહ.
स्फुरदंशुजालं=ઝળહળતાં કિરણોનો સમૂહ છે જેને વિષે એવા.

### પદ્યાર્થ

" હે નાથ ! જેણે નિર્મળ પ્રકાશવાળા કેવલ નામના ( જ્ઞાનને ) પ્રકટ કર્યું તે અતિશય ઊંચા ગુણોના આશ્રયરૂપ પ્રજ્ઞા તારીજ છે. (દાખલા તરીકે) ચન્દ્ર અને તારાઓને ધારણ કરનારી અન્ય દિશાઓ છે, ( પરંતુ ) પૂર્વ દિશાજ ઝળહળતાં કિરણોના સમૂહવાળા સૂર્ય-મણ્ડળને જન્મ આપે છે."—૨૨

---

१ 'ज्ञानम्' इत्यध्याहारः । २ 'परमा' इति पृथक् पदं वा ।

प्राग्भूतसातिशययोगिजनप्रगीताद्
　दुष्टाष्टकर्मचयचङ्क्रमणैकलक्षात् ।
युष्मत्प्रवर्तितपथः परितोऽनवद्या-
　न्नान्यः शिवः शिवपदस्य मुनीन्द्र ! पन्थाः ॥ २३ ॥

**अन्वयः**

(हे) मुनि-इन्द्र ! प्राक्-भूत-स-अतिशय-योगिन्-जन-प्रगीतात् दुष्ट-अष्टन्-कर्मन्-चय-चङ्क्रमण-एक-लक्षात् परितः अनवद्यात् युष्मत्-प्रवर्तित-पथः अन्यः शिवः शिव-पदस्य पन्थाः न ( वर्तते ) ।

**શબ્દાર્થ**

प्राक्=પૂર્વે.
भूत ( धा० भू )=થઇ ગયેલ.
सह=સહિત.
अतिशय=અતિશય, વિશેષતા.
योगिन्=યોગી, મુનિ.
जन=લોક.
प्रगीत ( धा० गै )=અત્યંત ગવાયેલ.
प्राग्भूतसातिशययोगिजनप्रगीतात्=પૂર્વે થઇ ગયેલા અતિશયધારી યોગિ-લોક વડે અત્યંત ગવાયેલ.
दुष्ट=ખરાબ.
अष्टन्=આઠ.
कर्मन्=કર્મ.
चय=સમૂહ.
चङ्क्रमण=ઉલ્લંઘન.
एक=અદ્વિતીય, અસાધારણ.
लक्ष=લક્ષણ, ચિહ્ન.
दुष्टाष्टकर्मचयचङ्क्रमणैकलक्षात्=દુષ્ટ આઠ કર્મોના સમૂહના ઉલ્લંઘનને વિષે અસાધારણ લક્ષણ.
युष्मद्=દ્વિતીયપુરૂષવાચક સર્વનામ.
प्रवर्तित ( धा० वृत् )=પ્રવર્તાવેલ.
पथिन्=માર્ગ.
युष्मत्प्रवर्तितपथः=તમે પ્રવર્તાવેલા માર્ગથી.
परितः=ચારે તરફ.
अनवद्यात् ( मू० अनवद्य )=પાપ રહિત.
न=નહિ.
अन्यः ( मू० अन्य )=અપર, બીજો.
शिवः ( मू० शिव )=કલ્યાણકારી.
शिव=મોક્ષ.
पद=સ્થાન.
शिवपदस्य=મોક્ષ-સ્થાનનો.
मुनि=મુનિ, યોગી.
इन्द्र=ઉત્તમતાવાચક શબ્દ.
मुनीन्द्र !=હે મુનીશ્વર, હે યોગિરાજ !
पन्थाः ( मू० पथिन् )=માર્ગ.

**પદ્યાર્થ**

" હે યોગિરાજ ! પૂર્વે થઇ ગયેલા અતિશયધારી યોગિ-જન વડે ગવાયેલા એવા, વળી દુષ્ટ ( જ્ઞાનાવરણીયાદિક ) આઠ કર્મના સમૂહના ઉલ્લંઘનને વિષે અસાધારણ લક્ષણરૂપ તથા વળી પાપરહિત એવા તમે ચારે તરફ પ્રવર્તાવેલા માર્ગથી અન્ય કોઇ મોક્ષ-સ્થાનનો માર્ગ નથી."—૨૩

**સ્પષ્ટીકરણ**

**વ્યાકરણ-વિચાર—**

'मुनीन्द्र !' એમાં એકવચનનો પ્રયોગ કર્યો છે, જ્યારે 'युष्मत्प्रवर्तितपथः' એમાં 'युष्मद्' શબ્દ દ્વારા બહુવચનનો પ્રયોગ કર્યો છે એટલે શું અત્ર અસંગતિ દોષ નથી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આવોજ પ્રશ્ન મૂળ ભક્તામર-સ્તોત્રના નીચે મુજબના ૧૯ મા પદ્યમાંના—

" किं शर्वरीषु शशिनाऽह्नि विवस्वता वा
युष्मन्मुखेन्दुदलितेषु तमस्सु नाथ ! ।
निष्पन्नशालिवनशालिनि जीवलोके
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ? ॥ "

' नाथ ! ' એમાં એકવચનના પ્રયોગથી અને 'युष्मन्मुखेन्दुदलितेषु' એમાં युष्मद् શબ્દ વાપરી કરેલા બહુવચનના પ્રયોગથી ઉદ્દ્ભવે છે. પરંતુ આનું સમાધાન કરતાં મહામહોપાધ્યાય શ્રીમેઘવિજયગણિએ " 'सुता न यूयं किमु तस्य राज्ञः' इति महाकाव्येषु एकस्मिन्नर्थेऽपि बहुत्वस्य उक्तत्वान्न दुष्टम्" આ પ્રમાણે જે ઉલ્લેખ કર્યો છે તે તરફ વિચાર કરવો એટલુંજ હું અત્ર સૂચવું છું.

* *

भावावभासनपराद्भुतशुद्धबुद्ध्या
निर्णीय तत्त्वमखिलं सकलागमस्य ।
त्वां विश्वनायकमनन्तसुखानुषक्तं
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ २४ ॥

## अन्वयः

सकल-आगमस्य अखिलं तत्त्वं भाव-अवभासन-पर-अद्भुत-शुद्ध-बुद्ध्या निर्णीय सन्तः त्वां विश्व-नायकं अनन्त-सुख-अनुषक्तं ज्ञान-स्वरूपं अमलं प्रवदन्ति ।

## શબ્દાર્થ

भाव=( १ ) પદાર્થ; ( २ ) અભિપ્રાય.
अवभासन=પ્રકાશ.
पर=અત્યંત.
अद्भुत=અદ્દ્ભુત, આશ્ચર્યજનક.
शुद्ध=શુદ્ધ, નિર્મળ.
बुद्धि=મતિ.
भावावभासनपराद्भुतशुद्धबुद्ध्या = ભાવ ઉપર પ્રકાશ પાડવામાં અત્યંત અદ્દ્ભુત તેમજ નિર્મળ એવી મતિ વડે.
निर्णीय ( धा० नी )=નિર્ણય કરીને, ખાત્રી કરીને.
तत्त्वं ( मू० तत्त्व )=તત્ત્વને.
अखिलं ( मू० अखिल )=આખું, સમસ્ત.
सकल=સર્વ.
आगम=શાસ્ત્ર.
सकलागमस्य=સર્વ શાસ્ત્રનું.
त्वां ( मू० युष्मद् )=તને.
विश्व=જગત્.
नायक=નાયક, નાથ.
विश्वनायकं=જગતના નાથ.
अनन्त=અપાર.
सुख=સુખ.
अनुषक्त ( धा० सञ्ज् )=આસક્ત.
अनन्तसुखानुषक्तं=અનન્ત સુખથી યુક્ત.
ज्ञान=જ્ઞાન, બોધ.
स्वरूप=સ્વરૂપ, આત્મા.
ज्ञानस्वरूपं=જ્ઞાન છે સ્વરૂપ જેનું એવા.
अमलं ( मू० अमल )=નિર્મળ.
प्रवदन्ति ( धा० वद् )=કહે છે.
सन्तः ( मू० सत् )=સજ્જનો.

### પદ્યાર્થ

"ભાવ ઉપર પ્રકાશ પાડવામાં અતિશય અદ્દભુત તેમજ નિર્મળ એવી મતિ વડે સર્વ શાસ્ત્રના સંપૂર્ણ તત્ત્વનો નિર્ણય કરીને ( હે નાથ ! ) સંતો તને વિશ્વનો નાયક, અનન્ત સુખથી યુક્ત, જ્ઞાનસ્વરૂપી તેમજ નિર્મળ કહે છે."—૨૪

* * *

केचित् सुराः परुषभावपरीतचित्ता
बाढं परे स्फुरदनङ्गनिषङ्गवश्याः ।
मुक्तः सदैव भवभूरुहबीजसङ्गाद्
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥ २५ ॥

### अन्वयः

केचित् सुराः परुष-भाव-परीत-चित्ताः, ( केचित् ) परे बाढं स्फुरत्-अनङ्ग-निषङ्ग-वश्याः (सन्ति)। ( हे ) भगवन् ! व्यक्तं त्वं एव पुरुष-उत्तमः भव-भूरुह-बीज-सङ्गात् सदा-एव मुक्तः असि ।

### શબ્દાર્થ

केचित् ( मू० किम्+चित् )=કોઇક.
सुराः ( मू० सुर )=દેવો.
परुष=નિર્દય, ક્રૂર.
भाव=ભાવ.
परीत ( धा० इ )=વ્યાપ્ત, ગ્રસ્ત.
चित्त=મન.
परुषभावपरीतचित्ताः=નિર્દયતાથી વ્યાપ્ત છે મન જેમનું એવા.
बाढं=ખરેખર.
परे ( मू० पर )=અન્ય.
स्फुरत् ( धा० स्फुर् )=પ્રકાશમાન.
अनङ्ग=મદન, કામદેવ.
निषङ्ग=અત્યંત સંગ, અતિશય સોબત.
वश्य=તાબેદાર, વશ.
स्फुरदनङ्गनिषङ्गवश्याः=પ્રકાશમાન મદનના અત્યંત સંગને વશ.
मुक्तः ( धा० मुच् )=મૂકાયલો, રહિત.
सदैव=સર્વદા.
भव=સંસાર.
भूरुह=વૃક્ષ.
बीज=બીજ.
सङ्ग=સોબત.
भवभूरुहबीजसङ्गात्=સંસારરૂપી વૃક્ષના બીજના સંગથી.
व्यक्तं=ખુલ્લી રીતે.
त्वं ( मू० युष्मद् )=તું.
एव=જ.
भगवन् ! ( मू० भगवत् )=હે ભગવાન્, હે નાથ !
पुरुष=પુરૂષ.
उत्तम=શ્રેષ્ઠ.
पुरुषोत्तमः=પુરૂષોમાં શ્રેષ્ઠ.
असि ( धा० अस् )=છે.

### પદ્યાર્થ

"કેટલાક દેવો નિર્દયતાથી ગ્રસ્ત ચિત્તવાળા છે અને અન્ય ઘણાખરા દેવો ખરેખર પ્રકાશમાન મદનના અત્યંત સંગને વશ છે (અર્થાત્ અતિશય કામાતુર છે); જ્યારે હે ભગવન્ ! પુરૂષોમાં શ્રેષ્ઠ એવો તુંજ સંસારરૂપ વૃક્ષના (રાગ અને દ્વેષ રૂપી) બીજના સંગથી સર્વદા મુક્ત છે."–૨૫

## સ્પષ્ટીકરણ

**રાગ અને દ્વેષની સત્તા—**

રાગ અને દ્વેષ એ ભવ-ભ્રમણના અનુપમ હેતુઓ છે. એ બેનો ક્ષય થતાં અર્થાત્ તેના ઉપર વિજય મેળવી વીતરાગ થતાં સંસારનો ઉચ્છેદ કરી શકાય છે. પરંતુ એ ધ્યાનમાં રાખવા જેવી હકીકત છે કે જેમ પ્રતિકૂળ ઉપસર્ગ સહન કરવા કરતાં અનુકૂળ ઉપસર્ગ સહન કરવામાં વિશેષ પરાક્રમની આવશ્યકતા રહેલી છે, તેમ દ્વેષ કરતાં રાગ ઉપર વિજય મેળવવામાં વિશેષ પુરૂષાર્થની જરૂર છે. આમાં પણ વળી કામ-રાગ અને સ્નેહ—રાગનું તો નિવારણ કરી શકાય, પરંતુ દૃષ્ટિ-રાગનું નિવારણ તો અતિશય દુષ્કર છે.

પ્રસ્તુતમાં આપણે કામ-રાગનો વિચાર કરીશું તો માલૂમ પડશે કે મદને મોટા મોટા દેવોનું પણ માન મોડ્યું છે. જેમકે ઇન્દ્રાણી જેવી સુન્દરીનો સ્વામી હોવા છતાં **ઇન્દ્ર ગૌતમ** ઋષિની પત્ની **અહલ્યા**માં આસક્ત થયો, **દક્ષ** રાજાની ૨૭ પુત્રીઓનો પતિ **ચન્દ્ર બૃહસ્પતિ**ની પત્ની **તારા**માં લુબ્ધ થયો, જગત્‌ના ઉત્પાદક તરીકે પ્રખ્યાત **બ્રહ્મા**એ પોતાની પુત્રી તરફ કુદૃષ્ટિ કરી, **વિષ્ણુ**એ અનેક ગોપીઓની સાથે અઘટિત આચરણ કર્યું, તૃતીય નેત્રમાંથી પ્રજ્વલિત થયેલા અગ્નિ વડે મદનને ભસ્મીભૂત કરનારા **મહાદેવ પાર્વતી**માં તેમજ **વિષ્ણુ**એ ધારણ કરેલા મોહિની સ્વરૂપમાં મુગ્ધ બન્યા ઇત્યાદિ. આવી હકીકત **પુરાણ** વિગેરેમાં નજરે પડે છે.

* * * *

**धौताष्टकर्मदलकश्मल ! निर्मलाय**
**ध्यानानलोद्ग्रथितदुर्ममतालताय ।**
**विश्वत्रय(यी)कृतगुणस्तुतिमङ्गलाय**
**तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥ २६ ॥**

### अन्वयः

( हे ) धौत-अष्टन्-कर्मन्-दल-कश्मल ! जिन ! निर्मलाय ध्यान-अनल-उद्-ग्रथित-दुर्-ममता-लताय विश्व-त्रयी-कृत-गुण-स्तुति-मङ्गलाय भव-उदधि-शोषणाय तुभ्यं नमः ।

### શબ્દાર્થ

धौत ( धा० धाव् )=પ્રક્ષાલન કરેલ, ધોઇ નાંખેલ.
अष्टन्=આઠ.
कर्मन्=કર્મ, પુદ્ગલવિશેષ.
दल=સમૂહ.
कश्मल=પાપ.
धौताष्टकर्मदलकश्मल !=ધોઇ નાંખ્યા છે આઠ કર્મના સમૂહરૂપ પાપને જેણે એવો ! ( સં० )
निर्मलाय ( मू० निर्मल )=નિર્મળ, સ્વચ્છ.
ध्यान=ધ્યાન.
अनल=અગ્નિ.
उद्ग्रथित ( धा० ग्रन्थ् )=છૂટી કરેલ.
दुर्=દુષ્ટતાવાચક શબ્દ.
ममता=મમત્વ, મારાપણું.
लता=વેલ.
ध्यानानलोद्ग्रथितदुर्ममतालताय=ધ્યાનરૂપ અગ્નિ વડે બાળી નાંખી છે દુષ્ટ મમતારૂપી લતાને જેણે એવાને.
विश्व=જગત્.

त्रयी=ત્રણનો સમૂહ.
कृत ( धा० कृ )=કરેલ.
गुण=ગુણ.
स्तुति=પ્રશંસા.
मङ्गल=કલ્યાણકારી.
विश्वत्रयीकृतगुणस्तुतिमङ्गलाय=ત્રૈલોક્યે કરી છે જેના ગુણોની સ્તુતિ એવા તથા કલ્યાણકારી એવાને.
तुभ्यं ( मू० युष्मद् )=તને.
नमस्=નમસ્કાર.
जिन ! ( मू० जिन )=હે વીતરાગ !
भव=સંસાર.
उदधि=સમુદ્ર.
शोषण=સૂકાવી નાંખવું તે.
आय=લાભ.
भवोदधिशोषणाय=( १ ) સંસાર-સમુદ્રના શોષણનો લાભ છે જેથી એવા ! ( સ० ); ( ૨ ) સંસાર-સાગરનું શોષણ કરનારાને.

## પદ્યાર્થ

" જેણે ( જ્ઞાનાવરણીયાદિક ) આઠ કર્મોના સમૂહરૂપ પાપનું પ્રક્ષાલન કર્યું છે એવા હે ( પરમેશ્વર ) ! હે તીર્થંકર ! નિર્મળ એવા તથા વળી જેણે ( શુભ ) ધ્યાનરૂપ અગ્નિ વડે દુષ્ટ મમતાને બાળી મૂકી છે એવા તેમજ જેના ગુણોની ત્રૈલોક્યે સ્તુતિ કરી છે એવા તથા કલ્યાણકારી તથા સંસાર-સાગરનું શોષણ કરનારા એવા તને નમસ્કાર ( હોજો )."—૨૬

*　　*　　*

सूक्ष्मेतरेषु च भवेषु निगोदजेषु
　　तिष्ठन्त्यनन्ततरकालमतीव दुःस्थाः ।
तैर्जन्तुभिर्बहुलकर्मवशाज्जिन ! त्वं
　　स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥ २७ ॥

## अन्वयः

( ये ) निगोद-जेषु सूक्ष्म-इतरेषु च भवेषु अनन्त-तर-कालं अतीव दुर्-स्थाः तिष्ठन्ति, तैः जन्तुभिः बहुल-कर्मन्-वशात् ( हे ) जिन ! त्वं स्वप्न-अन्तरे अपि न कदाचित् अपि ईक्षितः असि ।

## શબ્દાર્થ

सूक्ष्म=સૂક્ષ્મ.
इतर=ઇતર, અન્ય.
सूक्ष्मेतरेषु=સૂક્ષ્મ તેમજ ઇતર.
च=અને.
भवेषु ( मू० भव )=ભવોમાં.
निगोद=નિગોદ.
ज ( धा० जन् )=જન્મ.
निगोदजेषु=નિગોદને વિષે જન્મ છે જેમનો એવા.
तिष्ठन्ति ( धा० स्था )=રહે છે.
अनन्त=અનન્ત.
तर=અધિકતાવાચક પ્રત્યય.
काल=કાળ, સમય.
अनन्ततरकालं=અત્યંત અનન્ત કાળ.
अतीव=અતિશય.
दुःस्थाः=દુઃખે કરીને રહેનારા.
तैः ( मू० तद् )=તે.
जन्तुभिः ( मू० जन्तु )=જીવો વડે.
बहुल=અનેક.
कर्मन्=કર્મ.
वश=તાબેદાર.
बहुलकर्मवशात्=ઘણાં કર્મોને વશ હોવાથી.
जिन ! ( मू० जिन )=હે તીર્થંકર !
त्वं ( मू० युष्मद् )=તું.
स्वप्न=સ્વપ્ન.
अन्तर=મધ્ય.

स्वप्नान्तरे=સ્વપ્નાન્તરમાં.
अपि=પણ.
न=નહિ.
कदाचित्=કદાપિ, કોઇક વેળા.
ईक्षितः ( मू० ईक्षित )=જોવાયેલ.
असि ( धा० अस् )=તું છે.

પદ્યાર્થ

" જે ( જીવો ) નિગોદ-જન્ય તેમજ અન્ય સૂક્ષ્મ તથા બાદર ભવોને વિષે અત્યંત અનન્ત કાળ સુધી અતિશય દુઃખી રહે છે, તેમનાથી ( પોતાના ) ભારે કર્મને લીધે તું સ્વપ્નાન્તરમાં પણ કદાપિ જોવાયો નથી."—૨૭

સ્પષ્ટીકરણ

નિગોદ-વિચાર—

જૈન દર્શનમાં સંસારી જીવના જે એકેન્દ્રિયાદિક પાંચ વિભાગો પાડવામાં આવ્યા છે, તેમાંના ત્વચારૂપ એક ઇન્દ્રિયવાળા એકેન્દ્રિયના પૃથ્વી-કાય, અપ્-કાય, તેજસ્કાય, વાયુ-કાય અને [1]વનસ્પતિ-કાય એમ પાંચ અવાન્તર ભેદો છે. પ્રત્યેક વનસ્પતિ-કાય સિવાયના આ દરેકના બાદર ( સ્થૂલ ) અને સૂક્ષ્મ એમ પાછા બબ્બે ભેદો પડે છે. આમાંથી બાદર સાધારણ વનસ્પતિકાયના જીવોને 'બાદર નિગોદ' તરીકે અને સૂક્ષ્મ સાધારણ વનસ્પતિકાયના જીવોને 'સૂક્ષ્મ નિગોદ' એ નામથી ઓળખાવવામાં આવે છે. બાદર નિગોદ તેમજ સૂક્ષ્મ નિગોદમાં એકેક શરીરમાં અનન્તાનન્ત જીવો સમકાલે (સાથે) ઉત્પન્ન થાય છે, આહાર ગ્રહણ કરે છે, ઉચ્છ્વાસ-નિઃશ્વાસની ક્રિયા કરે છે અને મરણ પામે છે; આથી કરીને તો તેઓ 'અનન્તકાય' પણ કહેવાય છે.

' નિગોદ ' એ આવા જીવોના શરીરનુંજ નામ છે. આ વાત સુસ્પષ્ટ રીતે નીચેના શ્લોક ઉપરથી જોઇ શકાય છે, કેમકે તેમાં કહ્યું છે કે—

" [2]अनन्तानामसुमता-मेकसूक्ष्मनिगोदिनाम् ।
साधारणं शरीरं यत्, स 'निगोद' इति स्मृतः ॥"
—લોકપ્રકાશ, સ૦ ૪, શ્લો૦ ૩૩

આ વાતની કવીશ્વર શ્રીધનપાલકૃત ઋષભપંચાશિકાની ( ૩૩ મી ગાથાની ) શ્રીપ્રભાનન્દસૂરિકૃત વૃત્તિ પણ સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે આગમપ્રસિદ્ધ તેમજ ચૌદ રજ્જુ પ્રમાણક લોકમાં વર્તનારા અનન્ત જન્તુઓના આધારરૂપ એવા અસંખ્યેય શરીરો 'નિગોદ' કહેવાય છે.

આ શરીર એટલાં બધાં સૂક્ષ્મ છે કે તીક્ષ્ણમાં તીક્ષ્ણ શસ્ત્ર વડે તે છેદી શકાય તેમ નથી, મહાસાગરના જળ વડે પણ તેને ભીંજવી શકાય તેમ નથી કે જાજ્વલ્યમાન અગ્નિ વડે તેને ભસ્મીભૂત કરી શકાય તેમ નથી.

---

૧ વનસ્પતિકાયના પ્રત્યેક અને સાધારણ એમ બે ભેદો છે. આની માહિતી માટે જુઓ પૃ૦ ૧૩૯.
૨ જોકે આ ઉલ્લેખ સૂક્ષ્મ નિગોદને આશ્રીને છે, પરંતુ બાદર નિગોદ આશ્રીને પણ એ વાત ઘટી શકે છે.

વળી સૂક્ષ્મ નિગોદને જોવાને માટે ચર્મ-ચક્ષુ કે સૂક્ષ્મદર્શક યન્ત્ર કે કિરણ-વિશેષ ( *X-ray* ) કામ લાગે તેમ નથી. એ તો સર્વજ્ઞ-ગમ્ય છે. સર્વે સ્થાનો ( સમગ્ર લોકાકાશ ) આં જીવોથી ખીચોખીચ ભરેલ છે.[1] સમસ્ત વિશ્વમાં અરે સિદ્ધોના સ્થાનમાં પણ એટલુંજ નહિ પરંતુ તેમના આત્મ-પ્રદેશ ઉપર પણ આ જીવો વસે છે, એ ધ્યાનમાં લેવા જેવી હકીકત છે.

આ ઉપરથી જોઇ શકાય છે તેમ જ્યારે આ જીવોનો દેહ અતિસૂક્ષ્મ છે, તો પછી તેમને વેદનાનો સંભવ છે કે કેમ તે પ્રશ્ન હવે વિચારીએ. આનો શાસ્ત્રકારે ચોખ્ખા શબ્દમાં ઉત્તર આપતાં કહ્યું છે કે—

" [2]जं नरए नेरइआ, दुक्खं पावंति गोअमा ! तिक्खं ।
तं पुण निगोअजीवा, अणन्तगुणियं वियाणाहि ॥ "

અર્થાત્ હે ગૌતમ ! જે [3]તીવ્ર દુઃખ નારકીના જીવો નરકમાં પામે છે, તેના કરતાં અનન્તગણું ( અવ્યક્ત ) દુઃખ નિગોદના જીવો પામે છે એમ જાણ.

આ જીવોનું આયુષ્ય અંતર્મુહૂર્તનું છે એટલે કે ઓછામાં ઓછું નવ સમયનું અને વધારેમાં વધારે એક મુહૂર્તમાં એક સમય ઓછું એટલું છે. આ વાતની **જીવવિચારપ્રકરણ**ની નિમ્નલિખિત ૧૪ મી ગાથા સાક્ષી પૂરે છેઃ—

" [4]पॅत्तेयतरुं मुत्तुं, पंच वि पुढवाइणो सयललोए ।
सुहुमा हवंति नियमा, अंतमुहुत्ताउ अद्दिस्सा ॥ "

આવા જીવો પૈકી અનાદિ સૂક્ષ્મ નિગોદને 'અવ્યવહારરાશિ' કહેવામાં આવે છે. આ રાશિનો જેમણે એક વાર પણ ત્યાગ કર્યો છે તેઓ વ્યવહારરાશિમાં આવેલા ગણાયજ છે. પછી ભલે ને તેઓ અદૃશ્યાદિકની અપેક્ષાએ સૂક્ષ્મ નિગોદ જેવા સૂક્ષ્મ પૃથ્વીકાયાદિક તરીકે

---

૧ સરખાવો—

"एभिः सूक्ष्मनिगोदैश्च, निचितोऽस्त्यखिलोऽपि हि ।
लोकोऽञ्जनचूर्णपूर्ण-समुद्गवत् समन्ततः ॥"

—જીવાભિગમવૃત્તિ

અર્થાત્ અંજનના ચૂર્ણથી પૂર્ણ પેટીની જેમ સમગ્ર લોક ખરેખર આ સૂક્ષ્મ નિગોદોથી વ્યાપ્ત છે.

૨ છાયા—

यद् नारके नैरयिका दुःखं प्राप्नुवन्ति गौतम ! तीक्ष्णम् ।
तत् पुनर्निगोदजीवा अनन्तगुणितं विजानीहि ॥

૩ નરકના જીવોને જે ત્રાસદાયક દુઃખ સહન કરવું પડે છે, તેનો આબેહૂબ ચિતાર શાસ્ત્રકારે સૂત્રકૃતાંગ સૂત્રના પાંચમા અધ્યયનમાં ખડો કર્યો છે, જ્યારે આની સ્થૂલ રૂપરેખા તો મેં શ્રીચતુર્વિંશતિજિનાનન્દ-સ્તુતિના સ્પષ્ટીકરણ ( પૃ૦ ૧૧૮–૧૧૯ ) માં આલેખી છે.

૪ છાયા—

प्रत्येकतरुं मुक्त्वा पञ्चापि पृथिव्यादयः सकललोके ।
सूक्ष्मा भवन्ति नियमादन्तर्मुहूर्तायुषोऽदृश्याः ॥

ઉત્પન્ન થયા હોય અથવા તો ફરીથી ત્યાંથી મરીને કે અન્ય કોઇ બાદર પૃથ્વીકાયાદિક કે દ્વીન્દ્રિયાદિક તરીકે ઉત્પન્ન થઇ સૂક્ષ્મ નિગોદમાં ફરીથી ઉત્પન્ન થયા હોય.

**બાદર નિગોદ અને સૂક્ષ્મ નિગોદની ભિન્નતા—**

બાદર નિગોદ ચર્મચક્ષુવાળાને દૃશ્ય છે અર્થાત્ તેને આપણા જેવા જીવો જોઇ શકે છે, જ્યારે સૂક્ષ્મ નિગોદ સર્વજ્ઞ-ગમ્ય છે. બાદર નિગોદની વ્યવહાર-રાશિમાં ગણના થાય છે, જ્યારે (અનાદિ) સૂક્ષ્મ નિગોદની અવ્યવહાર-રાશિમાં ગણના થાય છે. બાદર નિગોદ તેમજ સૂક્ષ્મ નિગોદ એ બંને શરીરો અનન્ત જીવોના નિવાસ-સ્થાનરૂપ છે અને વળી કોઇ પણ કાળે મુક્તિએ ગયેલા જીવોની સંખ્યા વિષે વિચાર કરતાં તે બાદર અથવા સૂક્ષ્મ નિગોદના અનન્તમે ભાગે છે એમ કહેવાય છે, કેમકે નિગોદના જીવોની સંખ્યાનો આઠમા અનન્તમાં અંતર્ભાવ થાય છે અને સિદ્ધના જીવોની સંખ્યાનો તો પાંચમા અનન્તમાં અંતર્ભાવ થાય છે. છતાં પણ બાદર નિગોદ કરતાં સૂક્ષ્મ નિગોદની સંખ્યા અસંખ્યાતગણી છે. બાદર પૃથ્વીકાયાદિક ચતુષ્ટયમાં એક પર્યાપ્તની નિશ્રાએ અસંખ્યાત અપર્યાપ્ત જીવો છે અને સૂક્ષ્મ-પૃથ્વીકાયાદિક ચતુષ્ટયમાં એથી વિપરીત હકીકત છે, પરંતુ બાદર નિગોદ અને સૂક્ષ્મ નિગોદના સંબંધમાં કોઇ એવો વિશિષ્ટ ઉલ્લેખ મારા જોવામાં આવ્યો નથી.

વળી બાદર નિગોદ લોકના અસંખ્યાતા ભાગમાં છે, જ્યારે સૂક્ષ્મ નિગોદ તો ચૌદ રજ્જુ પ્રમાણાત્મક લોકમાં સર્વત્ર સમસ્ત આકાશ-પ્રદેશમાં છે. વિશેષમાં બાદર નિગોદની તેમજ સૂક્ષ્મ નિગોદની આયુષ્ય-સ્થિતિ કહો કે ભવ-સ્થિતિ કહો તે તો અંતર્મુહૂર્તની છે, જ્યારે તેની કાય-સ્થિતિ તો અનુક્રમે સીત્તેર કોડાકોડી સાગરોપમની અને અસંખ્ય ઉત્સર્પિણી-અવસર્પિણીની છે.

**અનન્ત કાળ—**

કાળ આદિ અને અન્તથી રહિત હોવાથી તેને 'અનન્ત' કહેવામાં આવે તેમાં કોઇને વાંધો હોઇ શકે નહિ. જૈન શાસ્ત્રમાં એને આઠમા અનન્ત તરીકે ઓળખાવવામાં આવે છે તે પણ વાત વાસ્તવિક જણાય છે, પરંતુ પ્રસ્તુતમાં જે કાળને અનન્ત તરીકે આ પદ્યમાં સૂચવ્યો છે તેનો જૈન શાસ્ત્રમાં જે અનન્તના મુખ્ય નવ પ્રકારો પાડેલા છે તે પૈકી કયા પ્રકાર તરીકે ઉલ્લેખ થઇ શકે એવો સહજ પ્રશ્ન ઉદ્ભવે છે. કિન્તુ આનો ઉત્તર હું આપી શકતો નહિ હોવાથી એ દૃષ્ટિએ આ પ્રશ્ન ન વિચારતાં અત્ર હું અન્ય દૃષ્ટિએ એ વિચારું છું.

---

૧ સૂક્ષ્મ નિગોદ સંબંધી વિશેષ માહિતી માટે જુઓ શ્રીઋષભ-પંચાશિકાની ૩૩મી ગાથાનું સ્પષ્ટીકરણ.

૨ બટાકા, કાંદા વિગેરે બાદર નિગોદ છે.

૩ આની માહિતી માટે જુઓ લોકપ્રકાશ ( સ૦ ૧, શ્લો૦ ૨૦૩).

૪ એકજ જાતિના શરીરમાં ફરી ફરીને લાગલાગટ ઉત્પન્ન થવામાં જેટલો કાળ વ્યતીત થાય તે 'કાય-સ્થિતિ' કહેવાય છે. જેમકે પૃથ્વી-કાયનો કોઇ જીવ આયુષ્ય પૂર્ણ થતાં વારંવાર પૃથ્વીકાયમાંજ ઉત્પન્ન થાય તો આ કાય આશ્રીને તેની સ્થિતિ તે પૃથ્વી-કાય-સ્થિતિ કહેવાય.

૫ આના સ્વરૂપ માટે જુઓ શ્રીદેવેન્દ્રસૂરિકૃત ચતુર્થ કર્મ-ગ્રન્થ ( ગા૦ ૭૧,૮૩-૮૬).

न विद्यतेऽन्तो यस्येति अनन्तः અર્થાત્ અવિદ્યમાન છે અન્ત જેનો એ અનન્ત શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. એકંદર રીતે ત્રણ પ્રકારના અનન્ત કલ્પી શકાય છે:—(૧) અનાદિ અનન્ત, (૨) સાદિ અનન્ત અને (૩) અનાદિ સાન્ત. આમાંથી અનાદિ-અનન્ત એ સૌથી મોટામાં મોટું અનન્ત છે; જ્યારે બીજા બે એકમેકથી અધિક, ન્યૂન કે સમાન પણ છે, કેમકે આ બંનેના અનન્ત પ્રકારો છે.

જે જીવો અનાદિ સૂક્ષ્મ-નિગોદને નામે ઓળખાતી અવ્યવહાર-રાશિમાંથી હજી સુધી કોઇ પણ વાર વ્યવહાર-રાશિમાં આવ્યાજ નથી અને હવે પછી પણ કદાપિ આવનાર નથી તેમની ત્યાંની સ્થિતિ અનાદિ-અનન્ત છે અર્થાત્ અનન્ત કાળની છે. પરંતુ આ પણ એક ભવ આશ્રીને તો નહિજ. અવ્યવહાર-રાશિમાંથી જે સમયે જીવો વ્યવહાર-રાશિમાં આવે છે તે સમયે જો તેની સ્થિતિ પૂર્વાવસ્થા આશ્રીને વિચાર કરવામાં આવે તો તેની નિગોદસ્થ સ્થિતિ અનાદિ-સાન્ત કહી શકાય છે અર્થાત્ આ પણ અનન્ત કાળની છે. પરંતુ તે ઉપર્યુક્ત જીવોની સ્થિતિથી ઓછી છે. સાદિ-અનન્ત સ્થિતિ વ્યવહાર-રાશિમાં આવેલા કોઇ સંસારી જીવની હોય તો તે સર્વે અભવ્યોની છે, પરંતુ તે પણ ગમે તે એક ભવ આશ્રીને તો નહિજ. એકજ રૂપે આવી સ્થિતિ તો શુદ્ધ પરમાત્માનીજ છે, કેમકે તેઓએ સંસારનો ઉચ્છેદ કરી સિદ્ધિ-શિલા પ્રતિ ગમન કર્યું ત્યાર પછી તેઓ ત્યાંજ નિવાસ કરીને રહ્યા છે અને રહેશે અર્થાત્ તેમની આ પંચમ ગતિને આશ્રીને વિચારવામાં આવતી સ્થિતિ સાદિ-અનન્ત છે.

આ ઉપરથી જોઇ શકાશે કે કોઇ પણ જીવની વ્યવહાર-રાશિ પૈકી કોઇ પણ ગતિમાં એકજ ભવ આશ્રીને અનન્તકાળ કે જેને આપણે સાદિ-અનન્ત તરીકે ઓળખાવી શકીએ તેવી સ્થિતિ નથીજ. વિશેષમાં સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી જીવને સંસારમાં વધારેમાં વધારે કેટલા વખત સુધી રહેવું પડે એના ઉત્તરમાં કિંચિત્ ન્યૂન અર્ધપુદ્ગલપરાવર્ત ' એવો જે ઉલ્લેખ શાસ્ત્રમાં દૃષ્ટિ-ગોચર થાય છે, તેને પણ અનંત કાળ તરીકે શાસ્ત્રકારો ઓળખાવે છે. પરંતુ ઉપર્યુક્ત જીવની આ સાંસારિક સ્થિતિ સાદિ-સાન્ત હોવાથી તેને અનન્ત કેમ કહેવાય એ જાણવું બાકી રહે છે. શું આવે સ્થળે અનન્ત શબ્દનો અર્થ ઘણોજ લાંબો કાળ એમ કરવામાં આવે તો ખોટું ગણાય !

આ ઉપરથી એ ફલિતાર્થ થાય છે કે અવ્યવહાર-રાશિનો ઉદ્દેશ કર્યા વિના કોઇ પણ જીવ સંસારમાં અનન્ત કાળ પરિભ્રમણ કરતો હોય તો તે અભવ્યજ છે. બાકી ભવ્ય જીવોની સાંસારિક સ્થિતિ વ્યવહાર-રાશિની અપેક્ષાએ તો સાદિ-સાન્તજ છે.

* * * *

चञ्चत्तमालदलकज्जलनीलभासि
नीरन्ध्रसन्तमसि दुष्कमवप्रक्लृप्ते( कल्पे ? )।
तस्मिन् विभाति वदनं परमं त्वदीयं
बिम्बं रवेरिव पयोधरपार्श्ववर्ति ॥ २८ ॥

### અન્વયઃ

तस्मिन् दुष्क्रम-वप्र-कल्पे चञ्चत्-तमाल-दल-कज्जल-नील-भासि निर्-रन्ध्र-सन्तमसि रवेः पयोधर-पार्श्व-वर्तिं बिम्बं इव त्वदीयं परमं वदनं विभाति ।

### શબ્દાર્થ

चञ्चत् ( ધા० चञ्च् )=હાલતું.
तमाल=તમાલ, એક જાતનું ઝાડ.
दल=( ૧ ) પત્ર; ( ૨ ) સમૂહ.
कज्जल=કાજળ.
नील=શ્યામ.
भास्=કાન્તિ.
चञ्चत्तमालदलकज्जलनीलभासि=હાલતા તમાલના દલ તેમજ કાજલના જેવી નીલ કાન્તિ છે જેની એવા.
निर्=અભાવસૂચક શબ્દ.
रन्ध्र=છિદ્ર.
सन्तमस्=ગાઢ અંધકાર.
नीरन्ध्रसन्तमसि=છિદ્ર વિનાના ગાઢ અંધકારને વિષે.
दुष्क्रम=દુઃખે કરીને આક્રમણ કરાય તેવું.
वप्र=ગઢ.
कल्प=સમાન.
दुष्क्रमवप्रकल्पे=દુઃખે કરીને આક્રમણ કરી શકાય તેવા ગઢના જેવા.
तस्मिन् ( મૂ० तद् )=તેને વિષે.
विभाति ( ધા० भा )=વિશેષ પ્રકાશે છે.
वदनं ( મૂ० वदन )=વદન, મુખ.
परमं ( મૂ० परम )=ઉત્તમ.
त्वदीयं ( મૂ० त्वदीय )=તારૂં.
बिम्बं ( મૂ० बिम्ब )=મણ્ડળ.
रवेः ( મૂ० रवि )=સૂર્યના.
इव=જેમ.
पयोधर=મેઘ.
पार्श्व=બાજુ.
वर्तिन्=રહેનાર.
पयोधरपार्श्ववर्तिं=મેઘની સમીપ રહેનાર.

### પદ્યાર્થ

"તે દુઃખે કરીને આક્રમણ કરી શકાય એવા ગઢના જેવા તથા વળી હાલતા તમાલના દલના તેમજ કાજલના જેવી નીલ કાન્તિવાળા એવા તેમજ છિદ્રરહિત એવા ગાઢ અંધકારમાં સૂર્યના મેઘની સમીપ રહેલા મણ્ડળની જેમ તારૂં ઉત્તમ મુખ અધિક શોભે છે."—૨૮

* * *

धर्मध्वजोपरि लसत्कनकस्य कुम्भं
त्वत्प्रातिहार्यजनितं सुजनाः समीक्ष्य ।
तुल्योपमां विदधतीति किदू( कदु ?)ग्रबिम्बं
तुङ्गोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥ २९ ॥

### અન્વયઃ

धर्म-ध्वज-उपरि लसत्-कनकस्य त्वत्-प्रातिहार्य-जनितं कुम्भं समीक्ष्य सु-जनाः तुङ्ग-उदय-अद्रि-शिरसि सहस्र-रश्मेः कत्-उग्र-बिम्बं इव इति तुल्य-उपमां विदधाति ।

### શબ્દાર્થ

धर्म=ધર્મ.
ध्वज=વાવટો.
उपरि=ઉપર.
धर्मध्वजोपरि=ધર્મ-ધ્વજના ઉપર.
लसत् ( ધા० लस् )=પ્રકાશતું.
कनक=સુવર્ણ, સોનું.
लसत्कनकस्य=પ્રકાશતા સોનાના.
कुम्भं ( મૂ० कुम्भ )=કુમ્ભને.

प्रातिहार्य=પ્રાતિહાર્ય.
जनित ( धा० जन् )=ઉત્પન્ન કરેલ.
त्वत्प्रातिहार्यजनितं=તારા પ્રાતિહાર્યથી ઉત્પન્ન થયેલ.
सुजनाः ( मू० सुजन )=સજ્જનો.
समीक्ष्य ( धा० ईक्ष् )=રૂડી રીતે જોઇને.
तुल्य=સમાન.
उपमा=ઉપમા.
तुल्योपमां=સમાન ઉપમાને.
विदधति ( धा० धा )=કરે છે.
इति=એમ.
कद् ( मू० कु)=કિંચિત્, અલ્પ.
उष्ण=ઉષ્ણ.
बिम्ब=મણ્ડળ.
कदुष्णबिम्बं=કિંચિત્ ઉષ્ણ મણ્ડળ.
तुङ्ग=ઉચ્ચ, ઊંચું.
उदय=ઉદય.
अद्रि=પર્વત.
शिरस्=મસ્તક, ટોચ.
तुङ्गोदयाद्रिशिरसि=ઊંચા ઉદયાચળના મસ્તક ઉપર.
इव=જેમ.
सहस्ररश्मेः=સૂર્યના.

## પદ્યાર્થ

"તારા પ્રાતિહાર્યથી ઉત્પન્ન થયેલ ધર્મ-ધ્વજ ઉપરના ચળકતા સુવર્ણના કુંભને રૂડી રીતે જોઇને સજ્જનો ઊંચા ઉદયાચળની ટોચ ઉપરના સૂર્યના કિંચિત્ ઉષ્ણ મણ્ડળની સાથે સરખામણી કરે છે."—૨૯

## સ્પષ્ટીકરણ

### પ્રાતિહાર્ય-પર્યાલોચન—

જિનેશ્વરની દેવરચિત વિભૂતિ તે પ્રાતિહાર્ય છે. આ વાતની તેનો વ્યુત્પત્તિ-અર્થ સાક્ષી પૂરે છે, કેમકે પ્રતિહાર ( પહેરેગીર )ની માફક જે વસ્તુઓને દેવો તીર્થંકર પાસે નિયમિત રીતે રજુ કરે તે 'પ્રાતિહાર્ય' કહેવાય છે. એકંદર રીતે ( ૧ ) અશોક વૃક્ષ, ( ૨ ) પુષ્પ-વૃષ્ટિ, ( ૩ ) દિવ્ય ધ્વનિ, ( ૪ ) ચામર, ( ૫ ) સિંહાસન, ( ૬ ) ભામણ્ડળ, ( ૭ ) દુન્દુભિ અને ( ૮ ) છત્ર એ આઠ પ્રાતિહાર્યો છે. આ વાતની વિચારસારની નિમ્ન-લિખિત ૪૬૧ મી ગાથા સાક્ષી પૂરે છે:—

> "[1]कंकिल्लि १ कुसुमवुट्ठी २ दिव्वझुणी ३ चामरा ४ ऽऽसणाइं ५ च ।
> भामंडल ६ भेरि ७ छत्तं ८ जयंति जिणपाडिहेराइं ॥"

આ તો શ્વેતામ્બર સમ્પ્રદાયની માન્યતા છે એમ નહિ, પરંતુ દિગમ્બર સમ્પ્રદાય પ્રમાણે પણ આજ આઠ પ્રાતિહાર્યો છે. એ વાતના સમર્થનમાં આદ્ય સ્તુતિકાર તાર્કિકશિરોમણિ સ્વામી સમન્તભદ્રાચાર્યકૃત જિનશતકનાં નીચે મુજબનાં ( અધિકપાદાભ્યાસ યમકથી અલંકૃત ) પાંચમા અને મુરજ બંધથી વિશિષ્ટ છઠ્ઠા એ બે પદ્યો રજુ કરવામાં આવે છે:—

> "नतपीलासनाशोक ! सुमनो-वर्षभासितः ।
> भामण्डलासनाशोक-[2]सुमनोवर्षभासितः ॥
> दिव्यध्वनिसितच्छत्र-चामरैर्दुन्दुभिस्वनैः ।
> दिव्यैर्विनिर्मितस्तोत्र-श्रमदर्दुरिभिर्जनैः ॥"

---

१ છાયા—

> वृक्षः कुसुमवृष्टिर्दिव्यध्वनिश्चामरमासनानि च ।
> भामण्डलं दुन्दुभिश्छत्रं जयन्ति जिनप्रातिहार्याणि ॥

२ 'सुमनोऽवर्षेना०' इत्यपि पुस्तके ।

અર્થાત્ હે પ્રણામ કરનારા ( જીવો )ની પીડાને દૂર કરનાર ! હે શોક રહિત ! તથા હે સુન્દર જ્ઞાનવાળા ઋષભ ( નાથ ) ! ( જ્યારે ) તું ( સમવસરણમાં ) બેઠો, ( ત્યારે ) ભામણ્ડળ, સિંહાસન, અશોક તથા પુષ્પ-વૃષ્ટિ વડે સુશોભિત એવો તું દિવ્ય ધ્વનિ, શ્વેત છત્ર અને ચામરો તેમજ દુન્દુભિના ધ્વનિઓએ કરીને સ્તોત્ર-રચનાના અભ્યાસ યુક્ત દર્દુર ( નામના વાદિત્ર )વાળા ( દેવો )થી ( અને અન્ય ) મનુષ્યોથી શોભી રહ્યો.

પ્રાતિહાર્યનાં અનેક મુનીશ્વરોએ વર્ણનો આપેલાં છે. તે પૈકી શ્રીનેમિચન્દ્રસૂરિકૃત **પ્રવચનસારોદ્ધાર** (દ્વા૦ ૩૯)ની શ્રી**સિદ્ધસેન**સૂરિકૃત ટીકામાં આઠે પ્રાતિહાર્યોનું ગદ્યમાં વર્ણન છે. પદ્યમાં પણ આનાં અનેક વર્ણનો છે. જેમકે, શ્રી**માનતુંગ**સૂરિકૃત **ભક્તામર**-સ્તોત્રના ૨૮ થી તે ૩૧ સુધીના પદ્યમાં અશોક વૃક્ષ, સિંહાસન, ચામર અને છત્ર એ ચારજ પ્રાતિહાર્યોનું વર્ણન નજરે પડે છે, જ્યારે તાર્કિક-ચક્ર-ચૂડામણિ આચાર્ય શ્રી**સિદ્ધસેનદિવાકર**કૃત **કલ્યાણમન્દિર**–સ્તોત્રમાં તો ૧૯થી ૨૬ પદ્ય સુધીમાં આઠે પ્રાતિહાર્યોનું આલંકારિક વર્ણન દૃષ્ટિ-ગોચર થાય છે. આ ઉપરાંત કલિકાલસર્વજ્ઞ શ્રી**હેમચન્દ્રાચાર્ય**કૃત **વીતરાગ-સ્તોત્ર**ના પંચમ પ્રકાશમાં પણ પ્રાતિહાર્યો વર્ણવેલાં છે. વળી [1]શ્રી**જિનસુન્દર**સૂરિકૃત શ્રી**સીમન્ધર**સ્વામિ-સ્તવન ( શ્લો૦ ૨–૯ )માં, શ્રી**જિનપ્રભ**સૂરિકૃત [2]શ્રી**વીરપંચ**કલ્યાણક સ્તવન ( શ્લો૦ ૧૯–૨૬ )માં, શ્રી**જ્ઞાનસાગર**સૂરિકૃત શ્રી**પાર્શ્વ**જિન-સ્તવન ( શ્લો૦ ૭–૧૪ )માં, શ્રી**વિબુધમણ્ડન** મુનીશ્વરના શિષ્ય પં. શ્રી**સહજમણ્ડન**ગણિકૃત શ્રી**સીમન્ધર**સ્વામિ-સ્તોત્ર ( શ્લો૦ ૬–૧૩ )માં પણ આઠે પ્રાતિહાર્યોનું પદ્યાત્મક વર્ણન છે. પરંતુ આમાંનાં ઘણાંખરાં વર્ણનો જૈન સમાજમાં સુપ્રસિદ્ધ હોવાથી તેમજ જે જે પુસ્તકોમાં તે મુદ્રિત થયાં છે તે સુલભ્ય હોવાથી અત્ર મોટે ભાગે અપ્રસિદ્ધ એવાં બે વર્ણનો ભાષાન્તર સહિત આપવામાં આવે છે. તેમાં પ્રથમ વર્ણન તો પૂર્વમુનીશ્વરકૃત વિવિધ છંદોમાં રચેલા એવા ૩૨ પદ્યવાળા **સોપારક**-સ્તવનના નિમ્નલિખિત ૧૨માથી તે ૧૯મા સુધીનાં પદ્યો દ્વારા જોઇ લઇએ.

त्वच्चैत्याद्भुतपादपस्य चरितं वृन्दारुदेवासुर–
श्रेणीमानवतिर्यगातपभरप्रध्वंसरूपं प्रभो ! ।
श्रुत्वा किं तरवोऽधुनापि कदलीसन्नालिकेर्यादयः
पार्श्वे ते प्रथयन्ति सङ्घजनतापापापनोदं सदा ? ॥ १२ ॥
—[3]शार्दूलविक्रीडितम्

અર્થાત્ હે નાથ ! વન્દનશીલ સુર અને અસુરની શ્રેણિના તથા મનુષ્યો અને તિર્યંચોના સંતાપના સમૂહનો સર્વથા નાશ કરનારું એવું તારા ચૈત્યના આશ્ચર્યકારી વૃક્ષનું ચરિત્ર સાંભળીને શું

૧ જુઓ શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાલાનો નવમો અંક—શ્રીજૈનસ્તોત્ર સંગ્રહનો દ્વિતીય ભાગ ( પૃ૦ ૨૫–૨૬ ).

૨ જુઓ પ્રકરણરત્નાકરનો દ્વિતીય ભાગ ( પૃ૦ ૨૫૦ ).

३ सूर्याश्वैर्यदि मस्सजौ सततगाः शार्दूलविक्रीडितम् ।

હમણા પણ કેળ તથા સુંદર નાળિયેરી વગેરે વૃક્ષો તારી પાસે સંઘજનોના સંતાપને દૂર કરવાના કાર્યને સર્વદા પ્રસિદ્ધ કરે છે !

चम्पकाशोककुन्दादयः पादपा, नाथ ! नाकिप्रमुक्तप्रसूनावलिम् ।
वीक्ष्य किं पुष्पवृष्टिं वितन्वन्ति ते, सर्वतः सारसौरभ्यविभ्राजिताम् ? ॥ १३ ॥
—स्रग्विणी[1]

અર્થાત્ હે સ્વામિન્ ! દેવોએ છોડેલી (વરસાવેલી) કુસુમોની શ્રેણિને જોઇને શું ચમ્પક, અશોક, કુન્દ પ્રમુખ તરૂઓ તારી ચારે બાજુએ ઉત્તમ સુગન્ધથી વિશેષતઃ દીપતી એવી પુષ્પ-વૃષ્ટિ વિસ્તારે છે ?

चैत्याद्भुतप्रतिरवं तव सेवनाविधौ, सम्प्राप्तनिर्जरनरादिकशब्दसम्भवम् ।
श्रुत्वेति तर्कमनिशं रचयन्ति केऽप्यहो, स्वामी किमेष वदति स्फुटसर्वभाषया ॥ १४ ॥
—मृदङ्गकम्[2]

અર્થાત્ (હે નાથ !) તારી સેવા કરવાને માટે એકઠા થયેલા દેવ, (દાનવ,) માનવ વગેરેના શબ્દથી ઉત્પન્ન થયેલા ચૈત્યના અદ્ભુત પ્રતિધ્વનિને સાંભળીને શું (આપ) સ્વામી સ્પષ્ટ તેમજ સર્વ ભાષામાં બોલો છોજ એવો તર્ક કેટલાક અહો સર્વદા કરે છે.

यदर्चा दरीदृश्यते श्वेतवर्णा, विभो ! तावकीनाऽपि हेमाङ्गकान्ते ! ।
मृगाङ्कोज्ज्वलानां महाचामराणां, प्रभामण्डलं केवलं तत्र हेतुः ॥ १५ ॥
—भुजङ्गप्रयातम्[3]

અર્થાત્ હે સુવર્ણસમાન દેહની દ્યુતિવાળા (દેવાધિદેવ !) હે નાથ ! તારી (પીતવર્ણી) મૂર્તિ પણ શ્વેતવર્ણવાળી વારંવાર દેખાય છે તેમાં ચન્દ્ર જેવા ઉજ્જ્વળ મોટા ચામરોના તેજનું મણ્ડળજ કારણ છે.

तव जिनेन्द्र ! मृगाधिपविष्टरं, मणिमयं त्रिदशैर्विहितं यदा ।
इह तदा जलधिः किल भक्तितो, निजवसून्यपि दातुमुपाययौ ॥ १६ ॥
—द्रुतविलम्बितम्[4]

અર્થાત્ હે જિનેશ્વર ! જ્યારે દેવોએ તારા સિંહાસનને મણિમય બનાવ્યું, ત્યારે રત્નાકર (સમુદ્ર) ખરેખર ભક્તિથી (પ્રેરાઇને) પોતાનાં રત્નોને પણ અર્પણ કરવાને અત્રે આવ્યો.

दिवसोद्गमे च तव पृष्ठि(?)गतं, रविमण्डलं जिनपते ! विमलम् ।
अधुनाऽपि मुग्धमनुजेष्वनिशं, द्युतिमण्डलभ्रममिहातनुते ॥ १७ ॥—प्रमिताक्षरा[5]

અર્થાત્ વળી હે જિનપતિ ! દિવસના ઉદયમાં (એટલે કે પ્રભાત સમયે) તારી પાછળ રહેલું નિર્મળ સૂર્ય-મણ્ડળ હમણા પણ મુગ્ધ મનુષ્યોને વિષે ભામણ્ડળના ભ્રમને સર્વદા અત્ર ફેલાવે છે.

---

१ रैश्चतुर्भिर्युता स्रग्विणी सम्मता । २ प्रोक्तं मृदङ्गकमिदं तभजा जरौ यदा । ३ भुजङ्गप्रयातं चतुर्भिर्यकारैः । ४ द्रुतविलम्बितमाह नभौ भरौ । ५ प्रमिताक्षरा सजससैः कथिता ।

वलानकस्थैरधुनाऽपि मानवैः, समुद्रकल्लोलसमुद्भवं रवम् ।
निशम्य शङ्का क्रियते जगद्विभो ! परिस्फुरद्दुन्दुभिनादसम्भवा ॥१८॥—[1]वंशस्थविलम्

અર્થાત્ હે જગન્નાથ ! બલાનકમાં રહેલા મનુષ્યો અત્યારે પણ સમુદ્રના કલ્લોલોથી ઉત્પન્ન થતા અવાજને સાંભળીને દેદીપ્યમાન દુન્દુભિના નાદને લગતી શંકા કરે છે.

जिनेन्द्र ! विश्वत्रयवत्सलत्वात्, किल त्वया दूरितदण्डमीश ! ।
त्रिमण्डपस्य च्छलतः पवित्रं, तवातपत्रत्रितयं चकास्ति ॥ १९ ॥—[2]उपेन्द्रवज्रा

અર્થાત્ હે જિનરાજ ! હે ઈશ્વર ! ખરેખર ત્રૈલોક્યની વત્સલતાને લીધે તારા વડે દૂર કરાયેલા ( માનસિક, વાચિક અને કાયિક એ ) ત્રણ દણ્ડ તારા ત્રણ મણ્ડપના ત્રણ પવિત્ર છત્રના મિષથી શોભે છે.

આ પ્રમાણે આ પ્રાતિહાર્ય-સ્તવન અનુવાદ સહિત આપણે જોયું. સાથે સાથે [3]શ્રી**જિનપ્રભ**-સૂરિકૃત બે ચરણોની સમાનતારૂપ યમકથી અલંકૃત પ્રાતિહાર્ય-સ્તવન સાનુવાદ જોઇ લઇએ.

**श्रीजिनप्रभसूरिसूत्रितं**

## ॥ श्रीपार्श्वनाथप्रातिहार्यस्तवनम् ॥

( [4]रथोद्धताच्छन्दसि निबद्धम् )

त्वां विनुत्य महिमश्रिया महं, पन्नगाङ्क ! मठदर्पकोपिणम् ।
स्वां पुनामि किमपीन ! रक्षिता-पन्न ! गां कमठदर्पकोपिणम् ॥ १ ॥

અર્થાત્—હે સર્પના લાંછનવાળા ( પાર્શ્વનાથ ! ) જેણે દુઃખી પ્રાણીઓનું રક્ષણ કર્યું છે એવા ( દેવાધિદેવ ! ) હે નાથ ! મહિમારૂપ લક્ષ્મી વડે ઉત્સવરૂપ તથા મઠ (વાસી)ના અહંકારને દહન કરનારા અને કમઠ (નામના તાપસ)ના ગર્વને ઉતારનારા એવા તને વિશેષતઃ સ્તવીને હું પોતાની વાણીને કંઇક પવિત્ર કરૂં છું.—૧

---

१ वदन्ति वंशस्थविलं जतौ जरौ । २ उपेन्द्रवज्रा जतजास्ततो गौ ।

૩ શ્રી**જિનસિંહ**સૂરિના શિષ્ય અને તપાગચ્છીય શ્રી**સોમતિલક**સૂરિના સમકાલીન એવા આ આચાર્ય શ્રી-**જિનપ્રભ**સૂરિ વિક્રમની ચૌદમી શતાબ્દીમાં થઇ ગયા છે. તેઓ દરરોજ નવાં નવાં સ્તોત્રો રચતાં હતાં. નિરવદ્ય આહાર-ગ્રહણ કરવારૂપ અભિગ્રહધારી તેમજ **પદ્માવતી** દેવીના પ્રત્યક્ષ દર્શન કરનારા એવા આ આચાર્યે યમક, શ્લેષ અને ચિત્રમય સાતસે કાવ્યો પોતાના નામથી અંકિત શિષ્યાદિકના પઠનાર્થે રચી શ્રી**સોમતિલક**સૂરિને સાદર સમર્પણ કર્યાં હતાં. અત્યારે તો આ પૈકી સો કાવ્યો પણ ઉપલબ્ધ નથી એ મહાખેદની વાત છે. એમના જીવન-વૃત્તાન્ત સંબંધી અત્ર હું ઉલ્લેખ કરતો નથી કેમકે તેનાં સાધનો હું હજી એકત્રિત કરી રહ્યો છું અને તે હવે પછી પ્રસિદ્ધ કરવા આશા રાખું છું.

४ " रात् परैर्नरलगौ रथोद्धता "

को नु रंज्यति न देशनौकसि, द्रागशोकतरुणा विभासिते ?।
हेमरत्नरुचिभिः क्षितोल्लसद्-रागशोक ! तरुणाविभासि ते ॥ २ ॥

અર્થાત્—ઉલ્લાસ પામતા રાગ અને શોકનો જેણે નાશ કર્યો છે એવા હે ( નાથ ) ! સુવર્ણ અને રત્નની પ્રભા વડે તરૂણ (મધ્યાહ્ન કાળના) સૂર્યની જેમ ચારે તરફ શોભતા એવા તેમજ અશોક વૃક્ષ વડે વિશેષતઃ દીપતા એવા ( તારા ) દેશનાસ્થાન (સમવસરણ)માં કોણ ખરેખર શીઘ્ર ખુશી થતો નથી ?—૨

देहदीधितितिरस्कृतोदयत्-सौरभाः सुमनसः सदानवाः ।
देशनाभुवि किरन्ति ते स्फुरत्-सौरभाः सुमनसः सदा नवाः ॥ २ ॥

અર્થાત્—( પોતાના ) શરીરની કાન્તિ વડે જેમણે ઉદય પામતા સૂર્યની પ્રભાનો તિરસ્કાર કર્યો છે એવા દેવો તથા દાનવો તારા દેશના-સ્થળમાં સ્ફુરાયમાન સુગન્ધવાળાં તેમજ સર્વદા નવીન ( તાજાં ) પુષ્પોને વેરે છે.—૩

तादृशश्रवणतस्तवोत्तमा-कारकाय ! वरदेशनाध्वनेः ।
प्रस्थितः क इव पाप्मनां निरा-कारकाय वरदेश ! ना ध्वनेः ॥ ४ ॥

અર્થાત્—હે ઉત્તમ આકારવાળા દેહવાળા ( નાથ ) ! હે શાન્ત ચિત્તવાળા ( પ્રભુ ) ! હે સ્વામી ! જેનો દેશનાનો ધ્વનિ સુન્દર છે એવા તારા ધ્વનિનું તેવા પ્રકારનું ( એટલે કે બહુમાન પૂર્વક ) શ્રવણ કરવાથી પાપોના નિવારણ માટે આગળ વધતો મનુષ્ય કેવો છે ?—૪

नाकिनायकयुगेन सादरं, चामरैर्विशदभाग ! वीज्यसे ।
त्वं न कैर्भवसुखाय मुक्तये, चामरैर्विशदभागवीज्यसे ? ॥ ५ ॥

અર્થાત્—જેના ભાગ ( દેહના અવયવો ) નિર્મળ છે એવા હે ( નાથ ! ) બે દેવેન્દ્રો ( આપની બે બાજુએ ઊભા રહીને આપને ) ચામરો વડે સાદર વીંજે છે. નિર્મળ કાન્તિવાળી વાણીવાળા તને ક્યા દેવો સંસારના સુખ માટે તેમજ મોક્ષ માટે પૂજતા નથી ?—૫

वीक्षितुर्नयनयोर्निराकृता-शंस ! भासुरमणीप(य ?)भावतः ।
आतनोति कृतसिंहविष्टरं, शं सभासु रमणीप(य ?)भावतः ॥ ६ ॥

અર્થાત્—જેણે આશંસાનું નિરાકરણ કર્યું છે એવા હે ( નાથ ) ! દેદીપ્યમાન મણિના જેવી કાન્તિવાળા એવા તારા પ્રતિના મનોહર ભાવથી ( સુરોએ ) રચેલું સિંહાસન ( સમવસરણની ) પર્ષદાઓમાં ( બેઠેલા ) પ્રેક્ષકના નેત્રના સુખનો વિસ્તાર કરે છે.—૬

द्रष्टुरर्पयति कीर्तिशुभ्रिता-शान्त ! भावलयमेयमोहदम् ।
दीप्यमानमनुमौलि तावकं, शान्तभावलयमर्यमोहदम् ॥ ७ ॥

અર્થાત્—કીર્તિ વડે જેણે દિગન્તને ઉજ્જ્વળ બનાવેલ છે એવા હે ( નાથ ) ! (તારા) મસ્તક ( અથવા મુકુટ )ને અનુસરીને દીપતું એવું તથા વળી આર્ય જનોને મોહ ઉત્પન્ન કરતું તથા સૂર્યના તર્કને ઉત્પન્ન કરનારું એવું તારું ભામણ્ડળ જોનારાને શાન્ત ભવમાં લીન બનાવે છે.—૭

व्योम्नि गर्जिनिनदः पुरस्तवा-मानवैरि(र ?)मुदिरो महर्षिभिः ।
कैर्न दुन्दुभिरवः श्रुतस्तनौ, मानवैरि(र ?)मुदि रोमहर्षिभिः ? ॥ ८ ॥

અર્થાત્—હે માન અને શત્રુતાથી રહિત ( નાથ ) ! તારી આગળ આકાશમાં ગર્જારવ કરતા દુન્દુભિના નાદરૂપી મેઘને દેહને વિષે રોમાંચિત થયેલા કયા મહર્ષિઓએ સાંભળ્યો નથી તેમજ કયા મનુષ્યોએ તેનું અનુમોદન કર્યું નથી ?—૮

शेमुषीषु कुपथानि मौक्तिक-न्यासहृद्यरुचितानि चायितुः ।
त्रीणि ते जिन ! शितोष्णवारणा-न्यासहृद्यरुचितानि चायितुः ॥ ९ ॥

અર્થાત્—હે જિનેશ્વર ! મોતીના સ્થાપન વડે મનોહર તેમજ શોભતાં એવાં તારાં ત્રણ તીક્ષ્ણ છત્રો, જાણનારા આસ્તિક જનના હૃદયમાં અપ્રિય થઇ પડેલાં પરંતુ માનના અભિલાષીની બુદ્ધિઓમાં રહેલા કુમાર્ગો છે.—૯

प्रातिहार्यमहिमालयस्तवः श्रीजिनप्रभविति* स्तुतो मया ।
पार्श्व ! कामितफलाय कल्पतां कल्पपादप इवैष नेमुषाम् ॥ १० ॥

અર્થાત્—હે શ્રીજિનેશ્વર **પાર્શ્વ**( નાથ ) ! આ પ્રમાણે મારા વડે સ્તુતિ કરાયેલું આ પ્રાતિહાર્યના પ્રભાવના સ્થાનરૂપ સ્તોત્ર ( તને ) પ્રણામ કરનારાઓનાં વાંછિત ફળોને ( અર્પણ કરવામાં ) કલ્પવૃક્ષ જેવું થાઓ.

* * * *

यस्मिन् गृहे सुकृतिनः कुरुषे निरीहः
सत्पारणं भवमहोदधितारणात्(णं ?) त्वम् ।
कुर्वन्ति दैवतगणाः कनकस्य वृष्टि-
मुच्चैस्तटं सुरगिरेरिव शातकौम्भम् ॥ ३० ॥

**अन्वयः**

यस्मिन् गृहे निर्-ईहः त्वं भव-महत्-उदधि-तारणं सत्-पारणं कुरुषे, (तत्र) सुकृतिनः दैवत-गणाः सुर-गिरेः शातकौम्भं उच्चैः तटं इव कनकस्य वृष्टिं कुर्वन्ति ।

**શબ્દાર્થ**

यस्मिन् ( मू० यद् )=જે.
गृहे ( मू० गृह )=ગૃહમાં.
सुकृतिनः ( मू० सुकृतिन् )=(१) પુણ્યશાળીઓ; (२) પુણ્યશાળીના.
कुरुषे ( धा० कृ )=કરે છે.
निरीहः ( मू० निरीह )=ઇચ્છા વિનાનો.
सत्=સુંદર.
पारण=પારણક, પારણું.
सत्पारणं=સુંદર પારણું.
भव=સંસાર.
महत्=મોટો.
उदधि=સાગર.

* આ પદ દ્વારા કવિરાજે પોતાના નામનો નિર્દેશ કર્યો છે.

तारण=તારનાર.
भवमहोदधितारणात्(णं)=સંસારરૂપી મહાસાગરથી તારનાર.
त्वं ( मू० युष्मद् )=તું.
कुर्वन्ति ( धा० कृ )=કરે છે.
दैवत=દેવ, સુર.
गण=સમૂહ.
दैवतगणाः=સુરોના સમૂહો.
कनकस्य ( मू० कनक )=સુવર્ણની.
वृष्टिं ( मू० वृष्टि )=વૃષ્ટિને.
उच्चैः=ઊંચું.
तटं ( मू० तट )=તટ.
सुर=દેવ.
गिरि=પર્વત.
सुरगिरेः=દેવોના પર્વતના, મેરૂના.
इव=જેમ.
शातकौम्भं ( शातकौम्भ )=સુવર્ણના, સોનાના.

## પદ્યાર્થ

"જેને ઘેર ઇચ્છા વિનાનો એવો તું ભવરૂપી મહાસાગરથી તારનારૂં સુન્દર પારણું કરે છે, ત્યાં પુણ્યશાળી સુરોના સમૂહો સુર-ગિરિના સુવર્ણમય ઉચ્ચ તટની જેમ સુવર્ણની વૃષ્ટિ કરે છે." —૩૦

## સ્પષ્ટીકરણ

**પારણક-પરામર્શ—**

દીક્ષા ગ્રહણ કર્યાં પછી શ્રીપાર્શ્વનાથે પ્રથમ પારણું શ્રીઋષભનાથ સિવાયના અન્ય તીર્થંકરોની જેમ પરમાન્નથી તેમજ બીજે દિવસે કર્યું હતું એ વાતની નિમ્ન-લિખિત ગાથાઓ સાક્ષી પૂરે છે:—

"[1]संवच्छरेण भिक्खा, लद्धा उसमेण लोगनाहेण ।
सेसेहि बीयदिवसे, लद्धाओ पढमभिक्खाओ ॥
उसभस्स उ पारणए, इक्खुरसो आसि लोगनाहस्स ।
सेसाणं परमन्नं, अमयरसरसोवमं आसी ॥"

—આવશ્યક-નિર્યુક્તિ ગા૦ ૩૧૯-૩૨૦

તીર્થંકર જ્યારે પ્રથમ પારણું કરે, ત્યારે દેવતાઓ દાન દેનારના ઘરમાં કનકાદિકની વૃષ્ટિ કરે છે. અર્થાત્ જે ગૃહસ્થ તીર્થંકરને ઉચ્ચ ભાવનાપૂર્વક પારણું કરાવે, તેને ત્યાં દેવો (૧) વસુધારાની વૃષ્ટિ, (૨) પાંચ વર્ણનાં પુષ્પની વૃષ્ટિ, (૩) વસ્ત્રોત્ક્ષેપ, (૪) દુન્દુભિ-નાદ અને (૫) અંતરિક્ષમાં રહીને અહો દાન અહો દાન એવી ઉદ્ઘોષણા એ પાંચ દિવ્યો પ્રકટ કરે છે. આ વાતની **ભગવતી-**સૂત્રના પંદરમા શતકના પ્રથમ ઉદ્દેશના તૃતીય સૂત્ર (પત્રાંક ૬૬૧)નો નિમ્ન-લિખિત પાઠ સાક્ષી પૂરે છે:—

"[2]इमाइं पंच दिव्वाइं पाउब्भूयाइं, तंजहा—वसुधारा वुट्ठा १ दसद्धवन्ने कुसुमे निवातिए

---

१ छाया—

संवत्सरेण भिक्षा लब्धा ऋषभेण लोकनाथेन ।
शेषैर्द्वितीयदिवसे लब्धाः प्रथमभिक्षाः ॥
ऋषभस्य तु पारणके इक्षुरसः आसीत् लोकनाथस्य ।
शेषाणां परमान्नं अमृतरसरसोपमं आसीत् ॥

२ छाया—

इमानि पञ्च दिव्यानि प्रादुर्भूतानि, तद्यथा—वसुधारा वृष्टा दशार्धवर्णानि कुसुमानि निपतितानि चेलोत्क्षेपः कृतः आहता

२ चेलुक्खेवे कए ३ आहयाओ देवदुंदुभीओ ४ अंतरावि य णं आगासे अहो दाणे अहो दाणेत्ति घुट्ठे ५"

ઉપાધ્યાય શ્રીવિનયવિજયકૃત સુબોધિકા ( કલ્પસૂત્રની વૃત્તિ )માં તો પાંચ દિવ્યોના સંબંધમાં આથી જૂદો ઉલ્લેખ જણાય છે, એ વાત તેના છઠ્ઠા વ્યાખ્યાનના પ્રારંભમાંના નીચેના પાઠ ઉપરથી સિદ્ધ થાય છેઃ—

"प्रथमपारणां गृहस्थपात्रे परमान्नेन चकार, तदा च चेलोत्क्षेपः १ गन्धोदकवृष्टिः २ दुन्दुभिनादः ३ अहो दानमहो दानमित्युद्घोपणा ४ वसुधारावृष्टिश्चेति पञ्च दिव्यानि प्रादुर्भूतानि ।"

અર્થાત્ અત્ર પુષ્પ-વૃષ્ટિને બદલે સુગંધી જળની વૃષ્ટિનો ઉલ્લેખ છે એ ભિન્નતા છે.[1] પરંતુ આ બે વૃષ્ટિનો એક બીજા સાથે ઘણો ગાઢ સંબંધ હોવાથી ગમે તે એકનો ઉલ્લેખ કરવામાં આવતો હશે એમ નીચે મુજબની સત્તરિસયઠાણ પ્રકરણની ૧૯૭ મી ગાથા (દ્વાર ૭૮) ઉપરથી ભાસે છેઃ—

"पण दिव्वा जलकुसुमाण वुट्ठी वसुहार चेलउक्खेवो ।
दुंदुहिझुणी सुराणं अहो सुदाणं ति घोसणया ॥"
[ पञ्च दिव्यानि जलकुसुमानां वृष्टिः वसुधारा चेलोत्क्षेपः ।
दुन्दुभिध्वनिः सुराणां अहो सुदानं इति घोषणका ॥ ]

આ પાંચ દિવ્યો પૈકી વસુધારાની વૃષ્ટિના સંબંધમાં એ વિશેષતા છે કે તે વધારેમાં વધારે સાડા બાર કરોડની અને ઓછામાં ઓછા સાડા બાર લાખની હોય છે. આના સમર્થનમાં શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત વિચારસાર-પ્રકરણની નીચે મુજબની ૧૩૭ મી ગાથા રજુ કરવામાં આવે છેઃ—

"अद्धत्तेरसकोडी, उक्कोसा तत्थ होइ वसुहारा ।
अद्धत्तेरसलक्खा, जहन्नया होइ वसुहारा ॥"

---

देवदुन्दुभयः अन्तराऽपि चाकाशे अहो दानं अहो दानं इति घोषितम् ।

१ આવી ભિન્નતા 'શ્રીભક્તામર-સ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્ય-સંગ્રહ'ના પ્રથમ વિભાગના ૭૮ મા પૃષ્ઠમાંની ટીપમાં મેં દુન્દુભિનાદ, રત્નની વૃષ્ટિ, પુષ્પ-વૃષ્ટિ, ગંધોદક વૃષ્ટિ અને વસ્ત્રોત્ક્ષેપ એમ જે પાંચ દિવ્યો ગણાવ્યાં છે તેમાં પણ છે, પરંતુ તે ઉલ્લેખ મેં ત્રિશષ્ટિશલાકાપુરુષચરિત્રના પ્રથમ પર્વના તૃતીય સર્ગમાંના નીચે મુજબના ૨૯૬માથી ૩૦૦ મા શ્લોક સુધીના આધારે કર્યો છે.

"दिवि दुन्दुभयो नेदुः, प्रतिनादोन्मदिष्णवः ।
श्रेयांसश्रेयसां ख्याति–करा वैतालिका इव ॥
रत्नवृष्टिरभूच्छ्रेयां–सौकसि त्रिदिवौकसाम् ।
सममानन्दसम्भूत–जननेत्राश्रुवृष्टिभिः ॥
दिवो देवाः पञ्चवर्ण–पुष्पवृष्टिं वितेनिरे ।
पृथ्वीं पूजयितुमिव, स्वामिपादपवित्रिताम् ॥
सर्वामरद्रुकुसुम–निस्यन्दैरिव सञ्चितैः ।
चक्रुर्गन्धाम्बुभिर्वृष्टिं, त्रिविष्टपसदस्तदा ॥
विदधानो दिवं दीप्यद्–विचित्राभ्रमयीमिव ।
चेलोत्क्षेपः सुरनरै–श्चक्रे चामरसोदरः ॥"

[ अर्धत्रयोदशकोटी उत्कृष्टा तत्र भवति वसुधारा ।
अर्धत्रयोदशलक्षा जघन्या भवति वसुधारा ॥ ]

વિશેષમાં આ વાતને પુષ્ટિ આપતા તેમજ શ્રીપાર્શ્વનાથે કરેલા પ્રથમ પારણકના સમયે પ્રકટ થયેલાં પાંચ દિવ્યો ઉપર પ્રકાશ પાડતા શ્રીહેમવિજયગણિકૃત શ્રીપાર્શ્વનાથચરિત્રના પાંચમા સર્ગના નીચે મુજબના શ્લોકો રજુ કરવામાં આવે તો અસ્થાને નહિ ગણાય.

"अहो दानमिति स्पष्टोद्–घोषणा खे समुद्ययौ ।
दिवि दुन्दुभयोर्नेदु–र्द्युसद्भिस्ताडितास्तदा ॥ १६० ॥
अर्धाधिका द्वादशासु, काञ्चनानां च कोटयः ।
अर्हद्दानैकसन्तुष्टैः, सुरैस्तत्र वितेनिरे ॥ १६१ ॥
गन्धोदकानि भूरीणि, भूरीणि कुसुमानि च ।
वासांसि देवदूष्याणि, ववृषुस्तत्र नाकिनः ॥ १६२ ॥"

* * * *

अत्युज्ज्वलं तव यशः प्रथितं त्रिलोक्यां
शेषार्णवेन्दुमिषतः कृतरूपभेदम् ।
पातालमर्त्यदिवि सञ्चरते यथेष्टं
प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम् ॥ २१ ॥

अन्वयः

त्रिलोक्यां प्रथितं शेष-अर्णव-इन्दु-मिषतः कृत-रूप-भेदं त्रिजगतः परमेश्वरत्वं प्रख्यापयत् तव अति-उज्ज्वलं यशः पाताल-मर्त्य-दिवि यथा-इष्टं सञ्चरते ।

શબ્દાર્થ

अति=અતિશય.
उज्ज्वल=ઉજ્જ્વળ.
अत्युज्ज्वलं=અતિશય ઉજ્જ્વળ.
तव ( मू० युष्मद् )=તારી.
यशः ( मू० यशस् )=યશ, કીર્તિ.
प्रथितं ( मू० प्रथित )=પ્રસિદ્ધ થયેલ.
त्रिलोक्यां ( मू० त्रिलोकी )=ત્રૈલોક્યને વિષે.
शेष=શેષ.
अर्णव=સમુદ્ર.
इन्दु=શશી, ચન્દ્ર.
मिष=મિષ, બહાનું.
शेषार्णवेन्दुमिषतः=શેષના સમુદ્ર અને શશીના મિષથી.
कृत ( धा० कृ )=કરેલ.
रूप=રૂપ.
भेद=ભેદ.
कृतरूपभेदं=કર્યો છે રૂપનો ભેદ જેણે એવું.
पाताल=પાતાળ, અધોલોક.
मर्त्य=મર્ત્ય.
दिव्=સ્વર્ગ.
पातालमर्त्यदिवि=પાતાળ, મર્ત્ય અને સ્વર્ગમાં.
सञ्चरते ( धा० चर् )=સંચરે છે.
यथा=જેમ.
इष्ट ( धा० इष् )=ઇચ્છેલ.
यथेष्टं=મરજી મુજબ.
प्रख्यापयत् ( धा० ख्या )=પ્રસિદ્ધ કરતું.
त्रि=ત્રણ.
जगत्=દુનિયા, લોક.
त्रिजगतः=ત્રણ લોકના.
परमेश्वरत्वं ( मू० परमेश्वरत्व )=પરમેશ્વરપણાને.

## પદ્યાર્થ

"( હે નાથ ! ) અતિશય ઉજ્જ્વળ, ત્રૈલોક્યમાં પ્રસિદ્ધ થયેલી, બાકીના સમુદ્ર અને શશીના મિષથી અન્ય અન્ય રૂપવાળી તેમજ ત્રણે લોકમાં ( તારા ) પરમ ઐશ્વર્યને પ્રકટપણે કહેતી એવી તારી કીર્તિ પાતાળ, મર્ત્ય અને સ્વર્ગ ( એ ત્રણ લોક )માં મરજી મુજબ સંચરે છે."—૩૧

## સ્પષ્ટીકરણ

**કવિ-સમય—**

આ પદ્યમાં કવિરાજે કીર્તિને સમુદ્રાદિક વિવિધ રૂપ ધારણ કરેલી સૂચવી કીર્તિનો શ્વેત વર્ણ માનવાના કવિ-સમયનો નિર્દેશ કર્યો હોય એમ જણાય છે. કીર્તિને શ્વેતવર્ણી માનવામાં આવે છે એ વાતની કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિકૃત **કાવ્યાનુશાસન** ( પૃ૦ ૧૨ )ની નીચે મુજબની પંક્તિ સાક્ષી પૂરે છે:—

"गुणस्य यथा—यशोहासादौ शौक्ल्यस्य, अयशः पापादौ कार्ष्ण्यस्य, क्रोधानुरागयो रक्तत्वस्य."

* * * *

त्वज्जन्ममज्जनविधिं सविधं( धिं ? ) सुमेरौ
कुर्वन्त एव वरतीर्थसमुद्भवानि ।
मृत्स्नादिमङ्गलमहौषधिजीवनानि
पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३२ ॥

## अन्वयः

सुमेरौ सविधं( धिं ) त्वत्-जन्मन्-मज्जन-विधिं कुर्वन्तः विबुधाः तत्र वर-तीर्थ-समुद्भवानि मृत्स्ना-आदि-मङ्गल-महत्-औषधि-जीवनानि पद्मानि परिकल्पयन्ति एव ।

## શબ્દાર્થ

जन्मन्=જન્મ.
मज्जन=સ્નાન.
विधि=કાર્ય.
त्वज्जन्ममज्जनविधिं=તારા જન્મ-સ્નાત્રના કાર્યને.
सविधं( धिं ? )=વિધિપૂર્વક
सुमेरौ ( मू० सुमेरु )=મેરૂ ઉપર.

---

૧-૨ 'जन्म' એમ પણ સંભવી શકે છે, કેમકે આ શબ્દ શ્રીયુત **વોરાકૃત શબ્દ-ચિંતામણી** ( સંસ્કૃત-ગુજરાતી કોશ )માં તેમજ શ્રીયુત **વૈદ્યકૃત સ્ટાન્ડર્ડ** સંસ્કૃત-અંગ્રેજી કોશમાં પણ નજરે પડે છે. વળી વાચનાચાર્ય **શ્રીસાધુસુન્દરગણિકૃત શ્રીશબ્દરત્નાકર**ના છટ્ઠા કાણ્ડનો નિમ્ન-લિખિત પ્રથમ શ્લોક પણ સાક્ષી પૂરે છે:—

"लोके विष्टपं पिष्टपं जगती जगत्प्राणिनि ।
जन्तु-जन्तू उद्भवे घण् जन्म जन्मोऽस्त्रियां जनिः ॥"

૩ મેરૂ કહો કે સુમેરૂ કહો તે એકજ છે એ વાતની **અભિધાન-ચિન્તામણિ** ( કાં૦ ૪, શ્લો૦ ૯૧ )ની સ્વોપજ્ઞ ટીકાની નીચે મુજબની પંક્તિ સાક્ષી પૂરે છે:—

"सुमेरु( रोः ) मेरोरभिन्नार्थः, इन्द्रो महेन्द्रवत्"

कुर्वन्तः ( मू० कुर्वत् )=કરનારા.
एव=જ.
वर=ઉત્તમ.
तीर्थ=તીર્થ.
समुद्भव=ઉત્પત્તિ.
वरतीर्थसमुद्भवानि=ઉત્તમ તીર્થમાં ઉત્પત્તિ છે જેની એવાં.
मृत्स्ना=સુગંધી માટી, ખુશબોદાર માટી.
आदि=આરંભ.
मङ्गल=મંગળ.
महत्=મોટું.
औषधि=ઔષધિ.
जीवन=જળ, પાણી.
मृत्स्नादिमङ्गलमहौषधिजीवनानि=માટી વિગેરે મંગળ, મહૌષધિ અને જળ છે જેને વિષે એવાં.
पद्मानि ( मू० पद्म )=પદ્મો.
तत्र=ત્યાં.
विबुधाः ( मू० विबुध )=દેવો.
परिकल्पयन्ति ( धा० कृप् )=રચે છે.

## પદ્યાર્થ

"મેરૂ (પર્વત) ઉપર (હે નાથ!) તારો વિધિપૂર્વક જન્માભિષેક કરનારા દેવો ત્યાં ઉત્તમ તીર્થમાં ઉત્પન્ન થયેલાં એવાં તથા સુગંધી માટી વગેરે મંગળ, મહૌષધિ તેમજ જળવાળાં એવાં પદ્મો રચે છેજ."—૩૨

* * * *

त्वत्केवलानुभवतेजतुलां लभेत
ज्ञानं न चेतरसुरस्य कषायवश्यात्।
यादृग् मरीचिरचना हि सहस्ररश्मे-
स्तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ?॥ ३३ ॥

### अन्वयः

इतर-सुरस्य ज्ञानं च कषाय-वश्यात् त्वत्-केवल-अनुभव-तेज-तुलां न लभेत, हि यादृक् सहस्र-रश्मेः मरीचि-रचना तादृक् विकाशिनः अपि ग्रह-गणस्य कुतः ?।

## શબ્દાર્થ

केवल=કેવળ (જ્ઞાન).
अनुभव=અનુભવ.
तेज( स् )=તેજ, પ્રકાશ.
तुला=તુલના, સરખામણી.
त्वत्केवलानुभवतेजतुलां=તારા કેવળ(જ્ઞાન)રૂપ અનુભવના તેજની તુલનાને.
लभेत ( धा० लभ् )=પામે.
ज्ञानं ( मू० ज्ञान )=જ્ઞાન, બોધ.
न=નહિ.
च=પાદપૂર્તિરૂપ અવ્યય.
इतर=અન્ય.
सुर=દેવ.
इतरसुरस्य=અન્ય દેવનું.
कषाय=કષાય.
वश्य=તાબેદાર.
कषायवश्यात्=કષાયને વશ હોવાથી.
यादृक् ( मू० यादृश् )=જેવી.
मरीचि=કિરણ.
रचना=રચના, ગોઠવણી.
मरीचिरचना=કિરણોની રચના.
हि=કેમકે.
सहस्र=હજાર.
रश्मि=કિરણ.

**सहस्ररश्मेः**=સૂર્યના.
**तादृक्** ( मू० तादृश् )=તેવી.
**कुतः**=ક્યાંથી.
**ग्रह**=ગ્રહ.
**गण**=સમૂહ.
**ग्रहगणस्य**=ગ્રહોના સમૂહની.
**विकाशिनः** ( मू० विकाशिन् )=પ્રકાશમાન.
**अपि**=પણ.

## પદ્યાર્થ

"( હે નાથ ! ) અન્ય દેવનું જ્ઞાન કષાયને વશ હોવાને લીધે તારા કેવલ( જ્ઞાન )રૂપી અનુભવના તેજની તુલનાને ન પામે[1] ( એ યથાર્થ છે ); કેમકે સૂર્યનાં કિરણોની જેવી રચના હોય, તેવી પ્રકાશિત ગ્રહોના સમુદાયનાં કિરણોની પણ ક્યાંથી હોય ?"—૩૩

## સ્પષ્ટીકરણ

**'તેજ' શબ્દ સંબંધી વિચાર—**

આ પદ્યમાં 'त्वत्केवलानुभवतेजतुलां' માં જે 'તેજ' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે વાસ્તવિક નથી, કેમકે મૂળ શબ્દ તો તેજસ્ છે. તેજ તેમજ તેજસ્ બંને હોય એવો ઉલ્લેખ કોઇ સ્થળે મારા જોવામાં આવ્યો નથી. બાકી નભ અને નભસ્, તપ અને તપસ્, રજ અને રજસ્ તથા મહ અને મહસ્ એ શબ્દો તો છે. એ વાતની **વિશ્વકોશ**નો નિમ્ન-લિખિત શ્લોક સાક્ષી પૂરે છે:—

**" नभं तु नभसा साकं, तपं च तपसा सह ।**
**रजं च रजसा सार्धं, महं च महसा समम् ॥ "**

આ કોશમાં 'તેજ' શબ્દના સંબંધમાં પણ આવો ઉલ્લેખ હોય એમ મારા જોવામાં આવ્યું નથી; તો પછી આ શબ્દ-પ્રયોગ વાસ્તવિક છે એમ કેમ કહી શકાય ?

આ પ્રયોગના સમાધાનાર્થે કદાચ એમ સૂચવવામાં આવે કે તેજનો તેજસ્ એવો શુદ્ધ પ્રયોગ કરવાથી વસંતતિલકા નામના છંદનો ભંગ થાય છે અને તેમ થાય તે ઇષ્ટ નથી, વાસ્તે **સ્** નો લોપ કરવામાં આવ્યો છે. પરંતુ આવું કોઇ ઉદાહરણ મારા જોવામાં આવ્યું નથી. બાકી દીર્ઘાક્ષરને બદલે હ્રસ્વાક્ષરનું ઉદાહરણ તો **કુમારસંભવ**ના ચોથા સર્ગના ૧૬ મા શ્લોકમાં નજરે પડે છે, કેમકે '**रतिदुतिपदेषु कोकिलां**' એ એના ત્રીજા ચરણમાં 'દૂતી'ને બદલે 'દુતિ'નો પ્રયોગ કરવામાં આવ્યો છે. આ સપ્રમાણ છે એ સૂચવવા એના ટીકાકાર શ્રી**મલ્લિનાથે** નીચે મુજબનો ઉલ્લેખ પણ કર્યો છે:—

**" अपि माषं मषं कुर्याच्छन्दोभङ्गं त्यजेद् गिरम् "**

અત્ર એમ પણ સમાધાન સંભવે છે કે જેમ સર્વ ધાતુઓથી પચાદિનો અચ્ કે ઉણાદિનો અ આવી શકે છે એ નિયમને અનુસરીને તેજ શબ્દનો અત્ર પ્રયોગ કરવામાં આવ્યો હશે.

* * *

૧ અજૈન દેવોનું જ્ઞાન જૈન દેવોના જેટલું છે કે નહિ એ પ્રશ્ન બાજુએ રાખીએ તોપણ કષાયથી કલુષિત વ્યક્તિના જ્ઞાન કરતાં કષાયથી સર્વથા મુક્ત—વીતરાગનું જ્ઞાન હજાર દરજ્જે વિશેષ છે એ સિદ્ધાન્ત તો સર્વ કોઇને માન્ય હોય એમાં કહેવુંજ શું ?

गर्भाशयादनुसमुद्गतयोनियन्त्र–
पीडाकदम्बककदर्थितजन्तुराशिम् ।
भीमं चतुष्टयगतिप्रभवौ(वो)ग्रनागं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥ ३४ ॥

अन्वयः

गर्भ–आशयात् अनु–समुद्गत–योनि–यन्त्र–पीडा–कदम्बक–कदर्थित–जन्तु–राशिं भीमं चतुष्टय–गति–प्रभव–उग्र–नागं दृष्ट्वा भवत्–आश्रितानां भयं नो भवति ।

શબ્દાર્થ

गर्भाशयात् ( गर्भाशय )=ગર્ભાશયમાંથી.
अनु=પછી.
समुद्गत ( धा० गम् )=ઉત્પન્ન થયેલ.
योनि=યોનિ, સ્ત્રીના ગુહ્ય પ્રદેશ.
यन्त्र=યંત્ર, સાંચો.
पीडा=પીડા, દુઃખ.
कदम्बक=સમૂહ.
कदर्थित=પીડિત, દુઃખી થયેલ.
जन्तु=જીવ.
राशि=સમુદાય.
समुद्गतयोनियन्त्रपीडाकदम्बककदर्थितजन्तुराशिं =ઉત્પન્ન થયેલી યોનિ-યન્ત્રની પીડાના સમૂહથી પીડા પમાડી છે પ્રાણીઓના સમૂહને જેણે એવા.
भीमं ( मू० भीम )=ભયંકર.
चतुष्टय=ચારનો સમૂહ.
गति=ગતિ.
प्रभव=પ્રકૃષ્ટ ભવ, દીર્ઘ સંસાર.
उग्र=ભયંકર.
नाग=હાથી.
चतुष्टयगतिप्रभवोग्रनागं=ચતુર્ગતિરૂપ દીર્ઘ સંસારરૂપી ભયંકર હાથીને.
दृष्ट्वा ( धा० दृश् )=જોઇને.
भयं ( मू० भय )=ભય, બીક.
भवति ( धा० भू० )=થાય છે.
नो=નહિ.
भवत्=આપ.
आश्रित=આશ્રય લીધેલ.
भवदाश्रितानां=આપનો આશ્રય લીધેલાને.

પદ્યાર્થ

" ગર્ભાશયના ( દુઃખ ભોગવ્યા ) પછી ઉત્પન્ન થયેલી યોનિ-યન્ત્રની પીડાના સમૂહથી જેણે પ્રાણિ-વર્ગને કષ્ટ આપ્યું છે એવા ચતુર્ગતિરૂપ દીર્ઘ સંસારરૂપી ભયંકર હાથીને જોઇને આપનો આશ્રય લીધેલા ( ભવ્ય જન )ને ભય થતો નથી."—૩૪

સ્પષ્ટીકરણ

અર્થ-વિચાર—

અત્ર કોઇને એવી શંકા ઉપસ્થિત થાય કે नाग નો અર્થ હાથી કેમ કર્યો અને સર્પ કેમ ન કર્યો, તો એ કહેવું પડશે કે આ શંકા અસ્થાને છે; કારણકે આ શ્લોકથી મૂળ ભક્તામર-સ્તોત્રની જેમ કુંજરાદિક સંબંધી આઠ ભયોના વર્ણનનો પ્રારંભ કરવામાં આવ્યો છે.[1] અત્ર એમ સૂચના

૧ આ હકીકતને લક્ષ્યમાં રાખીને અર્થાત્ મૂળ ભક્તામરના ૩૫ મા પદ્યની જેમ આ કાવ્યના ૩૫મા પદ્યમાં પણ સિંહ-ભયનું વર્ણન હોવું જોઇએ એમ માનીને એ પદ્યના પાઠમાં ફેરફાર કરવામાં આવ્યો છે; બાકી મૂળ પાઠમાં છંદનો ભંગ કે અન્ય કોઇ દોષ જણાતો નથી.

કરવામાં આવે કે આ કાવ્યના ૪૧ મા પદ્યમાં કુષ્ઠ-ભયનું વર્ણન છે, જ્યારે મૂળ **ભક્તામર**માં જલોદર-ભયનું વર્ણન છે એટલે અનુકરણરૂપ હેતુ વ્યભિચારી ઠરે છે તો તે પણ ન્યાય્ય નથી, કેમકે દુઃસાધ્ય રોગનું વર્ણન એ લક્ષ્ય-બિન્દુ છે ( જુઓ **નમિઊણ** સ્તોત્રનું ૧૮ મું પદ્ય ). વળી કવિરાજ સર્પ-ભયની વાત ૩૭ મા પદ્યમાં વિચારે છે એ પણ ધ્યાનમાં લેતાં સર્પ અર્થ કરવાથી અનાવશ્યક પુનરૂક્તિ થશે એ પણ લક્ષ્યમાં રાખવા જેવી હકીકત છે.

* * * *

येन प्रचण्डतरमूर्त्तिधरावनीश–
मुख्याऽप्यनन्तजनता सकला प्रजग्धा ।
हिंस्रोग्रकालकुलसाध्वसदुर्म(मृ)गारि–
र्नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३५ ॥

## अन्वयः

येन प्रचण्ड-तर मूर्त्ति-धर-अवनी-ईश-मुख्या अपि सकला अनन्त-जनता प्रजग्धा, (सः) हिंस्र-उग्र-काल-कुल-साध्वस-दुर्-मृग-अरिः ते क्रम-युग-अचल-संश्रितं न आक्रामति ।

## શબ્દાર્થ

**येन** ( मू० यद् )=જેનાથી.
**प्रचण्डतर** ( मू० प्रचण्ड )=અત્યંત પ્રચણ્ડ.
**मूर्त्ति**=દેહ.
**धर**=ધારણ કરનાર.
**अवनी**=પૃથ્વી.
**ईश**=નાથ.
**मुख्य**=મુખ્ય, પ્રધાન.
**प्रचण्डतरमूर्त्तिधरावनीशमुख्या**=અત્યંત પ્રચણ્ડ દેહને ધારણ કરનારા પૃથ્વીપતિઓ પ્રમુખ.
**अपि**=પણ.
**अनन्त**=અનન્ત, અપાર.
**जनता**=લોક.
**अनन्तजनता**=અનન્ત લોક.
**सकला** ( मू० सकल )=(૧) સમગ્ર, ( ૨ ) કળાયુક્ત.
**प्रजग्धा** ( मू० प्रजग्ध )=ખવાઇ ગયા.
**हिंस्र**=હિંસાત્મક, ક્રૂર.
**उग्र**=ભયંકર.
**काल**=યમ.
**कुल**=કુળ, વંશ.
**साध्वस**=ભય, ત્રાસ.
**दुर्**=દુષ્ટતાવાચક શબ્દ.
**मृग**=હરણ.
**अरि**=શત્રુ.
**हिंस्रोग्रकालकुलसाध्वसदुर्मृगारिः**=ક્રૂર, ભયંકર **યમ**ના કુળને ભયરૂપ દુષ્ટ સિંહ.
**न**=નહિ.
**आक्रामति** ( धा० क्रम् )=આક્રમણ કરે છે.
**क्रम**=ચરણ.
**युग**=યુગલ, બે.
**अचल**=પર્વત.
**संश्रित** ( धा० श्रि )=રૂડી રીતે આશ્રય લીધેલ.
**क्रमयुगाचलसंश्रितं**=ચરણ-યુગલરૂપ પર્વતનો રૂડી રીતે આશ્રય લીધેલાને.
**ते** ( मू० युष्मद् )=તારા.

## પદ્યાર્થ

“ જેણે અત્યંત પ્રચણ્ડ દેહને ધારણ કરનારા ( **રાવણ** જેવા ) પણ પૃથ્વી-પતિઓ પ્રમુખ અનન્ત લોકોનું ભક્ષણ કર્યું, તે ક્રર ભયંકર કાળના કુળને ( પણ ) ભયરૂપ ( અર્થાત્ **યમરાજ**ના

કરતાં પણ અતિશય ઘાતકી અને ભયંકર ) એવો દુષ્ટ સિંહ તારા ચરણ-યુગલરૂપ પર્વતનો રૂડી રીતે આશ્રય લીધેલા (પ્રાણી)નું આક્રમણ કરતો નથી."—૩૫

* * * *

यस्मिन्नभिज्वलति द(दे)ह्यतिसारभूत-
मिष्टार्थनाशकमनर्थकरं परम् (तम् ?) ।
क्रोधानलं विमलशान्तरसप्रमोषं
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥ ३६ ॥

अन्वयः

यस्मिन् देहिन् अति-सारभूतं अभिज्वलति ( तं ) इष्ट-अर्थ-नाशकं अनर्थकरं परं च विमल-शान्त-रस-प्रमोषं क्रोध-अनलं त्वत्-नामन्-कीर्तन-जलं अशेषं शमयति ।

શબ્દાર્થ

यस्मिन् ( मू० यद् )=જે.
अभिज्वलति ( धा० ज्वल् )=ચોમેર બળે છે.
देहिन्=પ્રાણી, જીવ.
अति=અતિશયતાવાચક અવ્યય.
सारभूत=સારરૂપ.
देह्यतिसारभूतं=જીવોને અતિશય સારરૂપ.
इष्ट ( धा० इष् )=ઇચ્છેલ, વાંછેલ.
अर्थ=પદાર્થ.
नाशक=નાશ કરનાર.
इष्टार्थनाशकं=વાંછિત પદાર્થનો નાશ કરનાર.
अनर्थ=અનિષ્ટ.
कर=કરનાર.
अनर्थकरं=અનર્થકારી.
परं=પાદપૂર્તિરૂપ અવ્યય.
च=વળી.
क्रोध=કોપ, ગુસ્સો.
अनल=અગ્નિ.
क्रोधानलं=કોપરૂપ અગ્નિને.
विमल=નિર્મળ.
शान्त=શાન્ત.
रस=રસ.
प्रमोष=લૂંટનાર.
विमलशान्तरसप्रमोषं=નિર્મળ શાન્ત રસને લૂંટનાર.
नामन्=નામ.
कीर्तन=કીર્તન.
जल=જળ, પાણી.
त्वन्नामकीर्तनजलं=તારા નામના કીર્તનરૂપી જળ.
शमयति ( धा० शम् )=શાંત પાડે છે.
अशेषं=સંપૂર્ણ રીતે.

પદ્યાર્થ

"જેને વિષે ( અર્થાત્ જેના ઉદય દરમ્યાન ) જીવોના અતિશય સારભૂત ( તપ, શમ, જ્ઞાન, દર્શન, સંયમ ઇત્યાદિ પદાર્થ ) બળી જાય છે, તે, વાંછિત વસ્તુ ( મોક્ષ )ના વિનાશક, અનર્થકારી અને વળી નિર્મળ શાન્ત રસને લૂંટનાર એવા ક્રોધરૂપી અગ્નિને તારા નામ-કીર્તનરૂપ જળ સંપૂર્ણ રીતે શાંત કરે છે ( ઓળવી નાંખે છે )."—૩૬

સ્પષ્ટીકરણ

કોપ-કદર્થન—

ક્રોધના સંબંધમાં વીર-ભક્તામર ( પૃ૦ ૩૨-૩૩ ) માં, ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ (પૃ૦ ૨૨)માં તેમજ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૧૬૧ )માં વિચાર કરેલો હોવાથી એ

સંબંધમાં કંઇ વિશેષ ઉલ્લેખ ન કરતાં શતાર્થિક શ્રી**સોમપ્રભસૂરિ**કૃત **સિન્દૂર-પ્રકર** યાને **સૂક્ત-મુક્તાવલી**માંથી નીચે મુજબનાં ૪૫ મા અને ૪૭ મા એ બે પદ્યો જ રજૂ કરૂં છું.

"यो मित्रं मधुनो विकारकरणे सन्त्राससम्पादने
सर्पस्य प्रतिबिम्बमङ्गदहने सप्तार्चिषः सोदरः ।
चैतन्यस्य निषूदने विषतरोः सब्रह्मचारी चिरं
स क्रोधः कुशलाभिलाषकुशलैर्निर्मूलमुन्मूल्यताम् ॥–शार्दूल०

सन्तापं तनुते भिनत्ति विनयं सौहार्दमुत्सादय-
त्युद्वेगं जनयत्यवद्यवचनं सूते विधत्ते कलिम् ।
कीर्तिं कृन्तति दुर्मतिं वितरति व्याहन्ति पुण्योदयं
दत्ते यः कुगतिं स हातुमुचितो रोषः सदोषः सताम् ॥"–शार्दूल०

આ બે પદ્યો ઉપરથી પણ ક્રોધ નહિ કરવાનો નિશ્ચય થાય અને તે અમલમાં મૂકાય, તો સુખ તો માંગ્યા વિના આવી મળશેજ.

* * * *

**वैषम्यदोषविषदूषितजीववर्गो**
**विद्विष्टदुष्टमदनाख्यमहोरगेन्द्रः ।**
**विश्वत्रयप्रभविता विलुठेन्न तस्य**
**त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ३७ ॥**

**अन्वयः**

यस्य पुंसः हृदि त्वत्-नामन्-नागदमनी ( वर्तते ), तस्य वैषम्य-दोष-विष-दूषित-जीव-वर्गः विश्व-त्रयी-प्रभविता विद्विष्ट-दुष्ट-मदन-आख्य-महत्-उरग-इन्द्रः न विलुठेत् ।

**શબ્દાર્થ**

वैषम्य=વિષમતા.
दोष=દોષ, અપરાધ.
विष=વિષ, ઝેર.
दूषित=દૂષિત, દોષ-ગ્રસ્ત.
जीव=પ્રાણી.
वर्ग=સમૂહ.
वैषम्यदोषविषदूषितजीववर्गः=વિષમતાના દોષરૂપી વિષથી દૂષિત કર્યો છે પ્રાણીઓના સમૂહને જેણે એવો.
विद्विष्ट=અત્યંત દ્વેષી (?)
दुष्ट=દુષ્ટ, ખરાબ.
मदन=કામદેવ.
आख्या=નામ.
महत्=મોટો.
उरग=સર્પ, સાપ.
इन्द्र=ઉત્તમતાવાચક શબ્દ.
विद्विष्टदुष्टमदनाख्यमहोरगेन्द्रः=અત્યંત દ્વેષી તેમજ દુષ્ટ એવો કામદેવ નામનો મોટો સર્પરાજ.
विश्व=જગત્, લોક.
त्रय=ત્રણનો સમૂહ.
प्रभवितृ=પરાક્રમી.
विश्वत्रयप्रभविता=ત્રૈલોક્યમાં પરાક્રમી.
विलुठेत् ( धा० लुठ् )=સ્પર્શી કરે.

न=નહિ.
तस्य ( मू० तद् )=તેને.
नामन्=નામ.
नागदमनी=સાપને વશ કરનારી જડી.
त्वन्नामनागदमनी=તારા નામરૂપી નાગ-દમની.
हृदि ( मू० हृद् )=હૃદયમાં.
यस्य ( मू० यद् )=જેના.
पुंसः ( मू० पुंस् )=પુરૂષના.

## પદ્યાર્થ

"( હે નાથ ! ) જે પુરૂષના હૃદયમાં તારા નામરૂપી નાગ-દમની છે, તેને, જેણે વિષમતાના દોષરૂપી વિષથી પ્રાણીઓના સમૂહને દૂષિત કર્યો છે એવો, ત્રૈલોક્યનો પરાભવ કરનારો તેમજ અત્યંત દ્વેષી તથા દુષ્ટ એવો મદન નામનો મોટો સર્પરાજ સ્પર્શ ( પણ ) કરે નહિ, ( તો પછી બાધા તો કરેજ શાનો ! )"—૩૭

## સ્પષ્ટીકરણ

### પ્રયોગ-વિચાર

'विश्वत्रयप्रमथिता'માં य ની પછી प्र એ સંયુક્ત વ્યંજન હોવાથી य ને લઘુ ન ગણતાં ગુરૂ ગણી શકાય છે અને તેમ થતાં છંદનો ભંગ થતો નથી, પરંતુ અત્ર એમ કોઇ પ્રશ્ન કરે કે प्र અને ह् સિવાયના સંયુક્ત વ્યંજનો પાછળ આવતાં આગલો વર્ણ ગુરૂ ગણાય છે, જ્યારે प्र અને ह् હોય ત્યારે ક્વચિત્ તેમ ગણાય છે તેનું શું ? આથી અત્ર य ને ગુરૂ ગણવાનું જો વિવાદાસ્પદ રહેતું હોય તો विश्वत्रयीप्रमथिता એમ પાઠ ફેરવવો યોગ્ય છે.

* * *

अन्तर्गतप्रबलदुर्जयमोहसैन्यं
कामादिकोटिभटलुण्ठितधर्मधैर्यम् ।
चैतन्यविप्लुतिकरं च यथाऽर्कतापात्
त्वत्कीर्तनात् तम इवाशु भिदामुपैति ॥ ३८ ॥

## अन्वयः

काम-आदि-कोटि-भट-लुण्ठित-धर्म-धैर्यं चैतन्य-विप्लुति-करं च अन्तर्-गत-प्रबल-दुर्जय-मोह-सैन्यं त्वत्-कीर्तनात् यथा अर्क-तापात् तमः इव भिदां उपैति ।

## શબ્દાર્થ

अन्तर्=અંદર.
गत ( धा० गम् )=ગયેલ.
प्रबल=પરાક્રમી.
दुर्जय=દુઃખે કરીને જીતી શકાય તેવું.
मोह=મોહ, મોહનીય કર્મ.
सैन्य=સેના, ફોજ.
अन्तर्गतप्रबलदुर्जयमोहसैन्यं[1]=આન્તરિક, પરાક્રમી તેમજ દુર્જય એવી મોહની સેના.
काम=કામદેવ.
आदि=શરૂઆત.
कोटि=કરોડ.
भट=યોદ્ધા, લડવૈયો.

[1] 'अन्तर्गतं प्रबल' એમ પાઠ ફેરવવો જોઇએ કે નહિ તેના સંબંધમાં ૩૭ મા શ્લોકનું સ્પષ્ટીકરણ જોવું.

लुण्टित ( ધા૦ लुण्ट् )=લૂંટેલું, હરી લીધેલું.
धर्म=ધર્મ.
धैर्य=ધૈર્ય, ધીરજ.
कामादिकोटिभटलुण्टितधर्मधैर्य=કામદેવ પ્રમુખ કરોડો યોદ્ધાઓ દ્વારા લૂંટાવ્યું છે ધર્મરૂપ ધૈર્ય જેણે એવું.
चैतन्य=ચેતના, જ્ઞાન.
विप्लुति=નાશ.
कर=કરનારૂં.
चैतन्यविप्लुतिकरं=ચેતનાનો નાશ કરનારૂં.
च=વળી.
यथा=જેમ, જેવી રીતે.
अर्क=સૂર્ય.
ताप=પ્રતાપ.
अर्कतापात्=જેમ સૂર્યના પ્રતાપથી.
कीर्तन=કીર્તન.
त्वत्कीर्तनात्=તારા કીર્તનથી.
तमः ( મૂ૦ तमस् )=અંધકાર.
इव=પાદપૂર્તિરૂપ અવ્યય.
आशु=સત્વર, જલદી.
भिदां ( મૂ૦ भिदा )=નાશને.
उपैति ( ધા૦ इ )=પામે છે.

## પદ્યાર્થ

" જેમ સૂર્યના પ્રતાપથી અંધકાર નાશ પામે છે તેમ કામાદિક યોદ્ધાઓ દ્વારા જેણે ધર્મ અને ધૈર્ય લૂંટાવ્યાં છે તેમજ જે ચૈતન્યનો વિનાશ કરનાર છે એવી આન્તરિક, પરાક્રમી અને દુર્જય મોહની સેના તારા કીર્તનથી નાશ પામે છે."—૩૮

* * *

प्रागुग्रयोगधरयोगिविधूतधैर्ये
प्रौढाष्टकर्मभटभञ्जनघोरयुद्धे ।
तस्मिन्नभूतविजयं गुणसङ्घमुख्या-
स्त्वत्पादपङ्कजवनाश्रयिणो लभन्ते ॥ ३९ ॥

## अन्वयः

त्वत्-पाद-पङ्कज-वन-आश्रयिणः गुण-सङ्घ-मुख्याः तस्मिन् उग्र-योग-धर-योगिन्-विधूत-धैर्ये प्रौढ-अष्टन्-कर्मन् -भट-भञ्जन-घोर-युद्धे प्राग् अभूत-विजयं लभन्ते ।

## શબ્દાર્થ

प्राक्=પૂર્વે.
उग्र=તીવ્ર.
योग=યોગ.
धर=ધરનાર.
योगिन्=યોગી.
विधूत ( ધા૦ धू )=વિશેષે કરીને ત્યજી દેવાયેલ.
धैर्य=ધૈર્ય, ધીરજ.
उग्रयोगधरयोगिविधूतधैर्ये=તીવ્ર યોગ ધારણ કરનારા યોગી વડે વિશેષે કરીને ત્યજી દેવાયું છે ધૈર્ય જેને વિષે એવા.
प्रौढ=ઉદ્ધત.
अष्टन्=આઠ.
कर्मन्=કર્મ.
भट=યોદ્ધો, લડવૈયો.
भञ्जन=ભંગાણ.
घोर=ભયંકર.
युद्ध=લડાઇ, સંગ્રામ.
प्रौढाष्टकर्मभटभञ्जनघोरयुद्धे=ઉદ્ધત આઠ કર્મરૂપ યોદ્ધાઓ વડે ભંગાણ પડેલા ભયંકર યુદ્ધમાં.
तस्मिन् ( મૂ૦ तद् )=પ્રસિદ્ધ.
अ=નિષેધવાચક શબ્દ.
भूत ( ધા૦ भू )=થયેલ.

विजय=વિજય, ફત્તેહ.
अभूतविजयं=નહિ થયેલા વિજયને.
गुण=ગુણ.
सङ्घ=સમૂહ.
मुख्य=મુખ્ય, પ્રધાન.
गुणसङ्घमुख्याः=ગુણોના સમૂહ વડે પ્રધાન.
पाद=ચરણ.
पङ्कज=કમળ.
वन=વન.
आश्रयिन्=આશ્રય લેનાર.
त्वत्पादपङ्कजवनाश्रयिणः=તારા ચરણ-કમલરૂપી વનનો આશ્રય લેનારા.
लभन्ते ( धा० लभ् )=પામે છે.

## પદ્યાર્થ

"( હે નાથ ! ) તારા ચરણ-કમલરૂપ વનનો આશ્રય લેનારા મનુષ્યો ગુણોના સમૂહ વડે પ્રધાન ( બની ), સુપ્રસિદ્ધ તથા ઉગ્ર યોગને ધારણ કરનારા યોગીઓએ પણ જેને વિષે ધૈર્ય ત્યજી દીધું છે એવા તેમજ ઉદ્ધત આઠ કર્મરૂપ યોદ્ધાઓ વડે ભંગાણ પડેલા ભયંકર યુદ્ધમાં પૂર્વે નહિ ( પ્રાપ્ત ) થયેલા એવા વિજયને પામે છે."[1]—૩૯

*　　*　　*　　*

भूयिष्ठजन्मनिधनोरुगभीरनीर–
योगापयोगलहरीगदमीनभर्तुः ।
पारं त्वदीप्सितजना भवसागरस्य
त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥ ४० ॥

### अन्वयः

भूयिष्ठ-जन्म-निधन-उरु-गभीर-नीर-योग-अपयोग-लहरी-गद-मीन-भर्तुः भव-सागरस्य पारं त्वत्-ईप्सित-जनाः भवतः स्मरणात् त्रासं विहाय व्रजन्ति ।

## શબ્દાર્થ

भूयिष्ठ=બહુ.
जन्म=જન્મ, ઉત્પત્તિ.
निधन=મૃત્યુ, મરણ.
उरु=ઘણું.
गभीर=ઊંડું.
नीर=જળ, પાણી.
योग=યોગ, જોડાવું તે.
अपयोग=વિયોગ, દૂર થવું તે.
लहरी=તરંગ, મોટું મોજું.
गद=રોગ.
मीन=મત્સ્ય, માછલું.
भर्तृ=ધારણ કરનાર.
भूयिष्ठजन्मनिधनोरुगभीरनीरयोगापयोगलहरीगदमीनभर्तुः=અનેક જન્મ-મરણરૂપ ઘણા ઊંડા પાણી, યોગનો વિયોગ કરનારા તરંગો તેમજ રોગરૂપી મત્સ્યને ધારણ કરનારા.
पारं ( मू० पार )=પારને, કાંઠાને.
ईप्सित ( धा० आप् )=મેળવવા ઇચ્છેલ.
जन=લોક.
त्वदीप्सितजनाः=તને મેળવવાની ઇચ્છા રાખનારા લોકો.

---

૧ મૂળ ભક્તામર સ્તોત્રની જેમ આ કાવ્યમાં યુદ્ધના વર્ણન માટે બે પદ્યો રચવામાં આવ્યાં છે.

૨-૩ યોગ એટલે શુભ વ્યાપાર અને અપયોગ એટલે દુષ્ટ વ્યાપાર એમ પણ અર્થ સંભવે છે. અત્ર વ્યાપારથી કાયિક, વાચિક અને માનસિક ત્રણે સમજી શકાય તેમ છે.

**भव**=સંસાર.
**सागर**=સાગર, સમુદ્ર.
**भवसागरस्य**=સંસારરૂપ સમુદ્રના.
**त्रासं** ( मू० त्रास )=ત્રાસને, ભયને.
**विहाय** ( धा० हा )=છોડીને, તજીને.
**भवतः** ( मू० भवत् )=આપના.
**स्मरणात्** ( मू० स्मरण )=સ્મરણથી.
**व्रजन्ति** ( धा० व्रज् )=પામે છે.

## પદ્યાર્થ

" તને પ્રાપ્ત કરવાની અભિલાષા રાખનારા લોકો ઘણાં જન્મ અને મરણરૂપ બહુ ઊંડા જળને તથા (પુત્ર, પત્ની પ્રમુખ પરિવારના) યોગનો વિયોગ કરનારા તરંગોને તેમજ રોગરૂપ મત્સ્યોને ધારણ કરનારા એવા સંસાર-સાગરના પારને તારા સ્મરણથી નિર્ભયપણે પામે છે."—૪૦

* * *

श्वित्रोपवि( चि ? )त्रितविरूपनिरूपिताङ्गाः
स्वोपात्तदुर्ललितकर्मविपाकविद्धाः ।
तेऽपि त्वदीयपदपद्मपरीष्टिपुण्या-
न्मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥ ४१ ॥

## अन्वयः

स्व-उपात्त-दुर्-ललित-कर्मन्-विपाक-विद्धाः श्वित्र-उपवि( चि )त्रित-विरूप-निरूपित-अङ्गाः ते मर्त्याः अपि त्वदीय-पद-पद्म-परीष्टि-पुण्यात् मकर-ध्वज-तुल्य-रूपाः भवन्ति ।

## શબ્દાર્થ

**श्वित्र**=સફેદ કોઢ.
**उपचित्रित**=ચીતરેલું.
**विरूप**=ખરાબ રૂપવાળો, બેડોળ.
**निरूपित** ( धा० रूप् )=જોવાયેલ.
**अङ्ग**=દેહ, શરીર.
**श्वित्रोपचित्रितविरूपनिरूपिताङ्गाः**=સફેદ કોઢ વડે ચીતરાયેલો અને (એથી કરીને ) બેડોળ દેખાય છે દેહ જેનો એવા.
**स्व**=પોતાનું.
**उपात्त**=ગ્રહણ કરેલ.
**दुर्ललित**=દુષ્ટ ચેષ્ટાવાળું.
**कर्मन्**=કર્મ.
**विपाक**=અનુભવ.
**विद्ध** ( धा० विध् )=વીંધાયેલ.
**स्वोपात्तदुर्ललितकर्मविपाकविद्धाः**=પોતે ગ્રહણ કરેલાં દુષ્ટ ચેષ્ટાવાળાં કર્મના વિપાકથી વીંધાયેલ.
**ते** ( मू० तद् )=પ્રસિદ્ધ.
**अपि**=પણ.
**त्वदीय**=તારૂં.
**पद**=ચરણ.
**पद्म**=પદ્મ, કમળ.
**परीष्टि**=અર્ચન, પૂજા.
**पुण्य**=પુણ્ય.
**त्वदीयपदपद्मपरीष्टिपुण्यात्**=તારા ચરણ-કમળની પૂજાના પુણ્યથી.
**मर्त्याः** ( मू० मर्त्य )=માનવો.
**भवन्ति** ( धा० भू )=થાય છે.
**मकरध्वज**=મદન.
**तुल्य**=સમાન.
**रूप**=સૌન્દર્ય.
**मकरध्वजतुल्यरूपाः**=મદનના સમાન સૌન્દર્ય છે જેમનું એ.

## પદ્યાર્થ

" પોતે ગ્રહણ કરેલાં દુષ્ટ ચેષ્ટાવાળાં કર્મના વિપાક વડે વીંધાયેલા અને ( એથી કરીને તો ) સફેદ કોઢ વડે ચીતરાયેલા હોવાથી જેમનો દેહ કદરૂપો દેખાય છે એવા પ્રસિદ્ધ માનવો પણ તારા ચરણ-કમળના અર્ચનના પુણ્યથી મદનના સમાન સૌન્દર્યવાળા થાય છે."—[1]૪૧

## સ્પષ્ટીકરણ

કોઢના ૧૮ પ્રકારો:—

**આચારાંગસૂત્ર**ની શ્રીશીલાંકાચાર્યકૃત વૃત્તિના ૨૩૫ મા પત્રાંકમાં સાત મહાકુષ્ઠ ( કોઢ ) અને અગ્યાર ક્ષુદ્ર કુષ્ઠ એમ એકંદર કોઢના ૧૮ ભેદોનો ઉલ્લેખ છે. આ પૈકી ( ૧ ) ચરણોદુમ્બર-કુષ્ઠ, ( ૨ ) નિશ્ય-કુષ્ઠ, ( ૩ ) જિહ્વા-કુષ્ઠ, ( ૪ ) કપાલ-કુષ્ઠ, ( ૫ ) કાકનક-કુષ્ઠ, ( ૬ ) પૌંડરિક-કુષ્ઠ અને ( ૭ ) દદ્રુ-કુષ્ઠ એ ઉપર્યુક્ત સાત મહાકુષ્ઠ છે. આને મહાકુષ્ઠ તરીકે ઓળખાવવાનું કારણ એ છે કે આની અંદર સર્વ ધાતુઓનો અનુપ્રવેશ થતો હોવાથી તે અસાધ્ય છે. ( ૧ ) સ્થલારુક-કુષ્ઠ, ( ૨ ) મહાકુષ્ઠ, ( ૩ ) એક-કુષ્ઠ, ( ૪ ) ચર્મદ-કુષ્ઠ, ( ૫ ) પરિસર્પ-કુષ્ઠ, ( ૬ ) વિસર્પ-કુષ્ઠ, ( ૭ ) સિધ્મ-કુષ્ઠ, ( ૮ ) વિચર્ચિકા-કુષ્ઠ, ( ૯ ) કિટિભ-કુષ્ઠ, (૧૦) પામા-કુષ્ઠ અને (૧૧) શતારુક-કુષ્ઠ એ ક્ષુદ્ર કુષ્ઠો છે. સામાન્ય રીતે વિચારતાં કુષ્ઠ રોગની ઉત્પત્તિ સંનિપાતથી સંભવે છે, કિન્તુ તેના અવાન્તર ભેદોનો પ્રાદુર્ભાવ તો વાતાદિકના પ્રાબલ્યને આધીન છે.

આ સંબંધમાં **વૈદ્યક હિતોપદેશ** ગ્રંથના નવમા સમુદ્દેશ તરફ નજર કરીશું તો માલૂમ પડશે કે તેના નિમ્ન-લિખિત દ્વિતીય શ્લોકમાં જે છ પ્રકારના કુષ્ઠ ગણાવ્યા છે તેમાં શ્વિત્રનો સમાવેશ થાય છે—

" उदुम्बरं १ तथा श्वित्रं २, विपादी ३ गजचर्म ४ च ।
मण्डलं ५ चेति कुष्ठानि, षष्ठं चर्मदलं ६ भवेत् ॥"

આ ગ્રન્થમાં આ સમુદ્દેશના જે સાતમા તથા આઠમા શ્લોકમાં ૧૮ કુષ્ઠનાં નામ પણ નજરે પડે છે તે નીચે મુજબ છે:—

" कपालं १ काकणं २ श्वित्रं ३, मण्डलं ४ किटिभा ५ ऽलसम् ६ ।
दद्रू ७ चर्मदलं ८ पामा ९, पुण्डरीकं १० शतव्रणम् ११ ॥
विस्फोटो १२ दुम्बरं १३ सिध्मा १४, चर्मकुष्टं १५ विपादिका १६ ॥
ऋष्यजिह्वो १७ विचर्चिश्च १८, कुष्टान्यष्टादशाङ्गिनाम् ॥"

વળી આના છઠ્ઠા શ્લોકમાં તો કુષ્ઠની ઉત્પત્તિનું કારણ પણ સૂચવ્યું છે. આ રહ્યો તે શ્લોક:—

" वातपित्तादिदोषेण, तथा पापवशेन च ।
भवन्ति तान्यनेकानि, दुःखभोगाय देहिनाम् ॥"

* * *

[1] મૂળ સ્તોત્રની માફક અત્ર પણ જૂદા જૂદા પદ્ય દ્વારા વર્ણવેલા ભયોના ઉપસંહારરૂપ આ પદ્ય દૃષ્ટિગોચર થાય છે. આવા ઉપસંહારરૂપ પદ્ય રચવું તે ઠીક છે કે નહિ એના જિજ્ઞાસુને શ્રીભક્તામર તથા કલ્યાણમંદિર સ્તોત્રો પરત્વેની મારી ભૂમિકા જોવા ભલામણ કરૂં છું.

ये त्वामनन्यमनसः परमार्थरक्ता-
श्चित्ते चिदेकनिलयं परिचिन्तयन्ति ।
घोरानुभावघनकर्मजपाशबन्धात्
सद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥ ४२ ॥

**अन्वयः**

ये अनन्य-मनसः परम-अर्थ-रक्ताः चित्ते चित्-एक-निलयं त्वां परिचिन्तयन्ति, (ते) घोर-अनु-भाव-घन-कर्मन्-ज-पाश-बन्धात् स्वयं सद्यः विगत-बन्ध-भयाः भवन्ति ।

**શબ્દાર્થ**

ये ( मू० यद् )=જેઓ.
त्वां ( मू० युष्मद् )=તને.
अन्य=બીજા.
मनस्=ચિત્ત.
अनन्यमनसः=અન્યને વિષે ચિત્ત નથી જેનું એવા.
परम=ઉત્તમ.
अर्थ=વસ્તુ.
रक्त ( धा० रञ्ज् )=રાગી.
परमार्थरक्ताः=પરમાર્થના રાગી.
चित्ते ( मू० चित्त )=મનમાં.
चित्=જ્ઞાન, ચૈતન્ય.
एक=અદ્વિતીય, અસાધારણ.
निलय=સ્થાન, ધામ.
चिदेकनिलयं=જ્ઞાનના અદ્વિતીય ધામ.
परिचिन्तयन्ति ( धा० चिन्त् )=વારંવાર ચિન્તન કરે છે, અતિશય ધ્યાન ધરે છે.
घोर=ભયંકર.
अनुभाव=પ્રભાવ.
घन=ખીચોખીચ.
कर्मन्=કર્મ.
ज=ઉત્પત્તિ.
पाश=પાશ, જાળ.
बन्ध=બન્ધ.
घोरानुभावघनकर्मजपाशबन्धात्=ભયંકર પ્રભાવવાળા ધન કર્મથી ઉત્પન્ન થતા પાશના બન્ધથી.
सद्यस्=એકદમ.
स्वयं=પોતાની મેળે.
विगत ( धा० गम् )=વિશેષે કરીને ગયેલો.
बन्ध=બન્ધન.
भय=બીક.
विगतबन्धभयाः=વિશેષે કરીને ગયો છે બન્ધનનો ભય જેમનો એવા.
भवन्ति ( धा० भू )=થાય છે.

**પદ્યાર્થ**

"( હે પ્રભુ ! ) ઉત્તમ વસ્તુના રાગી અને ( એથી કરીને તો ) ( તારા સિવાય ) અન્યને વિષે જેનું ચિત્ત ( રમતું ) નથી એવા જે ( માનવો ) ચૈતન્યના અદ્વિતીય ધામરૂપ તારું ચિન્તન કરે છે, તે ( સજ્જનો ) ભયંકર પ્રભાવવાળા ધન કર્મોથી ઉત્પન્ન થતા પાશના બન્ધના ભયથી મુક્ત થાય છે."—૪૨

* * *

दन्ती[१]( ? )मृगारिदववह्निभुजङ्गयुद्ध-
वारीशदुष्टगदबन्धनजं भयौघम् ।
तस्यान्तरङ्गमपि नश्यति दुःखजालं
यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४३ ॥

---

१ અત્ર दन्तिनो પ્રયોગ કરવાથી છન્દનો ભંગ થાય છે, વાસ્તે શું दन्तीनो પ્રયોગ કર્યો હશે ? જો એમ ન હોય તો 'दन्तिद्विपारि' કે 'दन्तीभकारि' એવો પાઠ વધારે ઇષ્ટ ભાસે છે.

अन्वयः

( हे नाथ ! ) यः मतिमान् तावकं इमं स्तवं अधीते, तस्य दन्ती ( ? )-मृग-अरि-दव-वह्नि-भुजङ्ग-युद्ध-वारि-ईश-दुष्ट-गद-बन्धन-जं भय-ओघं अन्तरङ्गं दुःख-जालं अपि नश्यति ।

શબ્દાર્થ

दन्तिन्=હાથી.
मृग=હરણ.
अरि=શત્રુ.
मृगारि=હરણનો શત્રુ, સિંહ.
दव=વન.
वह्नि=અગ્નિ, આગ.
दववह्नि=દાવાનલ.
भुजङ्ग=સર્પ, સાપ.
युद्ध=સંગ્રામ, લડાઇ.
वारि=જળ.
ईश=નાથ.
वारीश=જળનો સ્વામી, સમુદ્ર.
दुष्ट=દુષ્ટ, ખરાબ.
गद=રોગ, વ્યાધિ.
बन्धन=બંધન, કેદખાનું.
ज=ઉત્પત્તિ.
दन्ती( ? )मृगारिदववह्निभुजङ्गयुद्धवारीशदुष्टगद-बन्धनजं=હાથી, સિંહ, દાવાનલ, સર્પ, યુદ્ધ, સમુદ્ર, દુષ્ટ રોગ અને કારાગૃહથી ઉત્પન્ન થતા.
भय=ભય, બીક.
ओघ=સમૂહ.
भयौघं=ભયનો સમૂહ.
तस्य ( मू॰ तद् )=તેનું.
अन्तरङ्गं ( मू॰ अन्तरङ्ग )=આન્તરિક.
अपि=પણ.
नश्यति ( धा॰ नश् )=નાશ પામે છે.
दुःख=દુઃખ, પીડા.
जाल=સમુદાય.
दुःखजालं=દુઃખનો સમુદાય.
यः ( मू॰ यद् )=જે.
तावकं ( मू॰ तावक )=તારા.
स्तवं ( मू॰ स्तव )=સ્તોત્રને.
इमं ( मू॰ इदम् )=આ.
मतिमान् ( मू॰ मतिमत् )=બુદ્ધિશાળી.
अधीते ( धा॰ इ )=અધ્યયન કરે છે, ભણે છે.

પદ્યાર્થ

" ( હે નાથ ! ) જે બુદ્ધિશાળી ( માનવ ) તારા આ સ્તોત્રનો પાઠ કરે છે, તેનો હાથી, સિંહ, દાવાનલ, સર્પ, સંગ્રામ, સમુદ્ર, દુષ્ટ રોગ અને કારાગૃહથી ઉત્પન્ન થતો ભયનો સમૂહ ( તેમજ ) આન્તરિક દુઃખોનો સમુદાય પણ નાશ પામે છે."—૪૩

* * *

इत्थं जिनेन्द्रगुणसंस्तुतिमद्भुतार्थां
श्रुत्वा नरः श्रवणभूषणतां करोति ।
इष्टार्थसाधनपरा परिवर्धमाना
तं मानतुङ्गमवशा समुपैति लक्ष्मीः ॥ ४४ ॥

अन्वयः

इत्थं अद्भुत-अर्थां जिन-इन्द्र-गुण-संस्तुतिं श्रुत्वा ( तां यः ) नरः श्रवण-भूषणतां करोति, तं मान-तुङ्गं इष्ट-अर्थ-साधन-परा परिवर्धमाना अ-वशा लक्ष्मीः समुपैति ।

## શબ્દાર્થ

इत्थं=આ પ્રમાણે.
जिन=સામાન્યકેવલી.
इन्द्र=ઉત્તમતાવાચક શબ્દ.
गुण=ગુણ.
संस्तुति=સુન્દર સ્તુતિ, પ્રશંસા.
जिनेन्द्रगुणसंस्तुतिं=જિનેશ્વરના ગુણોની સ્તુતિને.
अद्भुत=આશ્ચર્યકારી.
अर्थ=અર્થ, મતલબ.
अद्भुतार्थां=અદ્ભુત છે અર્થ જેનો એવી.
श्रुत्वा ( धा० श्रु )=સાંભળીને.
नरः ( मू० नर )=મનુષ્ય.
श्रवण=કર્ણ, કાન.
भूषणता=ભૂષણપણું, અલંકારપણું.
श्रवणभूषणतां=કર્ણના અલંકારપણાને.
करोति ( धा० कृ )=કરે છે.
इष्ट ( धा० इष् )=ઇચ્છેલ, વાંછિત.
अर्थ=પદાર્થ.
साधन=સાધન, ઉપાય.
पर=તત્પર.
इष्टार्थसाधनपरा=વાંછિત અર્થના સાધનમાં તત્પર.
परिवर्धमाना ( मू० परिवर्धमान )=વધતી જતી.
तं ( मू० तद् )=તેને.
मान=ગર્વ.
तुङ्ग=ઊંચો.
मानतुङ्गं=ગર્વ વડે ઊંચા.
अवशा ( मू० अवश )=સ્વતંત્ર.
समुपैति ( धा० इ )=સમીપ આવે છે.
लक्ष्मीः ( मू० लक्ष्मी )=લક્ષ્મી.

## પદ્યાર્થ

"આ પ્રમાણે આશ્ચર્યજનક અર્થવાળી જિનેશ્વરના ગુણોની સુન્દર સ્તુતિને શ્રવણ કરીને તેને જે નર કર્ણના અલંકારરૂપ બનાવે છે, તે માનથી ઉન્નત પુરૂષની સમીપ લક્ષ્મી શીઘ્ર આવે છે."—૪૪

* * * *

एवं श्री'मानतुङ्गी' कृतिरतिरुचिरा सत्समस्यापदैस्तैः
सन्दब्धा 'पार्श्व'नाथस्तुतिरसमिलिताऽऽनन्दसन्दोहसारा ।
श्रीमच्छ्रीपाठकानां गुरुतर'विनया'द्य'प्रमोदा'भिधानां
शिष्येण प्राप्य सेवां 'विनय'पदयुजा 'लाभ'नाम्ना सुखेन ॥ ४५ ॥

इति श्रीभक्तामरस्तोत्रस्य समस्याग्रन्थरचना पूर्णतां प्रापिता पं० विनयलाभगणिना ॥
॥ श्रीः ॥ श्रीः ॥ श्रीरस्तु लेखकपाठकयोः ॥

## अन्वयः

एवं गुरु–तर–विनय–आद्य–प्रमोद–अभिधानां श्रीमत्–श्री–पाठकानां सेवां विनय–पद–युजा लाभ–नाम्ना शिष्येण सुखेन अति–रुचिरा आनन्द–सन्दोह–सारा श्री–मानतुङ्गी कृतिः तैः सत्–समस्या–पदैः पार्श्व–नाथ–स्तुति–रस–मिलिता सन्दब्धा ।

## શબ્દાર્થ

एवं=આ પ્રમાણે.
श्री=માનવાચક શબ્દ.
मानतुङ्गी=માનતુંગ ( સૂરિજી )વાળી, ભક્તામર-સ્તોત્રના કર્તાએ રચેલી.
श्रीमानतुङ्गी=શ્રીમાનતુંગ સંબંધી.
कृतिः ( मू० कृति )=કૃતિ, રચના.
अति=અધિકતાવાચક અવ્યય.
रुचिर=મનોહર.

अतिरुचिरा=અત્યંત મનોહર.
सत्=સુંદર.
समस्या=સમસ્યા, શ્લોકની પૂરવણી કરવા માટે રજુ કરવામાં આવેલું એક પદ.
पद्=પદ, વાક્યનો એક ભાગ.
सत्समस्यापदैः=સુંદર સમસ્યાનાં પદો વડે.
तैः ( मू० तद् )=પ્રસિદ્ધ.
सन्दब्धा ( मू० सन्दब्ध )=ગુંથાયેલી.
पार्श्व=પાર્શ્વ, ત્રેવીસમા તીર્થંકર.
नाथ=સ્વામી.
स्तुति=સ્તુતિ, સ્તોત્ર.
रस=રસ.
मिलित ( धा० मिल् )=મિલિત, મળેલ.
पार्श्वनाथस्तुतिरसमिलिता=પાર્શ્વનાથની સ્તુતિના રસથી મિલિત.
आनन्द्=આનન્દ, હર્ષ.
सन्दोह=સમૂહ.
सार=ઉત્તમ.
आनन्दसन्दोहसारा=આનન્દના સમૂહથી ઉત્તમ.
श्रीमत्=શ્રીયુત.
पाठक=અધ્યાપક, ઉપાધ્યાય.
श्रीमच्छ्रीपाठकानां=શ્રીયુત શ્રીપાઠકના.
गुरुतर=અતિશય.
विनय=વિનય.
आद्य=પ્રમુખ.
प्रमोद=હર્ષ.
अभिधा=નામ.
गुरुतरविनयाद्यप्रमोदाभिधानां=વિનય છે આદિમાં જેની એવું પ્રમોદ ( સંજ્ઞક ) મોટું નામ છે જેમનું એવા, **વિનયપ્રમોદ** એવા મોટા નામવાળા.
शिष्येण( मू० शिष्य )=શિષ્ય વડે.
प्राप्य ( धा० आप् )=મેળવીને, પ્રાપ્ત કરીને.
सेवां ( मू० सेवा )=સેવાને.
युज्=જોડનાર.
विनयपदयुजा=વિનય પદથી યુક્ત.
लाभ=લાભ.
नामन्=નામ.
लाभनाम्ना=લાભ છે નામ જેનું એવા.
सुखेन ( मू० सुख )=સુખેથી.

## પદ્યાર્થ

" આ પ્રમાણે વિનય પદથી યુક્ત એવા લાભ ( અર્થાત્ **વિનયલાભ** ) નામના શિષ્યે શ્રીયુત પાઠકવર્ય **વિનયપ્રમોદ** એવા મહાનામધારી (ગણિ)ની સુખેથી સેવા પ્રાપ્ત કરીને અતિશય મનોહર તેમજ આનન્દના સમૂહથી શ્રેષ્ઠ એવી **શ્રીમાનતુંગ** ( કવીશ્વર )ની કૃતિને પ્રસિદ્ધ તેમજ સુન્દર સમસ્યાપદો વડે **પાર્શ્વનાથ**ની સ્તુતિના રસથી યુક્ત કરી ગૂંથી."—૪૫

## સ્પષ્ટીકરણ

**પદ્ય-નિષ્કર્ષ—**

આ પદ્ય ઉપરથી એમ સ્પષ્ટ જોઇ શકાય છે કે આ સંપૂર્ણ કાવ્ય **શ્રીમાનતુંગ**સૂરિએ રચેલ **ભક્તામર**-સ્તોત્રના (ચતુર્થ) ચરણની પૂર્તિરૂપ છે. વિશેષમાં આ કાવ્ય દ્વારા તેના કર્તાએ **શ્રીપાર્શ્વનાથ**ની સ્તુતિ કરેલી છે. આ ઉપરાંત સ્તુતિકારે પોતાને **શ્રીવિનયપ્રમોદ** મુનિરાજના શિષ્ય તરીકે ઓળખાવી પોતાનું **વિનયલાભ** એવું નામ સૂચન કર્યું છે.



# ॥ भारतीच्छन्दांसि ॥



सद्भावभासुरसुरासुरवन्द्यमाना
मानासमानकलहंसविशालयाना ।
या नादविन्दुकलया कलनीयरूपा
रूपातिगाऽस्तु वरदा स्फुरदात्मशक्तिः ॥ १ ॥[1]—वसन्ततिलका

જે સુન્દર ભાવથી શોભતા દેવ અને દાનવો વડે નમન કરાયેલી છે, વળી જે પ્રમાણથી નિરૂપમ એવા અને મનોહર હંસરૂપ વિશાળ વાહનવાળી છે, નાદ-બિન્દુ ( ઓંકાર )ની કળા વડે જેનું સ્વરૂપ કળી શકાય છે તથા વળી જે રૂપનું અતિક્રમણ કરે છે ( અર્થાત્ અરૂપી છે ) તેમજ જેની આત્મિક શક્તિ સ્ફુરી રહી છે, તે ( શ્રુતદેવતા ) વરદાન દેનારી થાઓ.—૧

कुन्देन्दुहारघनसारसमुज्ज्वलाभा
विश्राणिताश्रितजनश्रुतसारलाभा ।
मुक्ताक्षसूत्रवरपुस्तकपद्मपाणी
राज्याय सा कविकुले जिनराजवाणी ॥ २ ॥[2]—वसन्त०

જે [3]કુન્દ, ચન્દ્ર, ( મૌક્તિક )હાર અને કપૂરના જેવી ઉજ્જ્વળ કાન્તિવાળી છે, વળી જેણે સેવક જનોને શ્રુતનો ઉત્તમ લાભ ( અથવા શ્રુતના તત્ત્વનો લાભ ) અર્પ્યો છે તેમજ જે મોતીની જપ-માલા, વરદાન ( મુદ્રા ), પુસ્તક અને કમળથી અલંકૃત હાથવાળી છે, તે જિનેશ્વરની વાણી કવિઓના સમુદાયમાં રાજ્યને માટે થાઓ (અર્થાત્ મને કવિ-સમ્રાટ બનાવો).—૨

चूडोत्तंसितचारुचन्द्रकलिका चिद्रूपचक्रे चिरं
चेतश्चित्रदचातुरीचयचितं चित्तामृतं चिन्वती ।
चातुर्वर्ण्यचदूक्तिचर्च्यचरणाऽचण्डी चरित्राञ्चिता
चञ्चच्चन्दनचन्द्रचर्चनवती पातु प्रभोर्भारती ॥ ३ ॥[4]—शार्दूल०

મુકુટને વિશેષ અલંકૃત કરનારા મનોહર ચન્દ્રની કલિકારૂપ, ચૈતન્યના ચક્રમાં ચિત્તને આશ્ચર્યકારી ચતુરાઇના સમુદાયથી વ્યાપ્ત એવા ચિત્તના અમૃતને દીર્ઘ કાળ પર્યંત એકત્રિત કરતી

---

૧ આ પદ્ય કાંચી-યમકથી અલંકૃત છે અર્થાત્ આમાં પ્રથમ ચરણના છેવટના અક્ષરોથી દ્વિતીય ચરણનો આરંભ થાય છે, વળી એના અન્ત્ય અક્ષરોથી તૃતીયનો અને તેના અન્તમાં આવેલા અક્ષરોથી ચતુર્થ ચરણનો આરંભ થાય છે.

૨ આ પદ્ય પાદાન્તયમકથી વિભૂષિત છે. ૩ મોગરાનું ફૂલ. ૪ આ પદ્યમાં ચકારનું જબરું જોર જણાય છે. ૫ સમૂહમાં.

એવી, વળી જેનાં ચરણો ચારે વર્ણનાં પ્રિય વચનોથી પૂજિત છે, તથા વળી જે ક્રોધી નથી તથા જે ચરિત્રથી માન્ય છે તેમજ જે ચલાયમાન ચન્દન અને કપૂરથી લિપ્ત છે, તે પ્રભુની વાણી ( ભવ્ય જનોનું ) રક્ષણ કરો.—૩

[1]कमलाऽलङ्कृत[वर]करकमलाकरकमलाऽलं [2]कृतकरकमला ।
या सा [3]ब्रह्मकलाकुलकमलात् श्रुतदेवी दिशतु श्रुतकमलाः ॥ १ ॥

સુખને ધારણ કરનારી, વળી કમલાકર (સરોવર)નાં કમળો વડે જેનો હાથ વિભૂષિત છે એવી, તથા પૂરેપૂરી લક્ષ્મીને હસ્તગત (?) કરનારી એવી જે શ્રુત-દેવીએ બ્રહ્માની કળાના સમૂહને પ્રાપ્ત કર્યો, તે તમને શ્રત-( જ્ઞાન )રૂપ લક્ષ્મી અર્પો.—૧

कमलासनकमलनेत्रमुख्यामलसुरनरवन्दितपदकमला ।
कमलाजक्षेत्रनेत्रनिर्वर्णननिर्जितमृगपुङ्गव[4]कमला ॥ २ ॥
[5]कमलाघववर्या दिशतु सपर्या श्रुतव(च)र्या [6]निर्यदकमला ।
कमलाक्क(ङ्कि?)तरोलविलोलकपोलकरुचिजित[7]कमलाकरकमला ॥ ३ ॥[8]—युग्मम्

બ્રહ્મા, વિષ્ણુ પ્રમુખ નિર્મળ દેવોએ અને માનવોએ જેનાં ચરણ-કમલોને વન્દન કર્યું છે એવી, વળી લક્ષ્મી-પુત્ર ( પ્ર[9]દ્યુમ્ન )ના ક્ષેત્રરૂપ નેત્રોના નિરીક્ષણ વડે જેણે હરણોમાં ઉત્તમ એવા [10]કમળોને પરાસ્ત કર્યાં છે એવી, ગૌરવથી શ્રેષ્ઠ તથા શ્રતની ચર્યાવાળી એવી તેમજ જેના (દર્શન)થી દુઃખરૂપ મળ ( દૂર ) જાય છે એવી તથા વળી જેણે કમળોથી લક્ષિત ચપળ [11]કપોળની શોભાથી સરોવરના જળને જીતી લીધું છે એવી ( શ્રુતની અધિષ્ઠાયિકા ) દેવી અમને સુખે સેવા સમર્પો.—૨–૩

जिनराजवदनपङ्कजविलासरसिका मरालबालेव ।
जयति जगज्जनजननी श्रुतदेवी विनमदमरजनी ॥ ४ ॥

જિનેશ્વરના વદનરૂપ કમળના સ્થાનમાં ક્રીડા કરવામાં રસિક એવી જાણે હંસી હોય તેવી, વળી જગત્‌ના જનોની જનની તેમજ જેને દિવ્યાંગના પ્રણામ કરે છે એવી શ્રુત-દેવી જયવંતી વર્તે છે.—૪

---

१ कं–सुखं मलते–धारयतीति कमला । २ कृतः करः कमलायाः यया सा कृतकरकमला । ३ या ब्रह्मणः–परब्रह्मणः कलाकुलकं अलात्–जगृहे सा श्रुतदेवी श्रुतकमलाः–श्रुतलक्ष्मीः दिशतु । ४ कमलनामा हरिणो ज्ञेयः । ५ कं–सुखं यथा भवति ( क्रियाविशेषणम् ) । ६ निर्यन्–निर्गच्छन् अकमलः–पापमलो यस्याः सा । ७ कमलाकरस्य–पद्माकरस्य कमलं–जलं ज्ञेयं तदपि पिञ्जरत्वात् सदृशं स्यात् ।

૮ આની હસ્તલિખિત પ્રતિમાં આપેલાં ઉપર ત્રણ પદ્યો પછીનાં પદ્યના અંકોમાં ભિન્નતા છે. અત્ર જ્યાં ૩,૬,૯, એમ અંકો આપ્યા છે તેને બદલે પ્રતિમાં ૧, ૨, ૩ એમ અંકો છે. ચાલુ અંક નહિ આપેલ હોવાથી, આરમ્ભમાં આપેલાં ત્રણ પદ્યો કોઇ અમુક મુનિવર્યની કૃતિ હોય એમ ભાસે છે, જ્યારે ત્યાર પછીનાં પદ્યો મુનિ-રત્ન શ્રીરત્નવર્ધનની કૃતિ છે એમ લાગે છે.

૯ મદન. ૧૦ હરણની એક જાત. ૧૧ ગાળ.

रजनीवरपीवरप्रवरशचीवरसिन्धुरवन्धुरगुणनिलया ।
लयलीनविलीनपीनमीनध्वजयतिजनजनिताशुभविलया ॥ ५ ॥

ચન્દ્ર તથા પુષ્ટ તેમજ ઉત્તમ એવા ઇન્દ્રના ( ઐરાવણ ) હાથીના જેવા નિર્મળ ગુણોના નિવાસરૂપ એવી તથા વળી એકતાનમાં લીન તેમજ જેમણે પીન રતિ-પતિનો નાશ કર્યો છે એવા મુનિ-જનોએ ( જેની સહાયતાથી ) અશુભનો નાશ કર્યો છે એવી તું છે.—૫

लयतानवितानगानगायनसखिवीणावादविनोदमनाः ।
मननात्मकचरिता विदलितदुरिता जननि ! त्वं जय निर्वृजिना ॥ ६ ॥

લય અને તાનના વિસ્તારવાળા ગાન તથા ગાયનની સખિરૂપ વીણાના વાદનમાં વિનોદ પામતા ચિત્તવાળી, મનન કરવા લાયક ચરિત્રવાળી, વળી જેણે પાપોનો પ્રણાશ કર્યો છે એવી તથા પાપથી મુક્ત એવી હે માતા ! તું જયવંતી વર્ત.—૬

तव भारति ! पदसेवारेवामासाद्य कोविदद्विरदाः ।
नवरसललनविलोलाः कोलाहलमुल्लपन्ति सूक्तरसैः ॥ ७ ॥

હે સરસ્વતી ! તારાં ચરણની સેવારૂપી રેવા ( સરિતા )ને પ્રાપ્ત કરીને ( શૃંગારાદિક ) [1]નવ-રસનું લાલન કરવામાં ચપળ એવા વિચક્ષણ ( જન )રૂપ કુંજરો સુન્દર ઉક્તિના રસોથી કોલાહલ કરે છે.—૭

रससङ्गतिचङ्गसूक्तमुक्तामणिशुक्तिरुरीकृतमुक्तिकला ।
कलि(वि)तौघविमोघसारसारस्वतसागरवृद्धिविधे(धौ ?)न्दुकला ॥ ८ ॥

તું રસના સમુદાયરૂપ તેમજ સુન્દર ઉક્તિરૂપ મુક્તામણિને ( ઉત્પન્ન કરનારી ) શુક્તિ (છીપ) છે, વળી તેં મોક્ષની કળાનો સ્વીકાર કર્યો છે તથા તું કાવ્યોના સમુદાયરૂપ સફળ તેમજ ઉત્તમ એવા સારસ્વતરૂપ સાગરની વૃદ્ધિ કરવામાં ચન્દ્રની કળા છે.—૮

कलनादविभेदविन्दुवृन्दारकविदितब्रह्मज्ञानशुभा ।
शुमि(सुमि)ताङ्गोपाङ्गसुभगे ! त्वं मयि देवि ! प्रसीद कैत(र)वभा ॥ ९ ॥

હે દેવી ! સુંદર ( યથોચિત ) પ્રમાણવાળા અંગ અને ઉપાંગવાળી તેમજ સૌભાગ્યવતી એવી હે સરસ્વતી ! મધુર શબ્દના વિભેદના જાણકાર એવા દેવોએ જેની સહાયતાથી બ્રહ્મજ્ઞાન જાણી લીધું છે એવી તેમજ શુભ તથા કૈરવના જેવી શોભાવાળી એવી તું મારા ઉપર પ્રસન્ન થા.—૯

करपङ्कजाग्रजाग्रज्जपदामनिका मणीह कमलम् ।
वीणा पुस्तकममलं हेतु (हे सु)तनो ! ते धिनोतु मम कमलम् ॥ १० ॥

હે સુન્દર દેહવાળી દેવી ! હસ્તરૂપ કમળના અગ્ર ભાગમાં જાગૃત એવી તારી જપમાળા તથા તારાં વીણા, પવિત્ર પુસ્તક તેમજ કમળ................૧૦

૧ આનો વર્ણ શ્વેત માનવામાં આવે છે. ૨ કુંજરોના પક્ષમાં નૂતન જળને ઉછાળવામાં એવો અર્થ કરવો.

कमलच्छदसत्पदविद्रुमकन्दलसरलाङ्गुलिमणिसखरनखरा ।
न खरा क्रमवर्तुलमृदुजङ्घोज्ज्वलरम्भास्तम्भशुभोरुवरा ॥ ११ ॥
वरभा वरगतिरतिविततश्रोणीपुलिना तलिनोदरमधुरा ।
मधुरावधिवचनालापकलापा त्वं जय जय नतसुरनिकरा ॥ १२ ॥—युग्मम्

કમળનાં પત્ર જેવાં સુન્દર ચરણવાળી, પરવાળાના અંકુરા જેવા (લાલ રંગની) અવક્ર આંગળીવાળી, મણિ જેવા શ્રેષ્ઠ નખવાળી, કઠોર નહિ એવી (મૃદુ), ક્રમથી ગોળ અને મૃદુ જાંગવાળી તથા ઉજ્જવળ કેળના સ્તંભ જેવા શુભ ઉરૂથી મનોહર. ઉત્તમ પ્રભાવાળી, સર્વોત્તમ ચાલવાળી અને અતિશય વિશાળ નિતંબરૂપ કિનારાવાળી અને પાતળા પેટ વડે મધુર, મધુરતાની સીમારૂપ (અર્થાત્ અતિશય મધુરતાથી યુક્ત) એવાં વચન અને ગોષ્ઠીના સમૂહવાળી તેમજ સુરોના સમુદાયો વડે પ્રણામ કરાયેલી એવી તું જયવંતી વર્ત.—૧૧-૧૨

सुविशालभुजमृणालं मृदुपाणिपयोजयामलं विमलम् ।
तव देवि ! तुष्टमनसः शिरसि निविष्टं न नं वहेम ॥ १३ ॥

હે દેવી ! અતિશય વિશાળ એવા હસ્તરૂપ [1]મૃણાલવાળા, નિર્મળ તેમજ પ્રસન્ન ચિત્તવાળાના મસ્તક ઉપર મૂકાયેલા એવા તારા કોમળ હસ્તરૂપ કમળના યુગલને અમે ખરેખર વહન ન કરીએ એમ નથી.—૧૩

नवहेमविनिर्मितविविधविभूषणविलसद्बाहाऽनन्यसमा ।
समवृत्तस्फारतारहाराञ्चितपीनपयोधरकुम्भयमा ॥ १४ ॥

નૂતન સુવર્ણનાં બનાવેલાં વિવિધ આભૂષણો વડે શોભતી ભુજાવાળી, અસાધારણ, બરાબર ગોળ તથા સ્ફાર અને મનોરંજક એવા હારથી યુક્ત એવા પીન (ભરાઉ) સ્તનરૂપ કુંભ-યુગલવાળી તું છે.—૧૪

यमिनां शशिवदनशुक्तिजदशना निभसुम(शुकनिभ ?)नाशा ततलाभा(भाला) ।
भालङ्कृतकज्जलकुन्तलहस्ता पातु कलश्रुतिसुविशाला ॥ १५ ॥

ચન્દ્રના જેવા વદનવાળી તથા મૌક્તિકના જેવા દાંતવાળી, પોપટના જેવા નાકવાળી, વિશાળ લલાટવાળી, તેજથી અલંકૃત કાજળ જેવા કુન્તલ-હસ્ત (ચોટલા)થી યુક્ત તથા મધુર શ્રુતિથી સુવિશાળ એવી તું દેવી મહાવ્રતધારીઓનું રક્ષણ કર.—૧૫

तरुणयति कविकुलानां कलङ्कविकलं कलाकलानन्दम् ।
यच्चलननलिनभक्तिः श्रुतशक्तिं नमत तां कवयः ! ॥ १६ ॥

જેના ચરણરૂપ કમળ વિષેની ભક્તિ કવિઓના સમૂહોના કલંકથી રહિત એવા કળાના મનોહર આનંદને પ્રોત્સાહિત કરે છે, તે શ્રુત-શક્તિને હે કવિઓ ! તમે નમો.—૧૬

૧ કમળની નાલના તંતુ.

कवयोवरशंसहंसमारूढा प्रौढप्राप्तगुणावलिका ।
बलिकाममधुव्रतचम्पककलिका रुचिवञ्चितगृहमणिकलिका ॥ १७ ॥

જલ-પક્ષીઓમાં શ્રેષ્ઠ તથા પ્રશંસનીય એવા હંસ ઉપર આરૂઢ થયેલી, વળી જેણે પ્રૌઢ ગુણોની શ્રેણિને પ્રાપ્ત કરી છે એવી, તથા પરાક્રમી મદનરૂપ ભ્રમરને ( બેસવા માટે યોગ્ય ) ચાંપાની કળી સમાન તેમજ જેણે પોતાના દેહની ઘુતિ વડે દીપકની પ્રભાને ઠગી છે એવી તું છે.—૧૭

कलिकामदुघाऽस्तु सारश्रुतपयसां दाने विजितत्रिदशमणी ।
मणिमण्डितनूपुरसुरूणझणत्कृतिनिःकृतजडसा(ता) वरतरुणी ॥ १८ ॥

મણિ વડે અલંકૃત એવા નૂપુરના ( સુન્દર ધ્વનિરૂપ ) ઝણકાર વડે જેણે જડની લક્ષ્મીનો ( જડતાનો ) નિરાસ કર્યો છે એવી, વળી ઉત્તમ તરૂણી તેમજ વળી જેણે ( દાન દેવામાં ) ચિન્તામણિને પણ પરાજિત કર્યો છે એવી તું ઉત્તમ શ્રુતરૂપ દુગ્ધના દાનના વિષયમાં કલિ-કાલમાં કામધેનુરૂપ થા.—૧૮

गिरिजागुरुगिरिगौरशरीरे ! सितरुचिसितरुचिमु(सु)रुचिरचीरे ! ।
भजमाना भवतीं भवतीरे देवि ! भवन्ति वराः कविवीरे ॥ १९ ॥

હે પાર્વતીના પિતા પર્વત ( હિમાલય )ના જેવા ઉજ્જ્વળ દેહવાળી ! હે ચન્દ્રની ઉજ્જ્વળ કાંતિ જેવાં અત્યંત મનોહર વસ્ત્રવાળી ! તને ભજનારા ભવ( રૂપ સમુદ્ર )ના તીર ઉપર કવિ-વીરમાં શ્રેષ્ઠ થાય છે.—૧૯

वीराकृतिनिःकृतिकृति(त)धिकाराः सारोङ्कारोच्चारपराः ।
परमैन्द्रपदं ते सपदि लभन्ते हीमति ! ये त्वयि विनयधराः ॥ २० ॥

હે લજ્જાશીલ ( દેવી ) ! જેમણે વીરાકૃતિ અને માયાનો તિરસ્કાર કર્યો છે તથા જેઓ ઉત્તમ ઓંકારનો ઉચ્ચાર ( કરવા )માં તત્પર છે તેમજ વળી જેઓ તારે વિષે વિનયશીલ છે તેઓ એકદમ ઉત્તમ ઐન્દ્ર પદને પામે છે.—૨૦

धरणीधवधीरैः श्रीमति ! वन्द्ये ! वद वद वाग्वादिनि ! वरजाम् ।
मयि तुष्टिं भगवति ! देवि ! सरस्वति ! माया न मनागतगिरिजाम् (?) ॥ २१ ॥

હે પૃથ્વીપતિઓ તથા ધીર (પુરૂષો) વડે વન્દનીય ! હે શ્રીમતી ! હે વદ વદ વાગ્વાદિની ! હે ભગવતી ! હે દેવી ! હે સરસ્વતી !........મને વરદાનથી ઉત્પન્ન થયેલી તુષ્ટિ આપ.—૨૧

गुरुगुम्फितगुणमाले ! बाला(ले) अयि ते प्रसादमधिगम्य ।
सुरभितभुवनाभोगा भवन्ति कवयः श्रुताभोगाः ॥ २२ ॥

જેના ગુણોની માળા વિસ્તૃત રીતે ગુંથાઇ છે એવી હે ( દેવી ) ! હે બાળા ! તારી કૃપા મેળવીને જ્ઞાનના વિસ્તારવાળા કવિઓ જેમના (સંચારથી) ભુવનરૂપી વનનો વિસ્તાર સુવાસિત બન્યો છે એવા થાય છે.—૨૨

भोगायतनं सा लटभश्रीणां सकलकलानां निधिरपरः ।
परमार्थपरीक्षाबुद्धिकषपट्टः सकलस्तेजोऽत्रविरतरः ॥ २३ ॥

तरणी श्रुतसिन्धोः शुभफलफलदः कन्दः कविताकल्पतरोः ।
तरसामिह मूलं यशसामादिर्जय जय भारति ! भुवनगुरोः ॥ २४ ॥—युग्मम्

મનોહર લક્ષ્મીઓના દેહરૂપ, સમસ્ત કળાઓના સર્વોત્તમ ભંડારરૂપ, પરમાર્થની પરીક્ષા માટેની મતિ પ્રતિ કષ-પટ્ટ સમાન તથા તેજની અપાર સીમારૂપ, શ્રુત-સાગરની હોડીરૂપ, કવિતારૂપ કલ્પવૃક્ષનાં શુભ ફળને આપનાર કન્દરૂપ તેમજ પરાક્રમોના મૂળરૂપ તથા કીર્તિઓની આદિરૂપ એવી હે ભુવન ગુરુની ભારતિ ! તું જયવંતી હો જયવંતી હો.—૨૩-૨૪

कुसुमामोदा विमो(नो)दप्रमोदमदमेदुराऽदुराशाया ।
दूरं दुरन्तदुरितं देवी दावयतु सा त्वरितम् ॥ २५ ॥

જે દેવી પુષ્પને વિષે આનંદ રાખે છે ( અથવા જે પુષ્પથી સુવાસિત છે ) તથા વળી જે વિનોદ અને પ્રમોદના મદથી પુષ્ટ છે તેમજ જે દુષ્ટ આશાથી વિમુખ છે ( અથવા અશુભ આશાથી રહિત એવાને લાભકારી ) તે વિકટ પાપને સત્વર દૂરથી બાળી નાંખો.—૨૫

त्वरितागति(त ?)सङ्गतरङ्गतरङ्गितहरिहरिणाक्षी ।
महितपदात्तपदारुणदीधितिपवनपथध्वजपुण्यप्रतापा ॥ २६ ॥
देवि ! सदा विशदांशुमयि ! त्वं ललितकवित्वं श्रुतममलम् ।
मम देहितमां हितमार्गमयत्नरत्नवर्धनकविरोपितसंस्तवनकुसुमा ॥२७॥—युग्मम्

વેગવાળી ગતિના સંગરૂપ તરંગથી જેણે સિંહને તરંગિત કર્યો છે એવા હરિણના જેવા નેત્રવાળી, પૂજિત ચરણવાળાથી જેનું ચરણ સ્વીકારાયેલું છે એવી [ અથવા વેગથી આવેલી અને ભેગી મળેલી તેમજ આનંદથી છલકાતી એવી ઇન્દ્રની પત્નીઓ ( ઇન્દ્રાણીઓ )થી જેનાં ચરણો પૂજાયાં છે એવી તથા પ્રતિષ્ઠા પામેલી એવી ], સૂર્યનાં કિરણો અને પવનના માર્ગ ( આકાશ )માં ધ્વજા ( ચન્દ્ર ) સમાન પુણ્ય પ્રતાપવાળી અને પ્રયત્ન વિના રત્નવર્ધન કવિ વડે જેના સંસ્તવન-રૂપ પુષ્પો રોપાયાં છે એવી તું સર્વદા નિર્મળ કિરણવાળી ! હે દેવી ! મને હિતકારી માર્ગરૂપ મનોહર કવિત્વ અને નિર્મળ શ્રુત અતિશય આપ.—૨૬-૨૭

कमलदलदीर्घनयना श्रुतिदोलालोलकुण्डलकपोला ।
शुक्तिजसङ्कुलचोला शुभा सलोलोक्तिकल्लोला ॥ २८ ॥

कल्लोलविलोलितजलधिकफोज्ज्वला कीर्तिकलाढ्या श्रुतजननी ।
जननीवान्निरुपधिवत्सलपिच्छलचित्ता कुमतद्विक[र]रजनी ॥ २९ ॥

१ दुराशा या इत्यपि सम्भवति ।
૨ આ અર્થ કરતી વેળા પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ ભેગા લેવા પડે છે.

रजनीकरदिनकररुचिरिव रचितजडिमतमोहरणा ।
हरिणाश्रितचरणा शरणं भव मे त्वं भयभञ्जनधृतकरुणा ॥ ३० ॥—विशेषकम्

કમળનાં પત્ર જેવા દીર્ઘ લોચનવાળી, કર્ણરૂપ હિંડોળાને વિષે ચપળ કુણ્ડળોથી યુક્ત કપોળવાળી, તથા મોતીથી વ્યાપ્ત ચોળી ( કંચુકી )વાળી, શુભ તથા લોલ ઉક્તિઓના તરંગોથી યુક્ત, કલ્લોલોથી ચંચળ બનેલા સમુદ્રના સમુદ્રફીણના જેવી નિર્મળ, કીર્તિ તેમજ કળાથી સંપન્ન, શ્રુત-જનની, માતાની પેઠે નિરૂપમ વાત્સલ્યથી આર્દ્ર ચિત્તવાળી અને કુમતરૂપ કાગડા પ્રતિ રાત્રિસમાન એવી, ચન્દ્ર અને સૂર્યના પ્રકાશની જેમ જેણે અજ્ઞાનરૂપ અંધકારને દૂર કર્યો છે એવી, વળી મૃગ વડે જેનું ચરણ સેવાયેલું છે એવી તેમજ ભયનો નાશ કરવામાં કૃપાળુ એવી તું મારું શરણ હો.—૨૮–૩૦

करुणामलकोमलमनस्कनिर्मितपरिचरणा ।
चरणाश्रितजनदत्तविविधविद्यासंवरणा ॥ ३१ ॥
वरुणायातसमस्तरु(ऋ)द्धिरुल(ल्ल)सदुपकरणा ।
करणाङ्कुशकुशलाप्तिविहितदुष्कृतभरहरणा ॥ ३२ ॥
हरिणाङ्कसुशिरसत्पादविशदवचनविजृम्भितममलतनु ! ।
तनुसे त्वमद्य सौहार्दवति ! मातरात्तगुणगणमतनु ॥ ३३ ॥—विशेषकम्

દયાથી નિર્મળ તેમજ મૃદુ એવા ચિત્તવાળા ( જનો )એ જેની સેવા કરી છે એવી, વળી જેણે પોતાના ચરણનો આશ્રય લીધેલાને વિવિધ વિદ્યાના સંવર આપ્યા છે એવી, વરુણની માફક જેને ત્યાં સર્વ ઋદ્ધિઓ આવી છે એવી, જેનાં ઉપકરણો શોભે છે એવી, ઇન્દ્રિયરૂપ ( કુંજરો ) પ્રતિ અંકુશના જેવા કુશળ(જ્ઞાન)થી જેણે પાપના સમૂહનું હરણ કર્યું છે એવી તું હે નિર્મળ દેહવાળી ! હે સુજનતાથી યુક્ત ! હે જનની ! આજ તું ચન્દ્રના જેવા સારા મસ્તક, સુન્દર ચરણ અને નિર્મળ વચનના વિજૃમ્ભિતવાળા ગ્રહણ કરેલા ગુણોના સમૂહને અત્યંત વિસ્તારે છે.—૩૧–૩૩



ख-परिशिष्टम्।

स्रग्धराच्छन्दसि रचितं

# ॥ श्रीशारदाष्टकम् ॥

[2]ऐं ह्रीं श्रीं मन्त्ररूपे ! विबुधजननु[3]ते ! देवदेवेन्द्रवन्द्ये !
चञ्चच्चन्द्रावदाते ! क्ष[4]पितकलिमले ! हारनीहारगौरे ! ।
भीमे ! भीमाट्टहासे ! भवभयहरणे ! भैरवे ! भीमरूपे !
ऱ्हां ऱ्हीं ऱ्हूंकारनादे ! मम मनसि सदा सारदे ! [6]देवि ! तिष्ठ ॥१॥

જેનું સ્વરૂપ ऐं ऱ्हीं श्रीं રૂપ મન્ત્ર છે એવી (હે સરસ્વતી)! હે પણ્ડિતમાનવોથી નમન કરાયેલી (શારદા)! હે સુરો તેમજ સુરપતિઓને (પણ) પૂજનીય (ભારતી)! હે ચપળ ચન્દ્રમાના જેવી ઉજ્જવળ (શ્રુત-દેવતા)! જેણે કલિ(યુગ)ના કર્દમ (કાદવ)નો નાશ કર્યો છે એવી (મૌક્તિક)હાર તેમજ હિમના જેવી હે ગૌર (વર્ણી)! હે (અજ્ઞાનીને) ભયંકર! હે ભયાનક અટ્ટહાસ (કરનારી દેવી! હે સંસૃતિ(સંસાર)ની ભીતિને હરનારી! હે ભૈરવ! હે વિકરાળ રૂપવાળી! ऱ્હાં ऱ્હીં ऱ્હૂં એ શબ્દવાળી સારદા દેવી! તું સદા મારા મનમાં રહે.—૧

हापक्षं(क्षे?) बीजगर्भे ! सुरवररमणीव[7]न्दितेऽनेकरूपे !
[8]कोपं वंलं(ध्यं?) विधेयं धरितधरिवरे ! योगिनां योग[9]गम्ये ! ।
[10]हं हं सः स्वर्गराजैः प्रतिदिनन[11]मिते ! प्रस्तुतालापपाये
दैत्येन्द्रै[12]र्ध्यायमाने ! मम मनसि सदा सारदे ! देवि ! तिष्ठ ॥ २ ॥

હારૂપી પક્ષવાળી અને જેના ગર્ભમાં બીજ છે એવી! દેવોની ઉત્તમ પ્રમદાઓથી પૂજ- ચેલી! હે અનેક રૂપવાળી! .... .... .... .... હે યોગીઓને યોગ દ્વારા ગમ્ય! हं हं सः (એ મન્ત્રાક્ષરો પૂર્વક) દેવલોકના ઇન્દ્રો વડે પ્રતિદિન પ્રણામ કરાયેલી! હે દૈત્યરાજ વડે ધ્યાન કરાયેલી સારદા૦—૨

दैत्यैर्दैत्यारिनाथैर्नमितपदयुगे ! भक्ति[13]पूर्वं त्रिसन्ध्यं
[14]यक्षैः सिद्धैश्च नम्रैरहमहमिकया देहकान्त्या[15]ऽतिकान्तैः ।
[16]षां ह्रैं ॐ प्रस्फुटाभाक्षरवरमृदुना सुस्वरेणासुरेणा-
[17]ऽत्यन्तं प्रोद्गीयमाने ! मम मनसि सदा सारदे ! देवि ! तिष्ठ ॥ ३ ॥

---

૧ આ અષ્ટક તેમજ શ્રીશારદા-સ્તોત્ર તથા શ્રીસરસ્વતી-સ્તવ દક્ષિણવિહારી મુનિવર્ય શ્રીઅમરવિજયના શિષ્ય-રત્ન શ્રીચતુરવિજયે લખી મોકલ્યાં હતાં તે બદલ હું તેમનો આભાર માનું છું.

આ અષ્ટકનું પ્રુફ તપાસતી વેળાએ પ્રવર્તકજી તરફથી આની એક હસ્તલિખિત પ્રતિ મળી. એમાં પાઠ-ભિન્નતા વિશેષ છે. પ્રથમ તો આરંભિક પદ્યજ નીચે મુજબ અધિક છેઃ—

" सरस्वती( ति ! ) महाभागे ! वरदे ! कामरूपिणि ! ।
विश्वरूपे ! विशालाक्षि( क्षे ! ) देहि विद्यां नमोऽस्तु ते ॥ १ ॥ "

ત્યાર પછી અત્ર આપેલાં આઠ પદ્યો છે, પરંતુ તેમાં પણ ત્રીજા પદ્યને સ્થળે ચોથું અને ચોથાને સ્થળે ત્રીજું પદ્ય છે. એ પ્રતિના આધારે સમગ્ર પાઠાન્તર સૂચવેલ હોવાથી પ્રતિસંજ્ઞક અક્ષર આપવામાં આવ્યો નથી.

२ ' ॐ ऐं श्रीं ' । ३ ' नते ' । ४ ' क्षिपति कलि० ' । ५ 'भीरुवीरे !' । ६ 'तिष्ठ देवि !' । ७ 'चर्चिताऽनेक०' । ८ ' यः कोपं विंढ मध्ये घरति वरधरे ! ' । ९ 'मार्गे ' । १० ' हं सं सः स्वर्ग्रजैन्द्रैः ' । ११ ' मम ते प्रस्थितालापपाद्वे ' । १२ ' गीयमाने ' । १३ ' युक्ते ! ' । १४ ' सिद्धैर्यक्षैर्विनम्रै० ' १५ ' सुकान्तैः ' । १६ आं ऐं अं अं अ [आ] अः मृदुमृदुमृदुनाऽद्भुतस्वरेण स्वरेण १७ ' जिह्वं योगीयमाने ' ।

દેહની દ્યુતિ વડે અતિશય મનોહર તેમજ નમ્ર એવા દૈત્ય તેમજ દૈત્યના દુશ્મનો ( અર્થાત્ દેવો )ના સ્વામીઓએ યક્ષોએ તેમજ સિદ્ધોએ જેના ચરણયુગલને હું પહેલો હું પહેલો એવી બુદ્ધિથી ભક્તિપૂર્વક પ્રાતઃકાલે, મધ્યાહ્ને અને સાયંકાલે નમસ્કાર કર્યો છે એવી હે ( ભારતી ) ! યાં ઈં ઊં રૂપ સ્પષ્ટ પ્રભાવાળા અક્ષર વડે ઉત્તમ તેમજ મૃદુ એવા સુસ્વરથી અસુર દ્વારા અતિશય ઉચ્ચ રીતે ગવાયેલી હે સારદા૦—૩

क्षां क्षीं क्षूं ध्येयरूपे ! हन(र१) विषमविषं स्थावरं जङ्गमं चं
संसारे संसृतानां तव चरणयुगं सर्वकालं नराणाम् ।
अव्यक्ते ! व्यक्तरूपे ! प्रणतनरवरे ! ब्रह्मरूपे ! सुरूपे !
ऐं क्लीं क्रूं योगिगम्ये ! मम मनसि सदा सारदे ! देवि ! तिष्ठ ॥ ४ ॥

ક્ષાં ક્ષીં ક્ષૂં વડે ધ્યેય રૂપવાળી ! તારૂં ચરણ-યુગલ સંસારમાં પરિભ્રમણ કરતા મનુષ્યોના સ્થાવર તેમજ જંગમ એવા વિષમ વિષનો નાશ કરનારૂં થાઓ. હે અવ્યક્ત ! હે સ્ફુટ રૂપવાળી ! જેને ઉત્તમ મનુષ્યોએ પ્રણામ કર્યો છે એવી ! હે બ્રહ્મસ્વરૂપી ! હે સુન્દર રૂપવાળી ! હે ऐं क्लीं क्रूं વડે યોગીઓને ગમ્ય ! સારદા૦—૪

सम्पूर्णैरत्यन्तशोभैः शशधरधवलै रासलावण्यभूतै-
रम्यैर्व्यक्तैश्च कान्तैर्द्वि(र्नि)जकरनिकरैश्चन्द्रिकाकारभासैः ।
अस्माकीनं नितान्तोदितमनुदिवसं कल्मषं क्षालयन्ती
श्रीं श्रीं श्रूं मन्त्ररूपे ! मम मनसि सदा सारदे ! देवि ! तिष्ठ ॥ ५ ॥

હે श्रां श्रीं श्रूं મન્ત્રસ્વરૂપી સારદા દેવી ! પરિપૂર્ણ તેમજ અતિશય શોભાવાળાં, ચન્દ્રના જેવા શ્વેત, રસ અને લાવણ્યમય, રમ્ય, સ્ફુટ, મનોહર, ચન્દ્રિકાના આકાર જેવી પ્રભાવાળા એવા પોતાના હસ્ત-સમૂહ વડે નિરંતર ઉદય પામેલા એવા અમારા પાપનું પ્રતિદિન પ્રક્ષાલન કરતી તું મારા મનમાં રહે.—૫

भास्वत्पद्मासनस्थे ! जिनमुखनिरते ! पद्महस्ते ! प्रशस्ते !
ज्रां ज्रीं ज्रूं ज्रः पवित्रे ! हर हर दुरितं दुष्टसंजुष्टचेष्टम् ।
वाचालाभिः स्वशक्त्या त्रिदशयुवतिभिः प्रत्यहं पूज्यपादे !
चैश्वचन्द्राङ्कराले(गरागे) ! मम मनसि सदा सारदे ! देवि ! तिष्ठ ॥ ६ ॥

હે દેદીપ્યમાન પદ્માસનને વિષે રહેલી ! હે તીર્થંકરના વદન વિષે આસક્ત ! હે પદ્મના જેવા હસ્તવાળી ! હે પ્રશંસનીય ! હે ज्रां ज्रीं ज्रूं ज्रः વડે પવિત્ર ( દેવી ) ! તું દુષ્ટ વડે સેવા-

१ 'वा' । २ 'अव्यर्क व्यक्तदेहे !' । ३ 'स्वरूपे !' । ४ 'ब्लूं योगमध्ये' । ५ 'व्यक्तशो भीराधिकारसदृशा हास्यबिम्बात् प्रसूतैः' । ६ स्वच्छै रम्यैः मुक्तान्तैर्द्विजकर०भासे । । ७ 'कीनां सुरच्यांदिनमनु०' । ८ 'स्वां स्वीं स्वौं स्वा मन्त्रपूते !' ९ 'गापे पद्मा०' । १० 'निःसृते !' । ११ 'प्रां प्रीं प्रौं प्रा पवित्रे !' । १२ 'चण्डे ! चण्डीकराले !।

ચેલી ચેષ્ટાથી યુક્ત એવા ( અમારા ) પાપને દૂર કર દૂર કર. વાચાલ દિવ્યાંગનાએ વડે પ્રતિદિન આત્મ-શક્તિ અનુસાર જેના પાદ પૂજનીય છે એવી ! અસ્થિર ચન્દ્રના જેવા ( મનોહર ) દેહના વર્ણવાળી સારદા૦—૬

नम्रीभू[1]तक्षितीशोद्भटमणिमुकुटोद्घृष्टपादारविन्दे ! ।
पद्मास्ये ! पद्मनेत्रे ! गजप[2]तिगमने ! हंसयाने ! प्र[3]माणे ! ।
कीर्तिश्रीवृ[4]द्धिचक्रे ! जयविजयजये ! गौरिगान्धारियुक्ते ! ।
ध्येयाध्येयस्वरूपे ! मम मनसि सदा सारदे ! देवि ! तिष्ठ ॥ ७ ॥

જેના ચરણ-કમલ નમેલા પૃથ્વીપતિઓના દેદીપ્યમાન મણિમય મુકુટોથી સ્પર્શાયેલા છે એવી હે ( દેવી ! ) હે પદ્મના જેવા મુખવાળી ! હે કમલનયને ! હે ઐરાવતના જેવી ચાલવાળી ! હે હંસરૂપ વાહનવાળી ! હે પ્રમાણ સ્વરૂપી ! હે કીર્તિ અને લક્ષ્મીની વૃદ્ધિના સમૂહરૂપ ! હે જય અને વિજય વડે વિજયશીલ ! હે ગૌરિ અને ગાન્ધારિથી યુક્ત ! હે ધ્યાનને ગોચર તેમજ અગોચર એવા સ્વરૂપવાળી ! સારદા૦—૭

विद्युज्ज्वालांशुं[5]शुभ्रां प्रवरमणिमयीमक्षमालां [6]सुरूपां
हँस्ताब्जे धारयन्ती दिनमनु ( प्रतिदिन ? )पटतामष्टकं सारदं च ।
नागेन्द्रैरिन्द्रचन्द्रैर्मनुजमुनिगणैः संस्तुता या च देवी
सा कल्याणानि देवी मम मनसि सदा सारदे ! देवि ! तिष्ठ ॥ ८ ॥

સૌદામિની ( વીજળી )ની જ્વાલાનાં કિરણોની જેમ ઉજ્જ્વળ તથા સર્વોત્તમ મણિઓથી નિર્મિત તથા સુન્દર રૂપવાળી એવી જપમાળાને હસ્ત-કમલમાં ધારણ કરનારી એવી જે દેવી નાગેન્દ્રો, ઈન્દ્રો તથા ચન્દ્રો વડે તેમજ માનવો અને મુનિઓના સમૂહ વડે સ્તુતિ કરાયેલી છે, તે સરસ્વતીના અષ્ટકનો પ્રતિદિન (?) પાઠ કરનારાઓનું કલ્યાણ કરનારી હે સારદા દેવી ! તું મારા૦—૮



१ ‘ भूतः क्ष(क्षि ?)तीशप्रभरुचिमुकुटाघृष्ट० । २ ‘ गति० ’ । ३ ‘ प्रणामे । ४ ‘ बुद्धिशक्ते ! जयविजयधृते’ । ५ ‘ सुदीप्रां ’ । ६ कराग्रे । ७ रम्यां वृत्तां धरन्ती । ८ ‘ ऽऽराधिता या ’ । ९ ‘ कल्याणं सा च देवी दिशतु मम सदा निर्मलं ज्ञानरत्नम् ’ ।

# ॥ श्री[1]भारतीस्तवनम् ॥



राजते श्रीमती देवता भारती, शारदेन्दुप्रभाविभ्रमं बिभ्रती ।
मञ्जुमञ्जीरझङ्कारसञ्चारिणी, तारमुक्तालताहारशृङ्गारिणी ॥ १ ॥

ॐ[2] ह्रीँ हंस प्रत्यङ्गिरे ह्स्फ्रौँ महाविद्ये ! सर्वत्रशङ्करी मम शान्तिं कुरु कुरु ऐँ ह्रीँ स्वाहा ।

શારદ (પૂર્ણિમા)ના ચન્દ્રની કાન્તિની ભ્રાન્તિ (અથવા શોભા)ને ધારણ કરનારી તથા સુન્દર [3]મંજીર(ના નાદ વડે જાણે) ઝંકારનો સંચાર કરનારી તેમજ મનોહર મૌક્તિક-લતાના હાર-રૂપ અલંકારથી યુક્ત એવી શ્રીમતી સરસ્વતી દેવી શોભે છે.—૧

चारु[4]चूडं दुकूलं दधाना घनं, केतकीगन्धसन्दर्भितं चन्दनम् ।
मालतीपुष्पमालालसत्कन्धरा, कुन्द-मन्दार-बन्धूकगन्धोद्धुरा ॥ २ ॥
स्फारशृङ्गार[5]विस्तारसञ्चारिणी, [6]रौद्रदौर्भाग्यदारिद्र्यनिर्नाशिनी ।
व्योमनालोकना लोचनानन्दिनी, कोमलालापपीयूषनिस्यन्दिनी ॥ ३ ॥
सारकर्पूरकस्तूरिकामण्डिता, सर्वविज्ञानविद्याधरी पण्डिता ।
हस्तविन्यस्तदामाक्षमालाम्बुजा, कँङ्कण[7]श्रेणिविभ्राजितश्रीभुजा ॥ ४ ॥
[8]राजहंसाङ्गलीलाविमानस्थिता, वीणया लालिता पुस्तकालङ्कृता ।
भास्वरा सुस्वरा पक्वबिम्बाधरा, रूपरेखाधरा दिव्ययोगीश्वरा ॥ ५ ॥
सर्वकामप्रदा सर्वगा सर्वदा, कल्पवृक्षस्य लक्ष्मीं हसन्ती सदा ।
त्वत्प्रसादं[9] विना देहिनां का गतिः, का मतिः का रतिः का धृतिः का स्थितिः ? ॥ ६ ॥
—पञ्चभिः कुलकम्

મનોમોહક ચૂડા (કોર ?)વાળા વસ્ત્રને તેમજ કેતકીના સુગન્ધથી સુવાસિત એવા ગાઢા ચન્દનને (શરીરે) ધારણ કરનારી, માલતીનાં પુષ્પોની માળા વડે શોભતી [10]ગ્રીવાવાળી,

---

૧ આ સ્તોત્ર તથા આ પછીનું તેમજ અંતિમ સ્તોત્ર જૈનાનન્દપુસ્તકાલય (સુરત)ની હસ્તલિખિત પ્રતિ ઉપરથી ઉતારી લીધાનું મને સ્ફુરે છે. આ સ્તોત્રના પ્રથમ પ્રૂફની એક નકલ મેં પ્રવર્તકજી ઉપર મોકલાવી હતી. તેમણે પોતાના વિદ્વાન્ શિષ્ય-રત્ન શ્રીચતુરવિજય પાસે તે સસંશક પાઠાન્તરો પૂર્વક સુધારી મોકલાવી. આ બદલ હું તેમનો આભાર માનું છું. २ ग्रन्थोऽयं नास्ति क-प्रतौ । ३ પાદ-ભૂષણ, પગનું ઘરેણું, સાંકળાં. ४ 'चूलं' इति ख-पाठः । ५ 'रसम्मोदसत्वा०' इति ख-पाठः । ६ 'रौद्रदारिद्र्यदुःखादिविद्राविणी' इति ख-पाठः । ७ 'किङ्किणीश्रेणी' इति ख-पाठः । ८ 'सिद्धगन्धर्वविद्याधरी धोमती राजहंसा०' इति क-पाठः, ग-पाठस्तु 'राजहंसाङ्गलीलायमानस्थिता पण्डितानां गणैः सर्वदा संस्तुता' इति । ९ 'साद् विना' इति ख-पाठः । १० ડોક, ગરદન.

કુન્દ, મન્દાર અને [1]બન્ધૂકના સુવાસથી પરિપૂર્ણ એવી, ઘણાં ઘરેણાનાં વિસ્તારનો પ્રચાર કરનારી, ભયંકર [2]દુર્ભગતા અને દરિદ્રતાનો વિનાશ કરનારી, સુન્દર દર્શનવાળી અને નેત્રને આનંદ આપનારી, મૃદુ ગોષ્ઠીરૂપ અમૃતને ટપકાવનારી, ઉત્તમ કપૂર અને કસ્તૂરિકાથી વિભૂષિત, સમસ્ત વિજ્ઞાન અને વિદ્યાને ધારણ કરનારી, વિદુષી, વળી જેણે હાથમાં હાર, અક્ષમાળા અને કમળોને રાખ્યાં છે એવી, કંકણની સન્તતિથી શોભતા હાથવાળી, રાજહંસના દેહરૂપ ક્રીડા-વિમાનમાં રહેલી, વીણા વડે લાલિત, પુસ્તકથી વિભૂષિત, દેદીપ્યમાન, સુન્દર સ્વર (નાદ)-વાળી, પક્વ બિમ્બના જેવા ઓષ્ઠવાળી, રૂપની રેખાને ધારણ કરનારી, દિવ્ય યોગીઓની સ્વામિની, સર્વદા સમર્થ વાંછિતોને અર્પણ કરનારી, સર્વગામી, તથા સદા કલ્પવૃક્ષની લક્ષ્મીને હસી કાઢતી એવી તું છે. તારી કૃપા વિના પ્રાણીઓની શી ગતિ છે? શી બુદ્ધિ છે? શી પ્રીતિ છે? શું ધૈર્ય છે? તેમજ શી સ્થિતિ છે?—૬

> लाटकर्णाटकाश्मीरसम्भाविनी, श्रीसमुल्लाससौभाग्यसञ्जीवनी ।
> मेखलासिञ्जितैरुद्गिरन्ती प्रियं, सेवकानामिवाहं ददामि श्रियम् ॥ ७ ॥
> कस्य किं दीयते कस्य किं क्षीयते, कस्य किं वल्लभं कस्य किं दुर्लभम् ? ॥
> केन कः साध्यते केन को बाध्यते, केन को जीयते को वरो दीयते ? ॥ ८ ॥—युग्मम्

લાટ, કર્ણાટક અને કાશ્મીર (એ દેશોમાં) પ્રસિદ્ધિ પામેલી, લક્ષ્મીના સમુલ્લાસ અને સૌભાગ્યને સચેતન કરનારી, કટિ-મેખલાના શબ્દથી કોને શું આપવું છે અને કોનું શું નષ્ટ કરવું છે? કોને શું ઇષ્ટ છે અને કોને શું દુઃશક્ય છે? કોણ કોને સાધ્ય છે? વળી કોણ કોને દુઃખ દે છે? કોણ કોનાથી જીતાય છે? કયું વરદાન આપવું જોઇએ એવું ઇષ્ટ વાક્ય ઉચ્ચારનારી હું સેવકોને લક્ષ્મી અર્પું છું.—૮

> भारति ! यस्तव पुरतः, स्तोत्रमिदं पठति शुद्धभावेन ।
> स भवति सुरगुरुतुल्यो, मेधामावहति सततमिह ॥ ९ ॥—आर्या

હે સરસ્વતી! જે આ સ્તોત્રનું શુદ્ધ ભાવ પૂર્વક તારી સમક્ષ પઠન કરે છે, તે બૃહસ્પતિના સમાન થાય છે અને આ જગતમાં નિરંતર બુદ્ધિને ધારણ કરે છે.—૯



૧ બપોરીઆ. ૨ કમનસીબી. ૩ કંદોરો. ૪ ' हति नियमेन ' इति ख—पाठः ।

पं० दानविजयमुनिवर्यविरचितं

# श्रीसरस्वतीस्तोत्रम् ।



सम्पूर्णशीतद्युतिवक्त्रकान्ते !, लावण्यलीलाकमलानिशान्ते !।
त्वत्पादपद्मं भजतां निशाऽन्ते, मुखे निवासं कुरुतात् सुकान्ते ! ॥ १ ॥–उपजातिः

હે ( શરદ્ ઋતુની પૂર્ણિમાના ) પૂર્ણ ચન્દ્રના જેવા વદન વડે મનોહર ! હે લાવણ્ય, ક્રીડા અને લક્ષ્મીના નિવાસરૂપ ( સરસ્વતી ) ! હે સુન્દર કાન્તિવાળી ( દેવી ) ! નિશાના અન્તમાં ( પ્રભાતે ) તારા ચરણ-કમલની ઉપાસના કરનારા ( જનો )ના મુખમાં તું નિવાસ કર.—૧

समञ्जुलं वादयती कराभ्यां, यत(सौ)कच्छपीं मोहितविश्वविश्वा ।
शक्तित्रिरूपा त्रिगुणाभिरामा, वाणी प्रदेयात् प्रतिभां भजत्सु ॥ २ ॥–उप०

જેણે બે હાથ વડે કોમળ રીતે કચ્છપી ( વીણા ) વગાડી સમસ્ત બ્રહ્માણ્ડને મોહિત કર્યાં છે એવી, વળી ત્રણ શક્તિરૂપ તેમજ ત્રણ ગુણોથી રમણીય એવી સરસ્વતી ભક્ત (જનો)ને પ્રતિભા સમર્પો.—૨

विद्यानिधेर्गौरिव गौर्विभाति कुक्षिंभरी सार्वजनीनचेताः ।
यस्या महिम्ना वदतांवरेण्य–भावं भजन्ते पुरुषा विवर्णाः ॥ ३ ॥–इन्द्रवज्रा

જેના પ્રભાવથી પામર પુરુષો (પણ) શ્રેષ્ઠવાદિપણાને પામે છે તે સર્વનું હિત કરવાના ચિત્તવાળી તથા વિદ્યાના નિધાન એવા ( વિદ્યાધર કે વિબુધ )ની ગાય ( કામધેનુ )ની જેમ વિદ્વાનોનું પોષણ કરનારી સરસ્વતી શોભે છે.—૩

सितपतत्रिविहङ्गमपत्रका, दनुजमानुजदेवकृतानतिः ।
भगवती परब्रह्ममहानिधिः, वदनपङ्कजमेव पुनातु मे ॥ ४ ॥–द्रुतविलम्बितम्

શ્વેત પાંખવાળા પક્ષી ( રાજહંસ )રૂપ વાહનવાળી તથા વળી દાનવ, માનવ અને દેવ વડે પ્રણામ કરાયેલી તેમજ પરબ્રહ્મના મોટા ભંડારરૂપ ભગવતી મારૂં મુખ-કમલજ પવિત્ર કરો.—૪

विविधभूषणवस्त्रसमावृतां, नवरसामृतकाव्यसरस्वतीम् ।
बहुजनान् ददतीं प्रतिभां मुहुः, प्रमुदितः प्रतिनौमि सरस्वतीम् ॥ ५ ॥–द्रुत०

વિવિધ વસ્ત્ર તથા અલંકારથી પરિવૃત વળી ( શૃંગારાદિક ) નવ રસરૂપ અમૃતથી યુક્ત કાવ્યની તરંગિણી તેમજ ઘણા મનુષ્યોને વારંવાર પ્રતિભા આપતી એવી સરસ્વતીને હું હર્ષપૂર્વક સ્તવું છું.—૫

ऐंकाररूपे ! त्रिपुरे ! समाये !, ह्रींकारवर्णाङ्कितबीजरूपे ! ।
निशासु शेते(ऽवसाने) चरणारविन्दं, भजे सदा भक्तिभरेण देवि ! ॥ ६ ॥–उप०

હે ઐંકારસ્વરૂપી ! હે ત્રિપુરા ( સરસ્વતી ) ! હે સમગ્ર લાભવાળી ! હ્રીંકાર વર્ણથી લક્ષિત એવા બીજસ્વરૂપી ! તારા ચરણ-કમલને પ્રભાતે હે દેવી ! હું ભક્તિના સમૂહથી સર્વદા સેવું છું.—૬

त्वद्ध्यानतः संस्मरणात् प्रकामं, भवन्ति ते स्वर्भुवि कीर्तिपात्रम् ।
विद्याचणा ह्यैहिककीर्तिभाजो, यथा हि दृष्टाः कविकालिदासाः ॥ ७ ॥—उप०

તારા ધ્યાનથી—અરે તારૂં રૂડી રીતે સ્મરણ કરવાથી પણ પ્રાણીઓ કવિ **કાલિદાસ** જેમ ખરેખર વિદ્યા વિચક્ષણમાં પ્રથમ એવી આ લોકની કીર્તિને ભજનાર જોવાય છે તેવા સ્વર્ગ-લોકમાં કીર્તિના પાત્ર બને છે.—૭

ॐ ह्रां ह्रीं मन्त्ररूपे ! विबुधजनहिते ! देवि ! देवेन्द्रवन्धे (वन्द्ये) !
चञ्चच्चन्द्रावदाते ! क्षपितकलिमले ! हारनीहारगौरे ! ।
भीमे ! भीमाट्टहासे ! भवभयहरणे ! भैरवे ! भैरवेशे !
ॐ ह्रांह्रींहुंकारनादे ! मम मनसि सदा शारदे ! देहि तुष्टिम् ॥ ८ ॥—स्रग्धरा

इत्थं भक्तिभरेण मङ्क्षु मयका नीता स्तुतेः पद्धतौ
तत्तत्पाठवतां करोतु सुतरां विद्यामिमां भारती ।
विद्वद्वृन्दमनीषिदानविजयाशंसा ययाऽपूरि च
वाचालैककथा कथङ्कथिकता यस्या निसर्गः फलम् ॥ ९ ॥—शार्दूल०

આઠમા શ્લોકના અને શારદાષ્ટકના પ્રથમ શ્લોકના અર્થમાં ખાસ ફેર નથી.

આ પ્રમાણે મારાથી સત્વર ભક્તિના ભારપૂર્વક સ્તુતિના માર્ગમાં લવાયેલી **સરસ્વતી** કે જેણે પણ્ડિત-વર્ગમાં બુદ્ધિશાળી એવા **દાનવિજય**ની આશા પૂરી છે અને જેની કથાનું ફળ શંકા વગરની વાચાલ પુરૂષોની કથાજ છે તે તેનો પાઠ કરનારાને આ વિદ્યા કરોજ.—૯

---

ङ-परिशिष्टम् ।

श्रीमलयकीर्तिमुनीश्वरसन्दब्धं

# ॥ श्रीशारदास्तोत्रम् ॥

जननमृत्युजराक्षयकारणं, सकलदुर्नयजाड्यनिवारणम् ।
विगतपारभवाम्बुधितारणं, समयसारमहं परिपूजये ॥ १ ॥

જન્મ, મરણ અને ઘડપણના નાશના હેતુરૂપ એવા, વળી સમગ્ર દુર્નય (નયાભાસ)ની જડતાને દૂર કરનારા તેમજ અપાર સંસાર-સમુદ્રનો પાર પમાડનારા એવા સિદ્ધાન્તના સારનું હું પૂજન કરૂં છું.—૧

जलधिनन्दनचन्दनचन्द्रमः—सदृशमूर्त्तिरियं परमेश्वरी ।
निखिलजाड्यजटोग्रकुठारिका, दिशतु मेऽभिमतानि सरस्वती ॥ २ ॥

---

૧ આ સંપૂર્ણ સ્તોત્ર દ્રુતવિલંબિત છંદમાં રચાયેલું છે.

સમુદ્ર-પુત્ર (શંખ અથવા અમૃત), ચન્દન તથા ચન્દ્રમાના સમાન ( શ્વેત ) મૂર્તિવાળી તથા સમસ્ત જડતા ( અજ્ઞાન )ની જટાને ( છેદવામાં ) તીક્ષ્ણ કુહાડા જેવી એવી આ ઉત્તમ ઐશ્વર્યવાળી સરસ્વતી મને મનોવાંછિત અર્પો.—૨

विशदपक्षविहङ्गमगामिनी, विशदपक्षमृगाङ्कमहोज्ज्वला ।
विशदपक्षविनेयजनार्चिता, दिशतु मेऽभिमतानि सरस्वती ॥ ३ ॥

ઉજ્જ્વળ પાંખવાળા (હંસ) પક્ષી ઉપર સ્વાર થનારી, શુક્લ પક્ષ ( પખવાડિયા )ના ચન્દ્રના જેવી અત્યંત નિર્મળ, તેમજ વિમળ ( માતાપિતાના ) પક્ષવાળા વિનમ્ર માનવો વડે પૂજાયેલી એવી સરસ્વતી૦—૩

वरददक्षिणबाहुधृताक्षका, विशदवामकरार्पितपुस्तिका ।
उभयपाणिपयोजधृताम्बुजा, दिशतु मेऽभिमतानि सरस्वती ॥ ४ ॥

વરદાન દેનારી મુદ્રાવાળા ( એક જમણા હાથવાળી ) તેમજ જપમાલાને ધારણ કરેલા ( દ્વિતીય ) દક્ષિણ હસ્તવાળી ), વળી નિર્મળ ડાબા હાથમાં પુસ્તક રાખ્યું છે એવી તેમજ બંને કર-કમલ વડે કમળને ધારણ કર્યું છે એવી સરસ્વતી૦—૪

मुकुटरत्नमरीचिभिरूर्ध्वगै-र्वदति या परमां गतिमात्मनि ।
भवसमुद्रतरीस्तु नृणां सदा, दिशतु मेऽभिमतानि सरस्वती ॥ ५ ॥

મુકુટ( ગત ) રત્નનાં ઊર્ધ્વગામિ કિરણો વડે જે પોતાને વિષે પરમ ગતિ વદે છે, તે માનવોને માટે તો સર્વદા સંસાર-સમુદ્રમાં નૌકા સમાન એવી સરસ્વતી૦—૫

परमहंसहिमाचलनिर्गता, सकलपातकपङ्कविवर्जिता ।
अमृतबोधपयःपरिपूरिता, दिशतु मेऽभिमतानि सरस्वती ॥ ६ ॥

પરમહંસ (જિનેશ્વર)રૂપ હિમાલયમાંથી નીકળેલી, સર્વ પાપરૂપ કાદવથી રહિત, અમૃત-જ્ઞાનરૂપ જળ વડે પરિપૂર્ણ એવી સરસ્વતી (નદી) મને૦—૬

परमहंसनिवाससमुज्ज्वला, कमलयाकृतिपासमनोत्तमाः (?) ।
वहति या वदनाम्बुरुहं सदा, दिशतु मेऽभिमतानि सरस्वती ॥ ७ ॥

ઉત્તમ હંસના નિવાસ ( સ્થાનરૂપ માનસ સરોવરના ) જેવી ઉજ્જ્વળ, મુખ-કમળને........ ધારણ કરે છે તે સરસ્વતી૦—૭

सकलवाङ्मयमूर्तिधरा परा, सकलसत्त्वहितैकपरायणा ।
सकलनारदतुम्बुरुसेविता, दिशतु मे ऽभिमतानि सरस्वती ॥ ८ ॥

કળા અને સાહિત્યની (અથવા સમગ્ર જ્ઞાનની મૂર્તિરૂપ તથા ઉત્તમ, તેમજ સમગ્ર પ્રાણીઓના કલ્યાણને વિષે અદ્વિતીયપણે તત્પર, તથા વળી સર્વ નારદો અને તુમ્બુરૂ ( ગાંધર્વ ) થી સેવિત એવી સરસ્વતી૦—૮

मलयचन्दनचन्द्ररजःकण–प्रकरशुभ्रदुकूलपटावृता ।
विशदहंसकहारविभूषिता, दिशतु मेऽभिमतानि सरस्वती ॥ ९ ॥

મલય (ગિરિ)ના ચન્દન અને કપૂરના રજઃકણના સમૂહના સમાન દેદીપ્યમાન વસ્ત્ર-પટથી વીંટાયેલી, નિર્મળ હંસ અને હારથી વિશેષતઃ અલંકૃત એવી સરસ્વતી૦—૯

मलयकीर्तिकृतामपि संस्तुतिं, पठति यः सततं मतिमान् नरः ।
विजयकीर्तिगुरोः कृतिमादरात्, सुमतिकल्पलताफलमश्नुते ॥ १० ॥

'વિજયકીર્તિ' નામના ગુરુની કૃતિ અને મેં મલયકીર્તિએ કરેલી સ્તુતિનું પણ જે બુદ્ધિશાળી માનવ આદરપૂર્વક નિરન્તર પઠન કરે છે, તે સુબુદ્ધિરૂપ કલ્પવલ્લીના ફળને ભોગવે છે—૧૦

---

च–परिशिष्टम्

## ॥ श्रीसरस्वतीस्तवः ॥

सकलमङ्गलवृद्धिविधायिनी, सकलसद्गुणसन्ततिदायिनी ।
सकलमञ्जुलसौख्यविकाशिनी, हरतु मे दुरितानि सरस्वती ॥ १ ॥

સમગ્ર કલ્યાણોની વૃદ્ધિ કરનારી, સમસ્ત સદ્‌ગુણની શ્રેણિ અર્પણ કરનારી, સંપૂર્ણ, મનોહર સુખનો વિકાસ કરનારી એવી સરસ્વતી મારાં પાપોનો નાશ કરો.—૧

अमरदानवमानवसेविता, जगति जाड्यहरा श्रुतदेवता ।
विशदपक्षविहङ्गविहारिणी, हरतु मे दुरितानि सरस्वती ॥ २ ॥

દેવો, દાનવો અને માનવો વડે સેવા કરાયેલી, જગત્‌માં (વસતા જીવોની) જડતાને હરનારી, તેમજ ઉજ્જવળ પાંખવાળા પક્ષી (રાજહંસ) ઉપર આરોહણ કરનારી તની અધિષ્ઠાયિકા એવી સરસ્વતી૦—૨

प्रवरपण्डितपूरुषपूजिता, प्रवरकान्तिविभूषणराजिता ।
प्रवरदेहविभाभरमण्डिता, हरतु मे दुरितानि सरस्वती ॥ ३ ॥

પ્રૌઢ પણ્ડિત પુરુષોથી પૂજાયેલી, અત્યુત્તમ લાવણ્ય અને આભૂષણોથી શોભતી, તેમજ ઉત્તમ દેહની દ્યુતિના સમૂહથી અલંકૃત એવી સરસ્વતી૦—૩

सकलशीतमरीचिसमानना, विहितसेवकबुद्धिविकाशना ।
घृतकमण्डलुपुस्तकमालिका, हरतु मे दुरितानि सरस्वती ॥ ४ ॥

(સોળે) કળાથી યુક્ત ચન્દ્રના સમાન વદનવાળી, વળી જેણે સેવકની મતિનો વિકાસ કર્યો છે એવી તથા જેણે હસ્તોમાં કમણ્ડળુ, પુસ્તક અને (જપ)-માળા ધારણ કરી છે એવી સરસ્વતી૦—૪

---

૧ આ સ્તવનાં પ્રાથમિક દશ પદ્યો દ્રુતવિલમ્બિત છંદમાં રચવામાં આવ્યાં છે, જ્યારે એનું અંતિમ પદ્ય શાર્દૂલવિક્રીડિત છંદમાં રચાયેલું છે.

सकलमानससंशयहारिणी, भवभवोर्जितपापनिवारिणी ।
सकलसद्गुणसन्ततिधारिणी, हरतु मे दुरितानि सरस्वती ॥ ५ ॥

સમસ્ત (પ્રાણીના) મનના સંશયને દૂર કરનારી, સંસારમાં ઉત્પન્ન થયેલ મોટા પાપનું નિવારણ કરનારી, સકળ સદ્ગુણની શ્રેણિને ધારણ કરનારી એવી સરસ્વતી૦—૫

प्रबलवैरिसमूहविमर्दिनी, नृपसभादिषु मानविवर्द्धिनी ।
नतजनोदितसङ्कटभेदिनी, हरतु मे दुरितानि सरस्वती ॥ ६ ॥

પરાક્રમી વૈરીના સમુદાયનું મર્દન કરનારી, રાજ-સભાદિકને વિષે સન્માનને વધારનારી, નમન કરેલા માનવોના ઉદયમાં આવેલાં કષ્ટોને કાપનારી એવી સરસ્વતી૦—૬

सकलसद्गुणभूषितविग्रहा, निजतनुद्युतितर्जितविग्रहा ।
विशदवस्त्रधरा विशदद्युति-र्हरतु मे दुरितानि सरस्वती ॥ ७ ॥

સકળ સદ્ગુણથી અલંકૃત દેહવાળી, વળી જેણે પોતાના દેહની દ્યુતિ વડે ( રાજહંસ જેવા ) પક્ષીઓને (અથવા સંગ્રામોને કે કુગ્રહોને) પરાસ્ત કર્યાં છે એવી, તથા વિશદ વસ્ત્રને ધારણ કરનારી તેમજ નિર્મળ પ્રભાવાળી એવી સરસ્વતી૦—૭

भवदवानलशान्ति(न्त्य ?)तनूनपा-द्धितकरैङ्कृतिमन्त्रकृतकृपा ।
भविकचित्तविशुद्धिविधायिनी, हरतु मे दुरितानि सरस्वती ॥ ८ ॥

સંસારરૂપ દાવાનલને શાન્ત કરવામાં મેઘ સમાન, ( જીવોને ) હિતકારી, ઐંકારના જાપથી જેણે કૃપા કરી છે એવી તથા ભવ્ય (જનો)ના ચિત્તને નિર્મળ કરનારી એવી સરસ્વતી૦—૮

तनुभृतां जडतामपहृत्य या, विबुधतां ददते मुदिताऽर्चया ।
मतिमतां जननीति मताऽत्र सा, हरतु मे दुरितानि सरस्वती ॥९॥

પૂજન થતાં આનંદ પામી જે પ્રાણીઓના અજ્ઞાનને દૂર કરીને વિદ્વત્તા અર્પે છે અને જે આ જગત્‌માં બુદ્ધિશાળીઓની માતા તરીકે મનાય છે, તે સરસ્વતી૦—૯

सकलशास्त्रपयोनिधिनौः परा, विशदकीर्तिधराऽङ्गितमोहरा ।
जिनवराननपद्मनिवासिनी, हरतु मे दुरितानि सरस्वती ॥ १० ॥

સમગ્ર શાસ્ત્રરૂપ સમુદ્રને વિષે નૌકા સમાન, ઉત્તમ, નિર્મળ કીર્તિવાળી, પ્રાણીઓના અજ્ઞાનનો નાશ કરનારી, જિનેશ્વરના મુખ-કમલમાં નિવાસ કરનારી એવી સરસ્વતી૦—૧૦

इत्थं श्रीश्रुतदेवता भगवती विद्वज्जनानां प्रसूः
सम्यग्ज्ञानवरप्रदा घनतमोनिर्नाशिनी देहिनाम् ।
श्रेयःश्रीवरदायिनी सुविधिना सम्पूजिता संस्तुता
दुष्कर्माण्यपहृत्य मे विदधतां सम्यक्श्रुतं सर्वदा ॥ ११ ॥–शार्दूल०

આ પ્રમાણે સુવિધિ પૂર્વક પૂજન કરાયેલી તેમજ સ્તવાયેલી ભગવતી શ્રીશ્રુત-દેવતા કે જે પણ્ડિત પુરૂષોની માતા છે, જે યથાર્થ જ્ઞાનરૂપ વરદાનને આપનારી છે, જે પ્રાણીઓના ગાઢ અજ્ઞાનનો વિનાશ કરનારી છે તેમજ જે કલ્યાણરૂપ લક્ષ્મીના વરદાનને ( પણ ) દેનારી છે, તે (સરસ્વતી) મારાં દુષ્કૃત્યોને દૂર કરીને મારા શ્રુત ( જ્ઞાન )ને સર્વદા યથાર્થ કરો.—૧૧



# ॥ [1]श्रीशारदास्तुतिः ॥

ॐ ह्रीं अर्हन्मुखाम्भोज-वासिनीं पापनाशिनीम् ।
सरस्वतीमहं स्तौमि, श्रुतसागरपारदाम् ॥ १ ॥

ॐ ह्रीँ तीर्थंकरना वदन-कमलमां वसनारी, पापनो विनाश करनारी तथा श्रुत-सागरनो पार पमाडनारी एवी सरस्वतीनी हुं स्तुति करुं छुं.—१

लक्ष्मीबीजाक्षरमयीं, मायाबीजसमन्विताम् ।
त्वां नमामि जगन्मात-स्त्रैलोक्यैश्वर्यदायिनीम् ॥ २ ॥

हे विश्व-जननी ! लक्ष्मी-बीज वाचक (श्रीँ) अक्षरथी युक्त, माया-बीज (ह्रीँ) सहित तेमज त्रिभुवनना ऐश्वर्यने आपनारी एवी तने हुं नमस्कार करुं छुं.—२

सरस्वति ! वदवद-वाग्वादिनि ! मिताक्षरैः ।
येनाहं वाङ्मयं सर्वं, जानामि निजनामवत् ॥ ३ ॥

हे सरस्वती ! वद वद वाग्वादिनी ! ए मित (अल्प) अक्षरो वडे हुं मारा नामनी जेम समस्त साहित्यने जाणुं छुं.—३

भगवति ! सरस्वति !, ह्रीँ नमोऽङ्घ्रिद्वये प्रगे ।
ये कुर्वन्ति न ते हि स्युः, जाड्याम्बुधिधराशयाः ॥ ४ ॥

हे भगवती शारदा ! जेओ तारा चरण-कमलने विषे प्रातःकालमां ह्रीँ पूर्वक नमन करता नथी, ते अज्ञानना समुद्रना जेवा हृदयवाळा छे.—४

त्वत्पादसेवी हंसोऽपि, विवेकीति जनश्रुतिः ।
ब्रवीमि किं पुनस्तेषां, येषां त्वच्चरणौ हृदि ? ॥ ५ ॥

तारा चरणनी सेवा करवावाळो हंस पण विवेकी छे एवी लोक-श्रुति छे, तो पछी जेमनां हृदयमां तारां चरणो छे तेनी तो हुं शी (वात) कहुं ?—५

तावकीना गुणा मातः !, सरस्वति ! वदात्मके ! ।
यत्स्मृतावपि जीवानां, स्युः सौख्यानि पदे पदे ॥ ६ ॥

हे सरस्वती ! हे वदस्वरूपी ! जे गुणोनुं स्मरण करवाथी जीवोने पगले पगले सुखो मळे, ते गुणो तारामां छे.—६

त्वदीयचरणाम्भोजे, मच्चित्तं राजहंसवत् ।
भविष्यति कदा मातः !, सरस्वति ! वद स्फुटम् ॥ ७ ॥

हे माता ! हे सरस्वती ! तारा चरण-कमलने विषे राजहंसनी पेठे मारुं चित्त क्यारे (भक्ति-शाळी) थशे ते तुं स्पष्ट बोल.—७

---

१ आ स्तुति श्रीविजयदानसूरिए उतारी मोकली हती; ते बदल हुं तेमनो आभारी छुं.

श्वेताब्जनिधिचन्द्राश्म-प्रासादस्थां चतुर्भुजाम् ।
हंसस्कन्धस्थितां चन्द्र-मूर्त्युज्ज्वलतनुप्रभाम् ॥ ८ ॥
वाम-दक्षिणहस्ताभ्यां, बिभ्रतीं पद्म-पुस्तिकाम् ।
तथेतराभ्यां वीणा-ऽक्ष-मालिकां श्वेतवाससीम् ॥ ९ ॥
उद्गिरन्तीं मुखाम्भोजा-देनामक्षरमालिकाम् ।
ध्यायेद् योऽग्रस्थितां देवीं, सजडोऽपि कविर्भवेत् ॥ १० ॥

સફેદ કમળ, નિધિ અને ચન્દ્ર-મણિના મહેલમાં રહેલી, ચાર હાથવાળી, હંસની ખાંધ ઉપર આરૂઢ થયેલી, ચન્દ્રની મૂર્તિ જેવી ઉજ્જવળ દેહની કાંતિવાળી, ડાબા હાથ વડે પદ્મને અને જમણા હાથથી પુસ્તકને તેમજ બીજા બે હાથો વડે વીણા અને જપ-માળાને ધારણ કરતી, ધવળ વસ્ત્રવાળી, મુખ-પદ્મથી આ અક્ષર-માળાનો ઉચ્ચાર કરતી અને આગળ રહેલી એવી આ (સારદા) દેવીનું જે ધ્યાન ધરે, તે મૂર્ખ હોય તો પણ કવિ થાય. ૮—૯—૧૦

श्रीशारदास्तुतिमिमां हृदये निधाय
ये सुप्रभातसमये मनुजाः स्मरन्ति ।
तेषां परिस्फुरति विश्वविकाशहेतुः
सद्ज्ञानकेवलमहो महिमानिधानम् ॥ ११ ॥

આ શ્રીશારદા-સ્તુતિને હૃદયમાં સ્થાન આપીને જે માનવો એનું સવારના પહોરમાં સ્મરણ કરે છે, તેમને બ્રહ્માણ્ડનો વિકાસ કરવામાં કારણરૂપ તેમજ મહિમાના ભંડારરૂપ એવું સુન્દર કેવલજ્ઞાન અહો સ્ફુરે છેઃ—૧૧

यथेप्सया सुरव्यूह-संस्तुता मयका स्तुता ।
तत् तां पूरयितुं देवि !, प्रसीद परमेश्वरि ! ॥ १२ ॥

સુર-સમૂહ વડે સ્તુતિ કરાયેલી એવી તારી મેં જે અભિલાષાથી સ્તુતિ કરી છે તેને પૂર્ણ કરવા માટે હે દેવી ! હે પરમ ઐશ્વર્યવાળી ( શારદા ) તું કૃપા કર.—૧૨



## શ્રીશાન્તિકુશલ મુનીશ્વરકૃત

# પાર્શ્વનાથ સ્તવન

સારદ નામ સોહામણો(ણું ?) મનિં આણી હો અવિહડ રંગ.
પાસ તણો મહિમા કહું [1]યશ કીરતિ હો જીમ ગાજે ગંગ. ૧.

ગોડી ( ૧ ) પરતા પૂરવે ચિંતામણી ( ૨ ) હો તું લીલ વિલાસ.
અંતરીક ( ૩ ) મોરે મને વરકાણે ( ૪ ) હો તું સોહિઈ પાસ. ગોડી૦ ૨.

[2]અલવિણ ( ૫ ) રાવણ ( ૬ ) રાજીઓ જીરાવળ ( ૭ ) હો તું જગઇ દેવ।
કલજુગ પાસ સંખેસરો ( ૮ ) [3]ખોલુંજે ( ૯ ) હો તોરી કીજઇ સેવ. ગોડી૦ ૩.

ચોરવાડે (૧૦) મગસીઓ (૧૧) જ્યો દીવ (૧૨) પાટણ (૧૩) હો ડોકરીઓ પાસ.
(૧૪) દાદો (૧૫) નવખંડ (૧૬) જાણીઇં પાસ ફલવદ્દી (૧૭) હો રાય રાણા દાસ. ગોડી૦ ૪.

પંચાસર (૧૮) મહીમંડળે ભલે ભાભો (૧૯) હો નારિંગો (૨૦) નામ.
નવપલ્લીવ (૨૧) કોકો (૨૨) કહ્યો, અઝારે (૨૩) હો તું બેઠો ઠામ. ગોડી૦ ૫.

લોડણ (૨૪) તવરી (૨૫) જાણીએ [4]ઉથમણી (૨૬) હો મહિમાભંડાર.
[5]શિરોઇઈ (૨૭) ત્રેવીશમો કુકડેશર (૨૮) હો સેવક સાધાર. ગોડી૦ ૬.

[6]ભોઅણ (૨૯) પાસ ત્રંબાવતી (૩૦) નાકૂડે (૩૧) હો તું ધૃતકલ્લોલ. (૩૨)
સહસફણો (૩૩) ને સાંમલો (૩૪) પાસ પરગટ (૩૫) હો તું કુંકમરોલ (૩૬). ગોડી૦ ૭.

[7]ચિંહુરૂપે આરાસણે (૩૭) ધંધાણી (૩૮) હો વંદું નિશદીશ.
ભેનમાળ (૩૯) ઉજેણીએ (૪૦) નેવાજે હો જાણે જગદીશ. ગોડી૦ ૮.

ભીડભંજન (૪૧) ભલે સાંભર્યો કરહિડે (૪૨) હો નાગિંદ્રહ (૪૩) જોય.
જેસલમેરે (૪૪) તું જ્યો અમીઝરો (૪૫) હો [8]મંડોરે (૪૬) હોય. ગોડી૦ ૯.

[9]શંખલપુર (૪૭) સિંધુ (૪૮) જ્યો મુંજપરે (૪૯) હો જોટિંગો (૫૦) પાસ.
મેંમદાવાદિ (૫૧) મનોહરૂ કંઓઇઈ (૫૨) હો તું સોઈ પાસ. ગોડી૦ ૧૦.

[10]સાદડી (૫૩) આસોદે (૫૪) વસે કલિકુંડે (૫૫) હો સોઝિત (૫૬) પરિણામ.
[11]પાસ વિહારે આગરે (૫૭) ચાણસમે (૫૮) હો બેડે (૫૯) અભિરામ. ગોડી૦ ૧૧.

---

૧ જસ તીરથ. ૨ અલવર. ૩ અલાજઇ. ૪ ઉપમણે. ૫ સીરોડી. ૬ થંભણ. ૭ ચારોપઈ. ૮ મંડોવરો. ૯ આ આઠમી કડી છે, જ્યારે પૂર્વેની કડી નવમી છે; વળી સલપણપુર સમીઈ જ્યો એવો પાઠ-ભેદ પણ છે. ૧૦ સાદડીઈ માદઇ વસ્યો. ૧૧ પાલ.

કપડવણિજ (૬૦) દોરડે (૬૧) હંમ્મીરપરિં (૬૨) હો પેંપાડે (૬૩) પાસ.
છેહેલી (૬૪) કાછોલીએ (૬૫) મેસાણે (૬૬) હો મેડતા (૬૭) નિવાસ. ગોડી૦ ૧૨.

[1]કડિઆહલે (૬૮) આબુએ (૬૯) શેત્રુંજે (૭૦) વંદું (૭૧) ગિરનારિ.
[2]બિઝેવા (૭૨) રાધનપુરે (૭૩) કંબોઇઇ હો સંડેરે (૭૪) સાર. ગોડી૦ ૧૩.

તું ભરૂયચિ (૭૫) તું ઈડરેં (૭૬) [3]ખનુઆડે (૭૭) હો તુંહિજ ગુણખાણિ.
તું દેલવાડે (૭૮) વડોદરે (૭૯) ડુંગરપરિં (૮૦) હો ગંધારિં (૮૧)વખાણિ ગોડી૦ ૧૪.

વીસલનગરિ (૮૨) વાસ હો કમોઇઈ (૮૩) હો બેઠો જીનરાજ.
[4]વાણિજ (૮૪)ગેલણ (૮૫)પાસજી વેલાઉલ (૮૬)હો વડલી (૮૭) શિરતાજ. ગોડી૦ ૧૫.

મહુરપાસ (૮૮) [5]ચઈ વલી અહિછત્તે (૮૯) હો [6]આણંદો રાય.
નાગપુરેં (૯૦) બીબિપુરેં (૯૧) નડુલાઇ (૯૨) હો ઢીલી (૯૩) મંઝારિ. ગોડી૦ ૧૬.

ગાડરીઆ (૯૪) માંડવગઢે (૯૫) [7]તજ્જારે (૯૬) હો પીરોજા(૯૭) વાસ.
કુંભલમેરેં (૯૮) ગાજીઓ રાણકપુર (૯૯) હો સમર્યો દે સાદ. ગોડી૦ ૧૭.

તું [8]વેલાકુલ (૧૦૦) માનીઓ સિદ્ધપુરિ (૧૦૧) હો તું દીવ મઝારિ.
ચિત્રકોટ(૧૦૨)ચંદ્રાવતી(૧૦૩)આસાઉલ(૧૦૪)હો વાંસવાલે (૧૦૫)પારિ. ગોડી૦ ૧૮.

[9]મરહઠ (૧૦૬) મથુરા (૧૦૭) જાણીઈ વાણારસી (૧૦૮)હો તું પાસ જીણંદ.
તું રમિઆણે(૧૦૯) સાંભલ્યો [10]તજ્જારે (૧૧૦) હો તૂંઠો જીણચંદ. ગોડી૦ ૧૯.

એકસો આઠે આગલા નામેં કરી હો થુણિઓ જીનરાજ.
આરતી ટલી આમય ગયો આશા ફલી હો મારા મનની આજ. ગોડી૦ ૨૦.

પાસ પ્રભાવે પ્રગટો મહિમાનિધિ હો તું દેવદયાલ.
એકમના જે ઓલગિં તે પામિ હો લાછી વિશાલ. ગોડી૦ ૨૧.

તું મેવાસી ઉજલો તેં માંડી હો મોટી જાત્ર.
ભાવના ભાજે આમલા તુજ આગલિં હો નાચે પાત્ર. ગોડી૦ ૨૨.

દિવસ વાસે તું વસેં વાણારસી હો રાણી વામા માત.
અશ્વસેન કુલચંદલો તુજ વધાવો હો તું જિનગવિખ્યાત. ગોડી૦ ૨૩.

પ્રભુ પદે ચામર ઢલે રુકુડાં હો ભિગડેં દેવુ વાજુ.
આનંદજ તેજ તપે તુજ વંદે હો દરિસણ દીવાજુ. ગોડી૦ ૨૪.

---

૧ [illegible] ૨ [illegible] ૩ [illegible] ૪ [illegible] ૫ [illegible] ૬ [illegible] ૭ [illegible] ૮ [illegible] ૯ [illegible] ૧૦ [illegible] ૧૧ [illegible] ૧૨ [illegible] ૧૩ [illegible] ૧૪ [illegible]

ભૈરવ [1]દૈત દયાલિઆ જખ્ય યોગિણ હો ડાઈણ વિકરાલ.
ભૂત ન માગે ભૈરવા તું સમરથ હો ગોડી રખવાલ. ગોડી૦ ૨૫

તું મરૂધરનો પાતશાહ એકલમલ હો તુ ધિંગડધિંગ.
[2]વારણ રાખે બારણે તુજ સ્હામો હો કો ન કરે સિંગ. ગોડી૦ ૨૬

[3]ઠમ ઠમ ઠાવો ઠાકુરાં ચડા ચાંક હો તું કાઢે મારિ.
રોગ હરે રોગી તણાં તું બેસે હો વનવાડી ઝાડિ. ગોડી૦ ૨૭

તરકસ ભીંડે ગાતડી કર ઝાલિ હો લાલ કબાણ.
નીલડે ઘોડે તું ચઢે [4]તું ફેરે હો ફોજાં કેકાણ. ગોડી૦ ૨૮

નવ નવ રૂપે તું રમે અડવડીઆં હો [5]દે જીન ! હાથ.
સંઘ તણી સાનિધ કરે [6]તું મેલે હો મેલાવે સાથ. ગોડી૦ ૨૯

અલખ નિરંજન તું [7]જયો અતુલિ બલ હો તું ભૂતલભાણ.
**શાંતિકુશલ** ઈમ વિનવે તું[8] સાહિબ હો ગોડી સુલતાણ. ગોડી૦ ૩૦

તપગચ્છ તિલક [9]સમોવડે પાય પ્રણમી હો **વિજયસેન** સૂરીશ.
સંવત સોલહ સતસઠે ( ૧૬૬૭ ) વીનવીઆ હો **ગોડી** જગદીશ. ગોડી૦ ૩૧

કલશ—ત્રેવીસમો જીનરાજ જાણી હિંઈ આણી વાસના
નર અમર નારી સેવ સારી ગાયસું ગુણ **પાસના**
**વિનયકુશલ** ગુરૂચરણ સેવક ગોડી નામે ગહગહ્યો
કલિકાલમાંહિ પાસ [10]નામિં સેવ કરતાં સુખ લહ્યો.

---



---

૧ દેવ. ૨ બારિ ન રાખઈ. ૩ થલિ થલિ ઠાવો ઠાકુરો ચેડા ચટક હો. ૪ ફોજ ફોજે હો ફેરઇ કેકાણ. ૫ તુંહિજ દિ હાથ. ૬ બોલાવઈ હો તું મેલઇ સાથ. ૭ લિષ્યો. ૮ ઠાકુર હો સાહિબ સુલતાણ. ૯ તડોવડિ. ૧૦ પરગટ.

# શ્રીભક્તામર-સ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્ય-સંગ્રહ (પ્રથમ વિભાગ) સંબંધી અભિપ્રાયો

(૧)

આચાર્યવર્ય શ્રીમાનતુંગસૂરિનું સ્તોત્ર જૈન જગત્‌માં બહુ વિખ્યાત છે. તેમના કર્તા સૂરિ-પ્રવરને આજ સેંકડો વર્ષો વીત્યા છતાં તેઓ કૃતિરૂપે અમર છે, અને એ અમરતાનાં મુખ્ય કારણો તેઓશ્રીની કૃતિમાં રહેલ શબ્દ–લાલિત્ય, અખંડિત રસપ્રવાહ, સુંદર કાવ્ય–ચમત્કૃતિ અને ભાગીરથીના જલસમાન આત્માના હૃદયંગમ ભાવો છે. આ પ્રભાવક સ્તોત્રનાં અનેક અનુકરણો થયાં છે. ક્રમભાગ્યે તે બધાં અત્યારે ઉપલબ્ધ નથી, છતાં જે અનુકરણો બહાર પડે છે તે જોતાં હૃદય જરૂર ફુલાય છે. જૈન મહર્ષિઓએ પોતાનો નિવૃત્તિ–સમય જ્ઞાનધ્યાન સાહિત્યસેવામાં ગાળ્યો છે, જેમની સાહિત્યસૃષ્ટિમાં ઉંચી શ્રદ્ધા સાથે ધર્મભાવના પોષાય અને ચાતકની પેઠે વાચકનું મન આકર્ષાય એવું સુંદર તત્ત્વ-મિલન હોય છે. **શ્રીનેમિભક્તામર** અને **શ્રીવીરભક્તામર** એ તેના સુંદર નમુના છે. આ બન્ને ભક્તામરો **શ્રીજૈનશ્રેયસ્કર મંડળ**-મહેસાણા તરફથી પ્રસિદ્ધ થએલ છે જે તેમાં રહેલ કવન-સામર્થ્યથી જેટલી પ્રસિદ્ધિમાં આવવાં જોઇએ, તેટલાં પ્રસિદ્ધ થયાં નથી. અલબત આબાળગોપાળપ્રિય મૂળ ભક્તામરસ્તોત્રની પ્રતિષ્ઠાને આ બન્ને ભક્તામરો પામશે કે કેમ ? તે શંકનીય છે. છતાં આ સ્તોત્રો અતિ પ્રયાસથી જાહેરાતમાં મૂકાતાં વિશેષ ઉચ્ચ કક્ષાને પામે એ શક્ય છે.

હમણાં **આગમોદયસમિતિ**એ આ બન્ને સ્તોત્રોનું મૂળ-ટીકા-ભાષાંતર-વિવેચનવાળું પુસ્તક જૈન જગત્ સમક્ષ મૂક્યું છે. **વીરભક્તામર**ના કર્તા ઉપાધ્યાય શ્રી**ધર્મવર્ધન**ગણિ છે. તેમણે આ ભક્તામરમાં ટુંકાણમાં સારી શૈલીથી **વીર** ભગવાનના જીવનને આલેખ્યું છે. પ્રભુના પૂર્વ ભવ–જન્મમહોત્સવ–**શ્રીગૌતમસ્વામી–શ્રેણિક–ચંદનબાળા** વિગેરે પ્રસંગો અને વીરતાની યથાર્થતાનો ટુંકો છતાં સુંદર પરિચય આપ્યો છે તેમજ કવનપદ્ધતિ સરલ, રોચક અને પ્રૌઢ ભાવવાહી છે અને ટીકા પણ પોતાનીજ હોઇ અર્થની સ્પષ્ટતા કરવા પૂરતું લક્ષ્ય રખાએલ છે.

બીજું **શ્રીનેમિભક્તામર** તે શ્રી**ભાવપ્રભસૂરિ**નું છે, જેણે **નેમિનાથ** પ્રભુનું ધ્યાન હૃદયંગમ આપ્યું છે, જેની કાવ્યપ્રસાદી શિષ્ટ-ક્લિષ્ટ, સુંદર ચમકૃતિવાળી અને પ્રૌઢ પાણ્ડિત્યભરી છે, જેમાં એક વાર જેવાં તેવાની ચાંચ ખુંચે તેમ નથી. ટીકાથી ક્લિષ્ટતાને સરળ કરી છે.

પ્રો૦ **હીરાલાલ રસિકદાસ કાપડીઆ**એ આ બન્ને સ્તોત્રોના શબ્દાર્થ, અન્વય, ભાષાંતર અને વિવેચન કરેલ છે. વિવેચનમાં અનેક ઉપયોગી માહિતીઓ આપેલ છે એટલે મૂળ ગ્રન્થને વિશ્વવ્યાપી બનાવવા માટે આ પદ્ધતિ બહુજ ઉત્તમ છે.

આ પુસ્તક સંસ્કૃતના અભ્યાસીઓ અને સંસ્કૃતના અનભિજ્ઞો એમ બન્ને વર્ગને અનુકૂળ થઇ પડે તેવી ઢબનું છે. પુસ્તકને સર્વોપયોગી બનાવવા માટે પૂરતો શ્રમ લેવાયો છે.

આપણા સાહિત્યગ્રન્થો કાવ્યગ્રન્થો આવી રોચક પદ્ધતિથી મુદ્રિત થાય એ અત્યારે બહુ જરૂરનું છે. પણ અહીં મને એક વાત જરૂર ખટકે છે કે જે મૂળનાં આ અનુકરણો છે તેને અહીં કેમ વિસારી દેવામાં આવ્યું છે ? જે મૂળની આ નીકો છે તે મૂળ રસપ્રવાહ-નદીની પીછાણ આપવાની જરૂર હતી. તેની વિશેષ ટીકાઓ મળી શકે તેમ છે. તેથી આવીજ શૈલીથી તેનું ભાષાંતર થવાની પ્રથમ અગત્યતા હતી. આ સ્તોત્રો જેમ જૈન વિદ્વાનોને ઉપયોગી છે તેમ અભ્યાસકદૃષ્ટિએ નીહાળનાર જૈનેતર અભ્યાસીઓને પણ આકર્ષે તેવાં છે. તો તેઓને ખાતર પણ મૂળ ભક્તામરની પ્રસાદી અપાઇ હોત તો સમુચિત થઇ પડત. હું ઇચ્છું છું કે હવે પછી આ સંબંધે ખ્યાલ રાખવામાં આવશે.

અંતમાં આવા મૌલિક ગ્રંથોને બહાર પાડનાર શ્રીમતી **આગમોદય સમિતિ**–કાર્યવાહકો, ગ્રંથકાર મહાત્મા અને ભાષાંતરકારના આ શુભ પ્રયાસની ભૂરિ ભૂરિ અનુમોદના-પ્રશંસા કરી આવાં બીજાં અનેક મૌક્તિકો બહાર પડે એ શુભેચ્છાપૂર્વક હું વિરમું છું.

મા. શુ. ૧૦ ભોમ,<br>વાલકેસર, મુંબઇ. } મુનિ દર્શનવિજય.

**શ્રીવીરશાસન** પુસ્તક ૫ મું, અંક ૧૭ મો. શુક્રવાર તા. ૨૮–૧–૨૭.

( ૨ )

**૧ શ્રીભકતામર સ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ.**

( પ્રથમ વિભાગ ) કિંમત રૂા. ૩–૦–૦.

આ વિભાગમાં શ્રીવીરભક્તામર, શ્રીનેમિભક્તામર બંને સ્વોપજ્ઞ ટીકા સહિત અને શ્રીમાનતુંગસૂરિકૃત ભક્તામર સ્તોત્ર, ગિરિનાર ગિરીશ્વર કલ્પરૂપ બે પરિશિષ્ટ સહિત, ગુર્જર ભાષાનુવાદ વિવરણ સંયુક્ત સમાવેલ છે. તે શ્રીઆગમોદય સમિતિ તરફથી શાહ વેણીચંદ સૂરચંદે બહાર પાડેલ છે. ખાસ વાંચવા લાયક છે, સંગ્રહ બહુ સારો કર્યો છે. બુક પાકા ને સુંદર પુંઠાથી બંધાવેલી છે.

**શ્રી જૈન ધર્મપ્રકાશ** સં૦ ૧૯૮૩ માર્ગશીર્ષ પુસ્તક ૪૨ અંક ૯ મો.

( ૩ )

The Poems of Vir-Bhaktamar and Nemi. Bhaktamar By the two Jain poets-Upadhyay Shri Dharma-Vardhangani and Shri Bhavprabha Suri with an appendix consisting of the Bhaktamar Stotra and Shri Girinar-Girishwar Kalpa with a translation into Gujarati and explanatory notes by Prof. Hiralal R. Kapadia, M. A. Printed at the Karnatak Printing Press, Bombay. Cloth cove pp. 197. Price Rs. 3 ( 1926 ).

These poems are written by way of Padpurti to †some verses of the Bhaktamar Stotra of Shri Mantung Suri. Prof. Kapadia has collected, translated and an-

† Instead of some verses it should be all the verses. *J. S. J.*

notated them, and produced a scholarly work. These are but two out of such six Padpurti Poems.

K. M. J.

Vol. XLI. The Modern Review. No. 2 February 1927.

( ૪ )

" વીરભક્તામર અને નેમિભક્તામર, કે જે માનતુંગસૂરિના સુપ્રસિદ્ધ ' ભક્તામર ' નામથી ઓળખાતા આદીશ્વરસ્તોત્રનાં પાદપૂર્તિરૂપ સ્તોત્ર-કાવ્યો છે. વિક્રમના ૧૮ મા સૈકાના પ્રારંભમાં વિદ્યમાન ધર્મવર્ધનગણિ અપરનામ વાચક ધર્મસિંહની અને એ જ સૈકાના અંતમાં વિદ્યમાન ભાવ-પ્રભસૂરિની સ્વોપજ્ઞ વૃત્તિ સાથેની ઉપર્યુક્ત બન્ને કૃતિયો ' આગમોદયસમિતિ ' દ્વારા ગત વર્ષમાં પ્રકાશમાં આવેલી છે. એ ઉપરથી ૧૮ મા સૈકામાં પણ જૈન વિદ્વાનોનો ભક્તિરસ અને વિદ્યાવ્યાસંગ કેટલો ઉચ્ચ પ્રકારનો હતો એ પ્રકાશમાં આવ્યું.

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ્. એ., એમણે સંશોધન, ભાષાંતર અને વિવેચન કરી આ ગ્રંથની મહત્તા અને ઉપયોગિતામાં બહુ પ્રશંસનીય પ્રયત્ન દ્વારા સફલતા મેળવી છે એમ કહેવું જોઇએ. સ્પષ્ટીકરણસાધનીભૂતગ્રંથસૂચીમાં વાગ્ભટાલંકારના કર્તા વાગ્ભટને અપાયેલું મુનિવિશેષણ તથા પ્રભાવકચરિત્રના પ્રણેતા તરીકે ચંદ્રપ્રભસૂરિનું નામ, કે જે નિર્ણયસાગરની આવૃત્તિના ટાઇટલ પેજની ભૂલ પરથી ઉતરી આવ્યું જણાય છે; તે અમને ખટકે છે. તેવી ભૂલો બાદ કરીએ તો કહી શકાય કે અનુવાદકે પ્રસ્તાવના, ઉપોદ્ઘાત, વિષયસૂચી, પરિશિષ્ટ, ગ્રંથસૂચી વિગેરે દ્વારા અને ભાષાંતરની આદર્શ શૈલી દ્વારા પોતાની સાક્ષરતાનો પરિચય કરાવ્યો છે. સાથે અન્ય ગ્રંથ પ્રકાશકોને, સંપાદકોને અને અનુવાદકોને અનુકરણીય દૃષ્ટાંત પૂરૂં પાડ્યું છે. આશા છે કે કાવ્યસંગ્રહના આવા જ બીજા વિભાગને થોડા વખતમાં દૃષ્ટિગોચર કરીશું. આવા ઉત્તમ ગ્રંથને પ્રકાશમાં લાવવા માટે સંસ્થાને તથા સંપાદકને અભિનંદન ઘટે છે.

વીરસં. ૨૪૫૩, જ્યેષ્ઠ શુ. ૧૧.
કોઠી પોળ, વડોદરા.

લાલચન્દ્ર ભગવાનદાસ ગાંધી.

( ૫ )

કાવ્યસંગ્રહ ભાગ ૧ લો, ભક્તામર સ્તોત્રની પાદપૂર્તિરૂપ, સંશોધન કરનાર પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, પ્રસિદ્ધ કરનાર શાહ વેણીચંદ સૂરચંદ મુંબાઇ, આગમોદય સમિતિ, મૂલ્ય રૂ. ૩ ). આ સંગ્રહમાં મુખ્ય બે કાવ્યો સમાવ્યાં છે. શ્રીધર્મવર્ધનગણિકૃત વીર-ભક્તામર તથા શ્રી-ભાવપ્રભસૂરિકૃત નેમિ-ભક્તામર. પરિશિષ્ટમાં ભક્તામર સ્તોત્ર તથા ગિરિનાર ગિરીશ્વર કલ્પ એ બેના મૂળ પાઠ આપેલા છે. ભક્તામરનો મૂળ પાઠ પ્રાસંગિક છે, કેમકે એના પરથી પહેલાં બે કાવ્યનો વિષય સુઝેલો છે.

વીર-ભક્તામરમાં ચોવીસમા તીર્થંકર મહાપ્રભુ શ્રીવીરનું જીવનચરિત્ર આપેલું છે. નેમિભક્તા-મરમાં રાજીમતીની સાથે પરણવાને માટે નેમિનાથ મંડપ સુધી આવી પાછો રથ ફેરવી જાય છે, તે વખતે રાજીમતી ઉન્મત્ત દશામાં વિરહના ઉદ્ગાર કાઢે છે; સાથે સાથે શ્રીકૃષ્ણની રાણીઓનાં વચન

પણ મૂકેલાં છે. વીર ભક્તામરમાં કરૂણ બોધ ત્યારે નેમિ-ભક્તામરમાં વિરહી શૃંગારાત્મક જ્ઞાન આપેલું છે. બંનેના સંસ્કૃત શ્લોક સુશ્લિષ્ટ બંધારણવાળા, મધુર અને સરળ છે. બંને અગાઉ છપાઇ ગયેલા હતાઃ પરંતુ આ સંગ્રહમાં બંનેને વિસ્તીર્ણ પાઠ, સમજુતી, ભાષાંતર, વિવરણ વગેરે પુષ્કળ છૂટ અને શ્રમ સાથે અનુવાદ કરનારે આપેલ છે. એજ આ સંગ્રહની ખરી ખૂબી છે.

**સાહિત્ય** મે માસ ઇ. સ. ૧૯૨૮ પૃ૦ ૩૧૭–૩૧૮.

( ૬ )

**શ્રીભક્તામર સ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ**—ભાગ ૧ જેમાં ઉપાધ્યાય શ્રી-ધર્મવર્ધનગણિકૃત વીરભક્તામર તથા શ્રીભાવપ્રભસૂરિકૃત નેમિભક્તામર પરિશિષ્ટ તરીકે ભક્તામર સ્તોત્ર તથા ગિરનાર કલ્પ સહિત સ્વોપજ્ઞ ટીકા અને ભાષાંતર સહિત આ ગ્રંથમાં આવેલ છે. સંશોધન તથા ભાષાંતર કર્તા પ્રો૦ હીરાલાલ રસીકદાસ કાપડીયા એમ. એ. આ ગ્રંથ મૂળ, ટીકા, અન્વય અને શબ્દાર્થ શ્લોકાર્થ અને સ્પષ્ટીકરણ ભાષાંતર રૂપે આપેલ છે. ભાષાંતર સુંદર શૈલીથી અને અભ્યાસીને અભ્યાસ માટે સરલ અને ઉપયોગી બનાવ્યું છે. સારો પ્રયત્ન કરવામાં આવેલો છે. કાવ્યો અપૂર્વ અને તેના ખપી માટે એક ઉપયોગી વસ્તુ છે. તે માટે અમો વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. કિંમત રૂ. ૩–૦–૦.

**શ્રીઆત્માનંદ પ્રકાશ** પુ૦ ૨૫, અં૦ ૧૦. વીર સં૦ ૨૪૫૪ વૈશાખ. આત્મ સં૦ ૩૨.

---

## ચતુર્વિંશતિકા સંબંધી અભિપ્રાયો.

( ૧ )

શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત અને પૂર્વ સુનિવર્ય પ્રણીત ટીકા યુક્ત **ચતુર્વિંશતિકા** ( સચિત્ર ), શ્રીશારદાસ્તોત્ર તથા બપ્પભટ્ટિસૂરિચરિત્ર—પ્રો. **હીરાલાલ રસિકદાસ કાપડિયા** એમ. એ. એ આ કાવ્ય અને ચરિત્ર ગ્રંથનું સંશોધન તથા સરલ શબ્દાર્થ સાથે ભાષાંતર કર્યું છે. સાથે સ્પષ્ટીકરણ અને છેવટે શબ્દકોષ આપી અભ્યાસી અને વાચક વર્ગને બહુજ સરલતા કરી આપી છે. વળી આ બુકમાં ૧૬ વિદ્યાદેવીઓના વિવિધ રંગના સુંદર ફોટાઓ આપી ગ્રંથની સુંદરતામાં વૃદ્ધિ કરી છે. પ્રયાસ ઉત્તમ છે અને ગ્રંથ વાંચવા યોગ્ય છે. કિંમત છ રૂપીયા.

શ્રીઆત્માનંદ પ્રકાશ પુ. ૨૫, અં. ૧૦. વીર સં. ૨૪૫૪ વૈશાખ. આત્મ સં. ૩૨.

( ૨ )

પૂર્વ સુનિવર્ય પ્રણીત ટીકાયુક્ત ચતુર્વિંશતિકા શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત શારદાસ્તોત્ર, શ્રીરાજ-શેખરસૂરિવિરચિત શ્રીબપ્પભટ્ટિસૂરિવર્યચરિતરૂપ પરિશિષ્ટ દ્વય સહિત, ભાઈ હીરાલાલ રસિકદાસ કાપડિયાએ કરેલો ગુર્જર ભાષાનુવાદ વિગેરે યુક્ત બહુ શ્રેષ્ઠ રચનાવાળું છે.

આ બુકમાં ૧૬ વિદ્યાદેવીઓ વિગેરેના ફોટા બહુ સુંદર આપેલા છે. કિંમત રૂ. ૬) રાખી છે તે પ્રયાસ ને ખર્ચના પ્રમાણમાં વધારે નથી; પરંતુ તેના ખરીદનારા બહુ ઓછા મળે તેમ છે.

**શ્રીજૈનધર્મપ્રકાશ**, સં. ૧૯૮૪ વૈશાખ પુસ્તક ૪૪ અંક બીજો, પૃ૦ ૬૯.

(૩)

# ચતુર્વિંશતિકાનું ભાષાંતર

શ્રીમતી આગમોદય સમિતિ તરફથી વિક્રમ સંવત્ ૮૦૦ માં જન્મેલા અને મુનિદીક્ષા લેનારા અને ૧૧ વર્ષે આચાર્ય-પદ પ્રાપ્ત કરી અનેક રાજામહારાજાઓને જૈન ધર્મનો બોધ આપી ૯૫ વર્ષની ઉમરે પરોપકાર માટે અણસણ કરી આ ફાની દુનિયા ત્યાગ કરનાર બપ્પભટ્ટિસૂરિજીનું જીવનવૃત્તાંત તેમણે રચેલી ચોવીસ જિનેશ્વરોની સ્તુતિરૂપ **ચતુર્વિંશતિકા** અને **શ્રીશારદા-સ્તોત્ર** અને તે ઉપર સંશોધન, ભાષાંતર કરી વિવેચન કરનાર શ્રીયુત **હીરાલાલ રસિકદાસ કાપડિયા** એમ. એ. નું વિવેચનવાળું પુસ્તક ક્રાઉન ૮ પેજી એ સાઇઝમાં ૪૮ રતલી ક્રોક્ષલી લાયન લેજર પેપર પર પ્રગટ થયેલું છે. તેની નોંધ લેતાં અમને અતિ આનંદ થાય છે. શ્રીબપ્પભટ્ટિસૂરિજી જન્મે ક્ષત્રિય હતા અને તેમના પિતાનું નામ **બપ્પ** અને માતાનું નામ **ભટ્ટિ** અને પોતાનું નામ **સુરપાળ** હતું. તેઓ છ વર્ષની ઉમ્મરેજ શ્રી**સિદ્ધસેનસૂરિજી**ના સમાગમમાં આવતાં તેમની પાસે તેઓ જૈન ધર્મનો અભ્યાસ કરવા લાગ્યા. તેમની બુદ્ધિ એટલી તો તીવ્ર હતી કે તેઓ પ્રતિદિન એક હજાર શ્લોક કંઠસ્થ કરતા હતા. તેમની આવી ઉત્તમ બુદ્ધિથી **સિદ્ધસેનસૂરિજીએ બપ્પ** પાસે પુત્રની માંગણી કરી, પણ એકનો એક પુત્ર હોવાથી તેણે પ્રથમ તો તેને મુનિ-દીક્ષા આપવા ના પાડી, પણ આખરે પોતાનું તથા પોતાની પત્નીનું નામ કાયમ રહે એવું નામ **સુરપાળ**ને આપવાની શરતે તેમને મુનિ-દીક્ષા લેવાની રજા આપી. આથી **સુરપાળ**ને મુનિ-દીક્ષા આપતાં જોક **ભદ્રકીર્તિ** નામ આપવામાં આવ્યું હતું તોપણ તેઓશ્રી **બપ્પ-ભટ્ટિ**ના નામથી પ્રસિદ્ધ થયા અને ૧૧ વર્ષની ઉમ્મરે તેમનું અગાધ જ્ઞાન જોઇ સૂરિ-પદ આપવામાં આવ્યું હતું. શ્રી**બપ્પભટ્ટિસૂરિ**જીને **સરસ્વતી** હાજરા હજુર હતી તેથી શ્રી**ગોપગિરિ**ના રાજા **યશોવર્મા**ના પુત્ર **આમરાજા** તેમને પોતાની સાથે રાજ્ય-સિંહાસન પર બેસાડતા હતા અને તેમની સલાહ અનુસાર રાજ્ય ચલાવતા હતા. તેમણે અગ્યાર વર્ષની ઉમ્મરે સૂરિ-પદ પ્રાપ્ત થતાં, દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને તળેલા પકવાનોનો ત્યાગ એ કારણથી કર્યો હતો કે **આમરાજા** તેમના મિત્ર હતા અને રાજ-સંગતથી યૌવન-મદ થાય નહિ અને બ્રહ્મચર્યનો ભંગ થાય નહિ.

આ **બપ્પભટ્ટિસૂરિજીએ** ચોવીસ તીર્થંકરની સ્તુતિ ૯૬ પદ્યના ચોવીસ વિભાગના કાવ્યમાં શ્રી"ચતુર્વિંશતિકા" નામે લખી છે, અને દરેક વિભાગમાં એક જિનેશ્વરની, ચોવીસ જિનેશ્વરોની, આગમની અને દેવ દેવીની સ્તુતિ સંસ્કૃત ભાષામાં કરી છે. આ સ્તુતિઓ જૈન ધર્મ ઉપર અત્યંત પ્રકાશ નાખનાર છે અને અન્ય દર્શનીઓ પણ તેમાંથી ઘણું નવું જાણી શકે એમ છે. આ સ્તુતિનો અનુવાદ પ્રોફેસર **હીરાલાલ કાપડીયાએ** કર્યો છે અને તે ઉપર અનેક પુસ્તકોની સાક્ષી આપી વિવેચન અને ટીકા લખી છે. પુસ્તકમાં શબ્દ-કોષ, શ્રીરાજશેખરસૂરિકૃત સંસ્કૃત **બપ્પભટ્ટિ**-સૂરિચરિત્ર અને **શ્રીશારદા-સ્તોત્ર** આપવામાં આવ્યા છે જે અનેક અલંકારો અને કાવ્ય-ચમત્કૃતિઓથી ભરપૂર છે. આવા એક ઉત્તમ પ્રાચીન પુસ્તકને ભાષાંતર સાથે પ્રગટ કરવા માટે શ્રીમતી આગમોદય સમિતિને મુબારકબાદી ઘટે છે.

**મુંબઈ સમાચાર** ૩૦ મી જુન ૧૯૨૮. **જૈન,**

( ૪ )

પરમ પ્રિય ધર્મબંધુ ભાઇ શ્રી. **હીરાલાલ રસીકદાસ કાપડીઆ.** મુંબઈ.

ભાવનગરથી લી. ધર્મબંધુ **કુંવરજી આણંદજી**ના બહુમાન યુક્ત પ્રણામ. હું આપના બંને **ચતુર્વિંશતિકા**ના કામથી એટલો પ્રસન્ન થયો છું કે વારંવાર તેની પ્રશંસા કરૂં છું. **બપ્પભટ્ટિજી**-વાળી **ચતુર્વિંશતિકા** મેં પ્રથમ વાંચી. હમણા **શોભન**મુનિવાળી વાંચી. તેમાં તમારા સંસ્કૃત કામ માટે તો હું અનુમોદના જ કરૂં છું. હું સંસ્કૃત ભાષાનો સામાન્ય અભ્યાસી છું. તેથી તે બાબતમાં કાંઈ લખી શકું તેમ નથી. તે શિવાય ગુજરાતી કામમાં કેટલીક હકીકત વાંચતાં મને જ્યાં જ્યાં સ્ખલના જેવું જણાયું તે આ સાથે લખી મોકલું છું. આ પરીક્ષા બુદ્ધિથી લખેલું ન જાણશો પણ વધારે સ્પષ્ટ થવા માટે લખેલ સમજશો.

...........................................................................

...........................................................................

૧૯૮૪ ના જેઠ શુદ ૬ વાર શુક્ર
લી. **કુંવરજી**ના પ્રણામ.

---

# શ્રીશોભન મુનિવર્યકૃત ચોવીસ જિનેશ્વરોની સ્તુતિ

શ્રીઆગમોદયસમિતિ તરફથી તેના એક મંત્રી શ્રાવક શ્રેષ્ઠી શ્રીજીવણચંદ **સાકરચંદ ઝવેરી** આચાર્યવર્ય શ્રી**સાગરાનંદ**સૂરીશ્વરજી અને અન્ય આચાર્યો અને મુનિરાજોની મદદથી પ્રાચીન પુસ્તકોની હારમાળા પ્રગટ કર્યા જાય છે, તે વિષે અમે અગાઉ લખી ગયા છીએ. એ ગૃહસ્થ શ્રાવકે અત્યાર સુધીમાં શ્રીઆગમોદય સમિતિના આશરે પચાસ અને શ્રીદેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ તરફથી આશરે પોણોસો પુસ્તકો પ્રગટ કર્યાં છે. હાલમાં શ્રીઆગમોદય સમિતિ તરફથી શ્રી**ભોજ** રાજાના વખતમાં થઇ ગયેલા મહાકવિ **ધનપાલ**ના ભાઇ શ્રી**શોભન** મુનિવર્ય રચિત **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( સચિત્ર ), મહાકવિ શ્રી**ધનપાલ**કૃત ટીકા અને પૂર્વ મુનીશ્વરકૃત અવચૂરિ અને ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીમદ્ **યશોવિજયજી**કૃત **ઐન્દ્ર-સ્તુતિ** સાથે ' પાર્ચમેન્ટ ' પેપર ઉપર ક્રાઉન ૮ પેજીના સાઇઝમાં જૈનોની ૨૦ દેવીઓના ત્રિરંગી ચિત્રો અને પ્રભુ **મહાવીર**ના સમવસરણના ચિત્ર સાથે પ્રગટ કરવામાં આવી છે. તેમાં આપેલી વસ્તુ ચોવીસ તીર્થંકરોની સ્તુતિને લગતી હોવાથી અને તેનું સંશોધન, ભાષાંતર અને વિવેચન કરનાર માજી પ્રોફેસર **હીરાલાલ રસિકદાસ કાપડીઆ** એમ. એ. હોવાથી, ગુજરાતી અને સંસ્કૃત ભાષાઓના જાણકારો માટે અને જૈન ધર્મના જિજ્ઞાસુઓ માટે પુસ્તક એવું તો ઉત્તમ બન્યું છે કે જે વિષે બે મત હોઇ શકે જ નહિ.

---

૧ અનુવાદકની અનુમતિથી પ્રસિદ્ધ કરનાર જી. સા.

મૂળ ગ્રન્થકાર કવિરાજ **શ્રીશોભન** મુનિ **ભોજ** રાજાના વખતમાં થઇ ગયા છે અને તેઓ-શ્રી મહાકવિ **ધનપાલ** કે જેઓ બ્રાહ્મણ ધર્મના સંગી હતા તેમના ભાઇ થતા હતા. તેમના પિતાજીએ જૈન 'ચાન્દ્ર'ગચ્છીય શ્રી**મહેન્દ્રસૂરિ**જીનું ઋણ ફીટાવવા પોતાના બીજા પુત્ર **શ્રીશોભનને** આચાર્ય મહારાજને અર્પણ કર્યા હતા અને તેઓએ જૈન મુનિરાજની દીક્ષા લીધી હતી એટલુંજ નહિ પણ તેઓએ પોતાના જ્ઞાનથી મહાકવિ શ્રી**ધનપાલને** જૈન ધર્મના રાગી કર્યા હતા.

હાલમાં જેમ મુનિ-દીક્ષા સંબંધમાં મત-ભેદ પડ્યા છે તેમ તે વખતે પણ હતું એમ જણાય છે, કેમકે **શ્રીશોભન** જ્યારે આચાર્ય પાસે દીક્ષા લેવા ગયા હતા ત્યારે આચાર્ય મહારાજે તેમને એવો સવાલ કર્યો હતો કે તેમને જૈન ધર્મ ઉપર શ્રદ્ધા હતી કે નહિ ? **શ્રીશોભને** એ સવાલનો જવાબ "ન"કારમાં આપતાં આચાર્ય મહારાજે જણાવ્યું હતું કે " જેને જૈન ધર્મ ઉપર શ્રદ્ધા ન હોય, તેને, હું દીક્ષા આપતો નથી. વાસ્તે જો તારી ઇચ્છા થતી હોય, તો, તું એક વાર જૈન સિદ્ધાન્ત શ્રવણ કર અને તેના વાસ્તવિક અર્થનું મનન કર. એમ કરવાથી જો તને તે પ્રતિ રૂચિ થાય તો તને હું દીક્ષા આપીશ. " આ પછી જ્યારે **શ્રીશોભનનું** મન જૈન ધર્મ ઉપર રાગી થયું હતું ત્યારે જ તેને દીક્ષા આપવામાં આવી હતી. આ દીક્ષા લેનાર **શ્રીશોભને** મુનિ-અવસ્થામાં શ્રીચોવીસ તીર્થંકરોની સ્તુતિ એવી તો ઉત્તમ રીતે રચી હતી કે મહાકવિ શ્રી**ધનપાલે** તેના ઉપર ટીકા રચી હતી કે જે **ધનપાલે** અગાઉ તો શ્રી'માલવા' દેશમાં જૈન સાધુઓને વિહાર કરતાં અટકાવ્યા હતા.

આ સ્તુતિ-ચતુર્વિંશતિકામાં દરેક તીર્થંકર સંબંધીમાં ૪ પદ્ય લઇ કુલ ૯૬ પદ્યમાં ૨૪ તીર્થંકરોની સ્તુતિ કરવામાં આવી છે અને તે એટલી તો ઉત્તમ છે કે અનેક પ્રાચીન કવિઓએ તેની સ્તુતિ કરી છે અને જર્મન સ્કૉલર ડૉ. **હર્મન જેકોબીએ** પણ તેનું જર્મન ભાષામાં ભાષાંતર કર્યું છે. આ કાવ્યમાં અનેક પ્રકારના શબ્દાલંકાર છે. તેના દરેક પદ્યમાં બીજું ચરણ ચોથા ચરણને તદ્દન મળતું હોવા છતાં, તેનો અર્થ તદ્દન જૂદો થાય છે એ તેની ચમત્કૃતિ છે. એટલું જ નહિ પણ કેટલાક પદ્યોમાં એકજ જાતના ચરણનો ત્રણ ત્રણ જુદા જુદા અર્થમાં ઉપયોગ કરવામાં આવ્યો છે. આ કાવ્યનું અને ટીકાનું સંશોધન પ્રોફેસર **હીરાલાલ કાપડીઆ** એમ. એ.એ ઘણીજ ઉત્તમ રીતે કર્યું છે અને ભાષાંતર કરતાં લગભગ એક સો પુસ્તકોનો આધાર લઇ ટીકા અને ભાષાંતર એટલા તો ઉત્તમ રીતે આલેખ્યા છે કે સંસ્કૃત ભાષાના સામાન્ય જાણકારને તેમજ ગુજરાતી ભાષાના જ્ઞાતાને એ પુસ્તક જૈનોના ચોવીસ મહાપુરૂષો-તીર્થંકરનો ઇતિહાસ અને જૈન ધર્મની સામાન્ય માહિતી પૂરી પાડે છે. પુસ્તકમાં શબ્દ-કોષ, વિવેચન વિગેરે ઘણા ઊંડા જ્ઞાનથી આપવામાં આવ્યા છે અને તે માટે ભાષાંતરકારને તેમજ આગમોદય સમિતિને મુબારકબાદીજ ઘટે. પુસ્તકમાં ૨૦ જૈન દેવીઓ અને સમોવસરણના જે ત્રિરંગી ચિત્રો આપવામાં આવ્યાં છે તેવું સાહસ અત્યાર સુધી કોઇ જૈન ગ્રન્થકારે કર્યું હોય એમ અમે જાણતા નથી.

પુસ્તકની કીંમત ૭ રૂપિયા છે.

**મુંબઈ સમાચાર**, ૨૩ મી જુન ૧૯૨૮. **જૈન.**

# ટુંક સમયમાં બહાર પડનારા ગ્રન્થો

(૧) **શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ** શ્રીમેરૂવિજયગણિકૃત ટીકા તથા પ્રો. હીરાલાલકૃત ગુજરાતી ભાષાંતર અને સ્પષ્ટીકરણ સહિત, શાસન-દેવીઓનાં ત્રિરંગી ચિત્રોથી અલંકૃત. મૂલ્ય રૂ. ૬–૦–૦

(૨) **શ્રીશોભન-સ્તુતિ** શ્રીજયવિજયગણિ પ્રમુખ ચાર મુનિવરોની વિદ્વત્તા-પૂર્ણ વૃત્તિઓ સહિત તેમજ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીયશોવિજય-ગણિકૃત **ઐન્દ્ર-સ્તુતિ** સાવચૂરિ, વિવિધ ચિત્રોથી સુશોભિત. મૂલ્ય રૂ. ૮–૦–૦

(૩) **શ્રીભક્તામર-સ્તોત્ર, શ્રીકલ્યાણમંદિર-સ્તોત્ર, શ્રીનમિઊણ-સ્તોત્ર,** શ્રીપંચપરમેષ્ઠિસ્તવ, શક્રસ્તવ વગેરે. પ્રો. ચકોરબીના આમુખ સહિત.

(૪) **લીંબડી આદિ ભંડારનું સૂચિપત્ર**

(૫) **શાસ્ત્રવાર્તાસમુચ્ચય સ્વોપજ્ઞ વૃત્તિ સાથે.**

(૬) **મહાવીરચરિયં** (પ્રાકૃત)

(૭) **લોકપ્રકાશનું ગુજરાતી ભાષાંતર.**